## અનુક્રમણિકા

પીટર ક્રોપોટકિન–પ્રવેશક ... ૬

## વિભાગ ચોથો : સેંટ પીટર્સબર્ગ

૧ વિજ્ઞાનને મુખ્ય અર્પણ ... ૩
૨ આર્કટિક શોધવાની યોજના ... ૭
૩ નવી વાંછનાઓ શી હતી? ... ૧૦
૪ પાટનગરના રંગઢંગ ... ૧૪
૫ ઓલવાયેલા જ્વાળામુખીઓ ... ૧૮
૬ સ્ત્રીશક્તિ જાગે છે ... ૨૪
૭ પિતાનું મૃત્યુ ... ૨૮
૮ આંતરરાષ્ટ્રીય કામદાર પ્રવૃત્તિમાં ... ૩૧
૯ 'જ્યુરા સમવાય' ... ૪૨
૧૦ બાકુનિન : ક્રાન્તિની ફિલસૂફી ... ૪૮
૧૧ એક બંડલની કથા ... ૫૨
૧૨ નિહિલિઝમ ... ૫૪
૧૩ ચૈકોવ્સ્કીનું મંડળ ... ૬૧
૧૪ લોકજાગૃતિની હિલચાલ ... ૬૩
૧૫ સ્ટેપનિયાક ... ૭૨
૧૬ ગિરફતારી અને કારવાસ ... ૮૧

## વિભાગ પાંચમો : કિલ્લામાં


| | | | |
|---|---|---|---|
| ૧ | અંધાર કોટડીમાં | ... ... | ૯૩ |
| ૨ | તુરંગમાં વાચનલેખન | ... ... | ૯૮ |
| ૩ | એક ભારે ફટકો | ... ... | ૧૦૦ |
| ૪ | ટકોરાથી વાતચીત | ... ... | ૧૦૪ |
| ૫ | છૂટવાની યોજનાઓ; અંતે છુટકારો | ... | ૧૦૭ |


## વિભાગ છઠ્ઠો : પશ્ચિમ યુરપ


| | | | |
|---|---|---|---|
| ૧ | ગ્રેટ બ્રિટનમાં | ... | ૧૨૧ |
| ૨ | જ્યુરાનું પ્રભાવશાળી મહામંડળ | ... | ૧૨૬ |
| ૩ | મહામંડળના કેટલાક મણકો | ... | ૧૩૨ |
| ૪ | નવીન સમાજરચના | ... | ૧૩૮ |
| ૫ | ઘેન્ટની યાદગાર પરિષદ | ... | ૧૪૮ |
| ૬ | ટર્જેનેવ | ... | ૧૫૨ |
| ૭ | 'લે રેવોલ્તે' | ... | ૧૫૬ |
| ૮ | રશિયામાં વધુ સીતમ | ... | ૧૬૩ |
| ૯ | સ્વિટ્ઝર્લેંડમાંથી હદપારી | ... | ૧૬૯ |
| ૧૦ | ખરી હદપારી તો આ | ... | ૧૭૩ |
| ૧૧ | જાસુસોની નિગા હેઠળ | ... | ૧૭૬ |
| ૧૨ | ફ્રેંચ સરકારનો મહેમાન | ... | ૧૭૮ |
| ૧૩ | કલેરવોની તુરંગ | ... | ૧૮૨ |
| ૧૪ | થોડીક જાસુસકથાઓ | ... | ૧૮૮ |
| ૧૫ | છુટકારો : ફરીથી ઇંગ્લંડમાં | ... | ૧૯૨ |
| ૧૬ | ઈંગ્લંડની સમાજવાદી પ્રવૃત્તિ | ... | ૧૯૫ |
| ૧૭ | સરસ પરિણામ | ... | ૧૯૭ |



# પીટર ક્રોપોટકિન

## તેનું વ્યક્તિત્વ, ફિલસૂફી અને સાહિત્યસેવા

૧

**મા**ણસે આ પૃથ્વી પર અવતાર ધરીને કેટલાં ય સાહસો માથે ઉઠાવવાં પડે છે. તેમાંનાં કેટલાંક સાહસ અક્કલમંદ હોય છે અને બીજાં ગાંડાંઘેલાં. આ બીજો સાહસપ્રકાર સ્થૂલ જીવનમાં આ કાલના વિમાનીઓને કે ધ્રુવપ્રદેશો યા તો હિમાલયપ્રદેશોના શોધકોને, તથા સૂક્ષ્મ જીવનમાં સર્વ કાલના કવિઓ અને લેખકોને બહુ પ્રિય હોય છે. તેવા એક કવિએ અસલ વારાના હિંદુસ્તાનમાં પોતે 'અલ્પવિષયા મતિઃ' હોવા છતાં, રઘુ જેવા પરમ પ્રતાપી રાજાનું વંશવર્ણન કરવાનું બીડું ઝડપ્યું અને શોભાવ્યું હતું. આ પ્રવેશક લખવાનો પ્રયાસ પણ એવી જ રીતે હોડકામાં બેસીને દુસ્તર સાગર તરવાનો મોહ ધરનાર અલ્પમતિ માણસનું એક સાહસ જ છે. પ્રારંભ કરતાં, ક્યાં ક્રોપોટકિન ને ક્યાં હું, એવો ગભરાવી દેતો સવાલ થયા વિના રહેતો નથી. આમ છતાં, એ વીરવિભૂતિ અને તેના જીવનકાર્ય વિશે થોડુંઘણું લખવા બેસું છું, તે એવી શ્રદ્ધાથી જ કે ગભરાએલા કાલિદાસની કંપતી કલમને જે વાગ્દેવીએ સ્થિર કરી અને પૂરા સોળ સર્ગ લગી સરલમધુર પ્રવાહે વહેતી રાખી, તે મારા જેવા પોતાના

વિનમ્ર ભક્તને આ થોડાં પાનાંપૂરતી સહાય થવાની ના તો નહિ પાડે. તેથી, એ શ્રદ્ધાથી ભરેલે હૈયે અને 'યા કુન્દેન્દુતુષારહારધવલા' એ તેનો પ્રસિદ્ધ સ્તુતિમંત્ર ભાવપૂર્વક મનમાં ભણીને, પ્રારંભું છું.

૧૯૩૨ની સાલ સુધી ગુજરાતના સામાન્ય વાચકને ક્રોપોટકિન કે તેના કાર્ય વિશે થોડી જ માહિતી હતી—'પ્રસ્થાન' માસિકમાં આવેલી શ્રી. નંદલાલ શાહની ત્રણ હપ્તાની એ મહાપુરુષની જીવનરેખા આંકતી એક લેખમાળા અને તેનાં લખાણોના બે નાના સંગ્રહો 'ક્રાન્તિ' તથા 'કાયદાની આંધી'માંથી મળી શકે તેટલી જ. ૧૯૩૨–૩૩માં 'એક ક્રાંતિકારની આત્મકથા' પ્રગટવાથી તેની દ્વારા આપણે તેના એક વધુ તથા ઘણા મહત્ત્વના ગ્રંથથી તો પરિચિત થયાએ જ છીએ, પણ તે ગ્રંથમાં તેની પોતાની જીવનકથા હોવાને કારણે, આપણને તેમાંથી તેના સૌમ્ય અને આકર્ષક વ્યક્તિત્વ, તેના પ્રભાવશાળી ચારિત્ર અને તેના અદ્‌ભુતરસિક જીવનપ્રસંગો સંબંધી, તેમ જ, ક્રાંતિની તેની વિશિષ્ટ ફિલસૂફી સંબંધી ઘણું જાણવાનું મળે છે. માત્ર, તેની બહુવિધ સાહિત્યસેવાને સાકાર કરતા બીજા ગ્રંથોનું આપણું જ્ઞાન હજી પરિમિત ગણાય. એ કારણે, આ પ્રવેશકનો સારો જેવો ભાગ આપણે એ ગ્રંથોનો ઓછાવત્તા વિસ્તારવાળો પરિચય કરાવવામાં આગળ જતાં રોકવાની જરૂર પડશે. પણ એ પરિચયચિત્ર જે ભોંય પર આલેખવાનું, તે તો ગ્રંથકારના જીવન અને ફિલસૂફીની જ બની શકે. તેથી, પહેલાં તો તેની જીવનરેખા અને 'ઍનાર્કિઝમ' ઉર્ફે અશાસકવાદની રૂપરેખા દોરવી ઠીક પડશે. પછી તેના કેટલાક મુખ્યામુખ્ય ગ્રંથોના વિસ્તૃત કે સંક્ષિપ્ત સારભાગ વડે એ રેખાઓમાં યથાશક્ય રંગ પૂરવાનો પ્રયાસ કરીશું.

## ૨

પીટર ક્રોપોટકિન જે કુળમાં જન્મ્યો હતો તે રશિયાનાં સૌથી પુરાણાં અને ખાનદાન કુળોમાંનું એક હતું. તેનો પિતા એટલે,

જે કાળે ગુલામો પર નભતી જમીનદારશાહી રશિયામાં પ્રવર્તતી હતી, તે કાળનો મોટો ઉમરાવ; ઉમરાવ, પણ તેના નિર્ઘૃણ ભાઈબંધ ઉમરાવોને મુકાબલે જાણે દયાળુ કહેવા જેવો, ભોળો અને દુનિયાદારીમાં તથા લશ્કરી જીવનમાં રાચનારો હતો. અમુક આકર્ષક ભોળપ સિવાયનો તેનો કોઈ ગુણ પુત્રમાં ઊતર્યો જણાતો નથી. ગુણલક્ષણોની બાબતમાં તો તે પિતા કરતાં માતાનો વારસો વધુ અંશે પામ્યો જણાય છે–રસીલાં પ્રવાસવર્ણનો લખનારી તથા આશ્રિત ખેડુતાણીઓ જોડે આનંદભેર નૃત્ય કરવામાં નાનમ નહિ માનનારી તેની માતા. ક્રોપોટકિનની અમોઘ ભૂતદયા, તેનો આમવર્ગ માટેનો પરમ સજીવ, સક્રિય પ્રેમ અને તેની સુરેખ તેટલી જ રસાત્મક શૈલીઃ આ સર્વ ગુણો પોતે ચારેકની વયે ખોએલી માતાએ જ તેનામાં મૂક્યા હતા એમ આપણે નિઃશંક માની શકીએ.

માતા ગયા પછી તેના પિતા બીજી વાર પરણ્યા અને તેમણે બંને દીકરા–પીટર અને તેનો ભાઈ અલેકઝાંડર, જેનો તેના વિકાસમાં ઘણો હિસ્સો હતો, ને તેથી, જેની ઘણીખરી જીવનકથા પણ આ આત્મકથામાં વણાતી આવી છેઃ એ બંને દીકરા—સોંપ્યા નોકરોને તથા પુલેંસાહેબ જેવા કરડા ફ્રેંચ શિક્ષકને. સુભાગ્યે, નોકરો કુટુંબીજનો જેવાં હતાં. તે બધાં પોતાની મમતાળુ સદ્‌ગત શેઠાણીની કરુણમધુર યાદગીરી સમા બંને કુમારોનું અચ્છી તરેહથી જતન કરતાં અને જાત-જાતની રમતગમતોથી તેમને આનંદ કરાવતાં. આ કારણે તેમ જ પાછળથી હેલનબહેનની માયાભરી દરમિયાનગીરીને લીધે પેલા માસ્તરસાહેબ ઉછરતા કુમારોને થોડું જ નુકસાન કરી શક્યા. તેમણે વધુમાં વધુ નુકસાન એ જ કર્યું લાગે છે કે ' જ્યુરિસ–કોન્સલ્ટ ' એટલે કે ધારાશાસ્ત્રીના નામ અને કામ વિરુદ્ધ જબરો દુર્ગ્રહ બંનેનાં મનમાં બંધાવ્યો. પણ તેથી દુનિયાને કંઈ જીવ જેવી ખોટ ગઈ નથી.

પરંતુ એ અમીરઘરનું વાતાવરણ બીજી રીતે પણ બાળક પીટરનું ઘડતર આગળ ચલાવ્યે જતું હતું. બાપુ નજીવા વાંકે પોતાના ગુલામ 'જીવો'ને ચાબકાની સજાનો હુકમ કરતા એ જોઈને તે ખૂબ મુંઝાતો અને તેવી ખફગીના ભોગ બનેલા દુઃખાયેલા ગુલામ મકારને તેણે અંધારે એકાંતે કોલ પણ દીધો હતો કે હું મોટો થઈશ ત્યારે તમને લોકોને આમ નહિ સંતાપું; વળી જાગીર–ગામ નિકોલ્સ્કોય જવાના માર્ગનું તથા તે ગામનું પ્રકૃતિસૌંદર્ય, ઇતિહાસ-પ્રસંગો તથા લોકજીવન, એ સર્વ પણ તે કુમળા હૃદયને વિવિધ રીતે સંસ્કારવા તથા તેના ભાવિ જીવન માટે વળોટ આપવા લાગ્યાં હતાં; અને ભવિષ્યમાં 'લે રેવોલ્તે' જેવા ક્રાંતિકારી પત્રનો તંત્રી થનાર હતો તે આ અરસામાં, કિશોર વયે જ, હસ્તાલખિત દૈનિક ને માસિક કાઢીને પત્રકારજીવન પણ આદરે તેમાં શી નવાઈ ?

પછીનાં આઠ વર્ષ કુમારચમૂની શાળામાં તથા શહેનશાહના રસાલામાં કુમારરાજ તરીકે તેણે ગાળ્યાં. આ સમયમાં તેનો મનોવિકાસ બહુ ઝડપથી અને ઘણી જુદીજુદી દિશામાં થયો. સાહિત્ય તેમ જ વિજ્ઞાનનો એ દિનોનો અભ્યાસ તેને પાકટ ઉમરે ઘણો ખપ લાગ્યો. તેવામાં દેશજીવનનો સૌથી મહત્ત્વનો બનાવ એ બન્યો કે ખેડુગુલામોને મુક્તિ—માણસાઈના સર્વ પ્રાથમિક હકો—હવે મળશે એવો ઢંઢેરો બહાર પડ્યો. ઢંઢેરાને પાછળથી આપમતલબી માણસોએ વહેવારમાં ઘણે અંશે નામુકર ગયા જેવો કર્યો એ જુદી વાત; ક્રૉપોટકિન પોતે તો પોતાની ફરજ બજાવવામાં જરા ય ચૂક્યો નહોતો: જાગીરનો જે ભાગ પોતાને વારસામાં મળ્યો તેના ખેડૂતોને તેણે પૂર્ણ સંતુષ્ટ કરી દીધા હતા. તેની હકૂમતમાં તેઓ જેમ તેની પડખેની જ ખુરસીએ બેસી, તેની કાઢી આપેલી ચાના ઘૂંટડા સાનંદ ભરી શકતા, તેમ, તદ્દન નફકરે જીવે સાંજને પહોરે ગામબજારના ખુલ્લામાં ફરી શકતા; ઉમરાવ અને નાનામોટા, પોતાના ભાંગ્યાતૂટ્યા ભણતરનો ઉમળકાભેર ઉપયોગ કરતાકરતા ઘરમપોથી-

માંથી પણ 'રિજોઇસ' (આનંદ કરો) શબ્દ વીણી કાઢી તેનું રટણ કર્યા કરતા હતા.

3

શાળા છોડયા પછી તે સાઈબીરિયામાં લશ્કરી અફસર બન્યો. ત્યાંનાં એ અઢી વર્ષ ક્રોપોટકિનના જીવનઘડતરને સુનિર્ણીત દિશામાં વાળનારાં નીવડયાં. ભૂગોળવિદ્યાના વિશારદ તરીકે તેને પુખ્ત વયે વિજ્ઞાનની દુનિયામાં સ્થાયી પ્રતિષ્ઠા અપાવનારી તેની ઉત્તર એશિયાની પર્વતમાળા વિશેની શોધોનાં બીજ તે સમયમાં વવાયાં તથા આમુર-પ્રદેશની સાહસિક મુસાફરીઓ પણ તેણે ત્યારે જ કરી. પરંતુ તેનાથી વધુ અગત્યનું જ્ઞાન તો તેને સાઇબીરિયામાં લોકોદ્ધારના પ્રયાસવેળા એ સાંપડ્યું કે રાજ્યવહીવટની જાળગૂંથણી માનવજાતના સર્વદેશી વિકાસને રુંધનારી છે, માટે દુનિયામાં સર્વત્ર અશાસકવાદી નવીન સમાજરચના ફેલાવી જોઈએ—દરેક દેશમાં સ્વેચ્છાથી રચાએલાં અને એકત્રિત થએલાં નાનાંનાનાં ધંધાવાર માનવજૂથો રચાવાં જોઈએ, તેમાં હાલની પદ્ધતિના કાયદા કે સરકારબરકારની જરૂર રહેશે નહિ, માટે તેવું કશું ન હોવું જોઈએ; અને એવાં જૂથોના જગદ્વ્યાપી સમવાયોએ જ જગતનું જીવન ઘડવું જોઇએ, જેથી કરીને સર્વ-સમાનના અને સર્વસુલભ સુખભોગ તેમ જ સંસ્કારભોગ જગતમાં સર્વત્ર પ્રસરી રહે.

સાઈબીરિયાથી રશિયામાં પાછા આવ્યા પછીનાં ચાર વર્ષ તો વિદ્યાપીઠમાં વધુ અભ્યાસ કરવામાં, શહેનશાહી સીતમથી દબાઇ ને ડઘાઈ ગએલા પાટનગરના પલટાએલા રંગઢંગ નીરખવામાં અને ફિન્લૅંડના બરફપથારોને લગતી ભૂસ્તરશાસ્ત્રની શોધોમાં ગયાં. એ શોધપ્રવાસ દરમિયાન જ ક્રોપોટકિનના જીવનમાં લગભગ અણધાર્યું એક પરિવર્તન થયું—માત્ર વિજ્ઞાનની સેવાને અર્પાયું

હોત તે જીવન દરિદ્રનારાયણની સેવામાં અર્પવાનો નિશ્ચય તેણે ગરીબ અભણ ખેડૂતોની માઠી દશાથી દુભાઈને, તે માઠપને સાટે પોતાથી બને તેટલી વધુમાં વધુ સારપ પ્રગટાવવાની જ્વલંત સદ્ભાવનાથી પ્રેરાઈને, કર્યો. વિજ્ઞાનનું કાર્ય તે પછી પણ બેશક પ્રસંગોપાત્ત ચાલુ હતું. ઉત્તરવયમાં પોતે લખેલી 'મ્યુચ્યુઅલ એઇડ' રચતી વખતે તો વિજ્ઞાનની વિવિધ શાખાઓનું સુસંચિત જ્ઞાન તેને માટે સોનાના મૂલનું થઇ પડ્યું. પણ ફિન્લૅંડ પછીનો ક્રોપોટકિન એ ગરીબ-સેવાનો વ્રતધારી છે, વિજ્ઞાનસેવાનો નહિ.

૪

નવું જીવનવ્રત અહોરાત્ર પાળતાંપાળતાં એક વખતના પ્રિન્સ ક્રોપોટકિને રજળપાટની જે નવી જિંદગી સ્વીકારી અને દીપાવી, તેની કથા અલ્પવિસ્તારથી પણ કહેવા બેસીએ તો બહુ વાર લાગે. આત્મકથાના આ બીજા ભાગમાં પૂરતી વિગતોસહિત રસમયતા-પૂર્વક વર્ણવાએલા એ બનાવો પરથી વાંચનાર જોઇ શકશે કે એ જિંદગી દેશબાંધવોના બહોળા આમવર્ગના હૃદય સાથે એકતાર થવામાં, અભ્યાસ કે અનુભવસંચય માટે પરદેશ વેઠવામાં, આંતર-રાષ્ટ્રીય કામદારસંઘના અથાક સેવક લેખે, કે પછી યથાપ્રસંગ સ્વદેશી કે વિદેશી તુરંગોના સળિયા પાછળજ ધીટતાથી વર્ષો ને વર્ષો વીતાડવામાં તેણે ગાળી હતી. ૧૮૮૬ માં—પોતાની ચુમ્માલીસની વયે—તુરંગવાસને છેલ્લી સલામ કર્યા પછી વરસદહાડે તેણે પોતાનું પહેલું ઇંગ્લિશ પુસ્તક પ્રસિદ્ધ કર્યું. એ 'ફ્રેંચ ઍંડ રશિયન પ્રિઝન્સ'ના પ્રકાશન સાથે, ક્રોપોટકિનની ધ્યેયલક્ષી છતાં કલારહિત નહિ એવી સાહિત્યસેવાની શરૂઆત થાય છે. * ત્યારથી માંડીને, તેના મૃત્યુ પછી ત્રણ વર્ષે પ્રગટેલા તેના છેલ્લા પુસ્તક સુધીનાં આ સોળ

* ત્યાર પહેલાંના તેના બેત્રણ ગ્રંથો ફ્રેંચમાં જ લખાએલા. તે મુકાબલે ગાણ ગણાય તેવી કૃતિઓ છે

પુસ્તકોમાં તેના અનુભવો, 'એનાર્કિઝમ'ની તેની વિશિષ્ટ ફિલસૂફી તથા તેનાં વિજ્ઞાનવિષયક સંશોધનો ચિરંજીવ થયાં છેઃ

૧૮૮૭: ફ્રેંચ એંડ રશિયન પ્રિઝન્સ
૧૮૯૧: એનાર્કિસ્ટ કૉમ્યુનિઝમ
૧૮૯૮: ધ સ્ટેટ: ઈટ્સ પાર્ટ ઈન હિસ્ટરી
૧૮૯૯: ફીલ્ડ્ઝ, ફેક્ટરીઝ એંડ વર્કશોપ્સ
૧૯૦૦: મેમ્વાર્સ ઑફ એ રેવોલ્યુશનિસ્ટ
૧૯૦૧: અનસસ્પેક્ટેડ રેડિએશન્સ
૧૯૦૨: મ્યુચ્યુઅલ એઈડ: એ ફેક્ટર ઑફ ઇવોલ્યુશન
૧૯૦૩: મૉડર્ન સાયન્સ એંડ એનાર્કિઝમ
૧૯૦૪: એનાર્કિઝમ: ઇટ્સ ફિલૉસોફી એંડ આઇડીઅલ્સ
૧૯૦૪: ધ ડેસિકેશન ઑફ એશિયા
૧૯૦૪: ધી ઓરોગ્રાફી આફ એશિયા
૧૯૦૫: આઈડીઅલ્સ એંડ રીએલિટી ઇન રશિયન લિટરેચર
૧૯૦૬: ધ કોંક્વેસ્ટ આફ બ્રેડ
૧૯૦૯: ધ ગ્રેટ ફ્રેંચ રેવોલ્યુશન
૧૯૦૯: ધ ટેરર ઇન રશિયા
૧૯૨૪: એથિક્સ: આરિજિન એંડ ડેવેલપમેંટ *

૧૮૮૬ની સાલમાં ફ્રેંચ તુરંગમાંથી છૂટ્યા પછી પોતે લંડન-પડોશ ના હેરોમાં સ્થિરતાથી જીવન ગાળવું શરૂ કર્યું એમ તો ક્રોપોટકિને આત્મકથામાં જ કહ્યું છે. એ વર્ષથી માંડીને ત્રણ દશકા સુધીનો સમય તેણે એ સ્થળે મુખ્યત્વે ચિંતનમાં અને ઉપર્યુક્ત ગ્રંથોની રચનામાં ગાળ્યો. એ સાહિત્યપ્રવૃત્તિને પરિણામે તે ઈંગ્લંડમાં તેમ જ અમેરિકામાં જેમ અશાસકવાદના વિષયમાં તેમ ખેતીવાડી ને ભૂગોળના વિષયોમાં પણ પ્રમાણપુરુષ ગણાયો. 'મ્યુચ્યુઅલ એઈડ'

* આ પુસ્તકોમાંનાં કેટલાંકની જુદી અમેરિકન આવૃત્તિ પણ થઈ છે; ઇંગ્લંડમાં પણ કેટલાંકની બીજી આવૃત્તિ થએલી; ફ્રેંચ વિપ્લવ વિશેનું મૂળે ફ્રેંચમાં જ લખાયું હતું.

અર્થાત્ પરસ્પર સહાયતાનો વિકાસ પ્રાણીસૃષ્ટિમાં અને માનવ-ઇતિહાસમાં કેવી રીતે થયો છે તેને લગતા સિદ્ધાંતો પણ તેણે આ અરસામાં જ વિચાર્યા અને 'ધ નાઈન્ટીન્થ સેન્ચરી'માંની તે વિષયની ૧૮૯૦–૯૬ દરમિયાનની લેખમાળામાં જગત સમક્ષ પહેલી વાર મૂક્યા. એ પત્રના તંત્રી મિ. જેમ્સ નોલ્સ તથા બીજા ઘણા સમભાવી અંગ્રેજો સાથે તેને, તેઓ તેના અપૂર્વ વ્યક્તિત્વથી આકર્ષાયા હોવાથી, મિત્રાચારી થઈ અને ટકી તે પણ આ ૧૮૮૬થી ૧૯૧૭ સુધીનાં ૩૧ વર્ષમાં જ.

## ૫

૧૯૧૭ના માર્ચમાં રશિયા મહાક્રાંતિથી ધધણી ઊઠ્યું. ક્રોપોટકિનને તે વેળા લાગ્યું કે જે દહાડો દેખવા મેં એક સાઠી સુધી સતત વિચારો અને કાર્ય કર્યા છે તે દહાડો આખરે આવી પહોંચ્યો ખરો. તે વર્ષના જૂનમાં એ રશિયા ગયો. તે ગએલો તો એવી આશાથી કે હમણાં આ કેરેન્સ્કી વગેરેને હાથે પશ્ચિમ યુરપ અને અમેરિકાની ઢબનું લોકશાસન સ્વદેશમાં પ્રવર્તશે અને તેમાંથી આગળ ઉપર અશાસકવાદની વિશ્વકલ્યાણક ભાવનાનો પ્રયોગ કરવાની તક મળવા પણ સંભવ ખરો. રશિયામાં જે ક્રાંતિ થઈ તે પ્રકારની ક્રાંતિ નજીક છે એમ તો તેણે આત્મકથાના અંતભાગને સમયે—છેક ૧૯૦૦માં—જોઈ લીધું હતું. અને પૂરી એક વીશી પણ વીત્યા પહેલાં એ સ્વપ્ન સત્ય ઠરે ત્યારે તેના દિલમાં એવા અભિલાષો જાગે જ ને, કે આ મંગળકારી ક્રાંતિ હવે ટૂંક સમયમાં જ જગતને ઘેરી વળશે તથા અશાસકવાદનો સર્વત્ર જયજયકાર બોલાશે.

પણ તેને રશિયામાં આવ્યે પૂરા છ માસે થયા નહોતા ત્યાં તો દેશનું રાજ્યતંત્ર ગયું લેનિન અને તેના સમષ્ટિવાદી બોલ્શેવિક જોડીદારોના હાથમાં. એ લોકોની સાથે ક્રોપોટકિનનો કંઇ મેળ

ખાધો નહિ એમ એ સંબંધી આજે ઉપલબ્ધ સર્વ સાધનો પરથી લાગે છે. આ પરિણામને કુદરતી પણ કહી શકાય. એક બાજુ કેન્દ્રવર્તી સત્તા અને સરમુખત્યારીમાં જ માનતા લેનિન અને તેના માર્ક્સપંથી સાથીઓ; બીજી બાજુ, કેન્દ્રાપગામી અને સ્વેચ્છાચારી જૂથોના સમવાયમાં અને પૂર્ણસ્વાતંત્ર્યમાં માનનારો બાકુનિનનો શિષ્ય ક્રોપોટકિન. ઓગણીસમી સદીના ચોથા ચરણમાં માર્ક્સ અને બાકુનિન વચ્ચે કેટલીક વાર તડાતડી ઊડેલી, તો પછી વીસમીના પહેલા ચરણમાં એ પ્રત્યેકના અનુયાયીઓ વચ્ચે પણ તેવું જ બને તેમાં શું આશ્ચર્ય ? પણ ક્રોપોટકિન વિપ્લવવીર છતાં સામાન્યતઃ શાંતિને ચહાનારો હતો એ આપણે જાણીએ છીએ. એટલે તેણે આ વિકટ પ્રસંગે કંઇ જાહેર ચકચાર આ બાબતમાં થવા દીધી હોય તેમ જણાતું નથી. તે મનમાં તો ઘણું કષ્ટાયો અને પોતે રાજકારણમાં ભાગ લેવો સદંતર છોડી દીધો. તેના આ કાળના અંતેવાસીઓ દ્વારા જગત એટલું જ જાણી શક્યું છે કે તેને બોલ્શેવિકોની સરમુખત્યારી અને કાર્યપદ્ધતિ નાપસંદ હતી. સિદ્ધાંતભક્ત બોલ્શેવિકોને પક્ષે આપણે ન્યાય ખાતર એટલું તો કહેવું જોઇએ કે પોતે ક્રોપોટકિનને પોતાના અંતરંગ મંડળમાં સ્વીકારી શકે તેમ તો નહોતા; પણ, તેમણે તેને જૂના સમયની ક્રાંતિપ્રવૃત્તિના અગ્રણીઓમાંના એક તરીકે એવું માન આપ્યું કે મોસ્કોમાંના ક્રોપોટકિનના ઘરમાં તેના નામથી સામાજિક ઇતિહાસનાં સાધનોનું સંગ્રહસ્થાન સ્થાપ્યું. આ પગલું ક્રોપોટકિનના જીવતાં જ ભરાએલું કે કેમ, તે આપણાં સાધનસામગ્રી પરથી સ્પષ્ટ થતું નથી. સ્પષ્ટતાપૂર્વક એ સામગ્રી આપણને જે કંઇ કહે છે તે એટલું જ કે તેનો અંતિમ રશિયાનિવાસ ચાર દુ:ખી વર્ષો લગી લંબાયા બાદ, પોતાની ૭૯ની વયે, પીટર એલેક્સવિચ ક્રોપોટકિન મોસ્કોપડોશમાં ૧૯૨૧ના ફેબ્રુઆરીની આઠમી તારીખે પંચત્વને પામ્યો હતો.

૬

"આહ, તેવામાં તો કેટલી ય બૃહત્કાય વિભૂતિઓ[1] હતી. હવે એવો નજરે ચઢે છે કોઈ?" જૂના જમાનાની વાતો કરતાં-કરતાં જ્યારે એ. જી. ગાર્ડિનરના પ્રાચીનપૂજક મિત્રે તેને આ સવાલ પૂછ્યો ત્યારે, "ધીમા બોલો, ધીમા; તમે માગો છો તેવો દાખલો આપણી સમીપ જ છે" કહીને ગાર્ડિનરે તેને જરાક જ દૂર ઊભેલો, ઊભીને ખૂબ જોરથી પ્યાલામાંની ચા હલાવ્યા કરતો, પણ ચા પીવા કરતાં કડકડાટ વાતો કર્યે જવામાં વધુ રસ લેતો, એક પુરુષ બતાવ્યો હતો. તે શસ્ત્રસજ્જ સિપાહીની માફક ટટ્ટાર ઊભો હતો; ખભા તેના પખતા અને ભાલ સુવિશાળ હતું; મોટાં નયનોમાંથી તેજસ્વિતા અને આર્દ્રતા ઉભય સ્રવતાં; અને ગરવી, ભરાવદાર, આખા ય વક્ષઃસ્થળને આચ્છાદતી દાઢી તેના પ્રકાંડ દેહને સવિશેષ ભવ્યતા અર્પતી હતી. એ બૃહત્કાય વિભૂતિ તે જ આપણો ચરિત્રનાયક ક્રોપોટકિન.

તેના સંસ્કારચિત્રનો આરંભ ઉપલા દશ્યથી કર્યા પછી ગાર્ડિનર કહે છે કે પ્રિન્સ પીટર ક્રોપોટકિનનો વ્યક્તિપ્રભાવ એવો અજબ સરખો અને તેની કારકિર્દી એટલી તો અદ્ભુત રસે ભરેલી છે કે આપણને તે લોકવાર્તાના કલ્પિત કે અર્ધકલ્પિત રંગભારી ('રોમેન્ટિક') નાયકની જ યાદ આપે. ઇતિહાસના આદિકાળમાં તે જન્મ્યો હોત તો સીતમગરને પડકારતા ગ્રીક વીરેન્દ્ર એજેક્સના નામની, કે પછી, પૃથ્વીપટે સ્વાતંત્ર્યપ્રદીપ જગવનાર, કોકેસસના કાળમીંઢ ખડકે ઝકડાએલા પ્રોમેથ્યુસના નામની આસપાસ જેવી દંતકથાઓ રચાઈ છે તેવી જ ક્રોપોટકિનની આસપાસ પણ રચાઈ હોત. તેનાં પરાક્રમોથી પ્રેરાઇને કવિઓએ પ્રજાનાં માનીતાં મધુર ગીતો જોડીને લલકાર્યાં હોત અને તેનાં જીવસટોસટનાં સાહસની

[1] 'જાયંટ્સ'

કહાણીઓ સુણીને કેટલાં ય બાળકોની કોડીલી કલ્પના ઉત્તેજિત થઈ હોત. એ નરવીરના જીવનનાટ્યમાં જે વિસ્તીર્ણતા છે અને છતાં જે સાદાઈ છે તે આપણા યુગમાં તો અદ્વિતીય છે. તેના દર્શનમાત્રથી જેમ આપણને તેના આત્માની મહત્તાનું ભાન થાય છે તેમ રશિયાની પણ મહત્તા, વિસ્તીર્ણતા અને અગાધ કરુણતાનું ભાન થાય છે.

ગાર્ડિનર કરતાં જુદી જ મનોવૃત્તિના બે લેખકો—અપૂર્વ જીવનવિવેચક હેવલોક એલિસ અને આરૂઢ સાહિત્યવિવેચક જ્યૉર્જ બ્રૅન્ડીસ—પણ ક્રોપોટકિનના બેનમૂન ચારિત્રનો યશ ગાવામાં ગૌરવ સમજે છે. એલિસ તેના ગુણવિશેષો નિર્દેશીને પછી તેને "એકીસાથે અમીર અને શહીદ; તત્ત્વદર્શી ચિન્તક અને વિપ્લવવાદી; વિજ્ઞાનના ઊંચા સંસ્કારોથી શોભતો તો ખરો જ, પણ સૌથી ગરીબનાં દુઃખોનો ય સહભાગી ને સર્વદા અભિજાત ચારિત્રની દીપ્તિથી ઓપતો"—આવા અનુપમ નરરત્ન તરીકે તેને બિરદાવે છે. અને બ્રૅન્ડીસનાં નેકદિલ પ્રશંસાવચન પણ તેનાથી ઓછાં ઊતરે તેવાં નથીઃ "ક્રોપોટકિનનું જીવન મહાન છે તેમ રસભર્યું પણ છે." "તેની બુદ્ધિમત્તા ઘણી જ વ્યાપક છે." "જીવનવિધાતાએ તેને ભાવિ જગતના મંદિરની કોનશિલા ગણી લીધો છે." "તે કદી વેરીલો બનતો નથી, હમેશાં જ સ્વાર્થત્યાગી છે." "સ્વાતંત્ર્યલડતના હરકોઈ યોદ્ધાને જેબ આપે તેવું તેનું ચારિત્ર છે. એ સર્વ નરનાયકોમાં તેના કરતાં વધારે નિષ્કામ અથવા તો માનવબંધુઓ પ્રતિ વધારે રહેમદિલ કોઇ જ નહોતો."

ત્રણત્રણ સમર્થ વિચારકોએ રચેલી આ પ્રશસ્તિઓ વાંચ્યા પછી આપણે અત્યુક્તિ કર્યા વિના એમ ખુશીથી કહી શકીએ કે ક્રોપોટકિન માત્ર રશિયા કે યુરપનો નહિ, માત્ર ઓગણીસમી અને વીસમી સદીનો નહિ, પણ સર્વ દેશકાલના વિરલ અને ધન્યજીવન મહાપુરુષોમાંનો જ એક હતો.

૭

એનાર્કિસ્ટ એટલે બૉમ્બ ફેંકુ બંગાળી; એનાર્કિસ્ટ એટલે પ્રપંચી બદમાશ; એનાર્કિસ્ટ એટલે સમાજધ્વંસી કે અસુર; એનાર્કિસ્ટ એટલે—એટલે—એવુંએવું બધું ઘણું. … … …

એનાર્કિઝમ અને તેના પ્રવર્તકો વિશેની એ પ્રચલિત માન્યતા છે. એ વિષયનું નામ પડતાં જ, સર્વ દેશકાલમાં સમાજના સ્તંભરૂપ મનાતાઓ ભડકે છે તો પછી એ વસ્તુ તો તેમને મૂર્ચ્છિત કરે તેમાં શી નવાઇ? પણ એ એનાર્કિઝમ અથવા અશાસકવાદનો અહીં કરાવેલો ટૂંકો પરિચય જે તેઓ ભાનસાન ખોયા વિના પૂરો વાંચી શકશે તો તેમને પ્રતીતિ થશે કે તે વાદ અને તેની ફિલસૂફી એ પશ્ચિમની સંસ્કૃતિએ જગતને ધરેલી સૌથી મોંઘામૂલી ભેટોમાંની એક છે—બીજું કંઇ નહિ.

'એન્ + આર્કે' = 'કૉન્ટ્રરી ટુ ઑથૉરિટી'=સત્તાથી કંઇક ઊલટું, વિરુદ્ધ; શાસનથી ઇતર એવું, શાસનથી વિપક્ષી એવું, શાસન જેને પ્રતિકૂળ છે એવું કંઇકઃ આવા 'એનાર્કિઝમ'ના શબ્દાર્થ તેની વ્યુત્પત્તિને આધારે આપી શકાય. અને તેના પરથી વ્યવહારની સવળતા માટે અશાસકવાદ કે અરાજ્યવાદ એવા શબ્દો યોજી શકાય. ખરી રીતે, અશાસકવાદ શબ્દ વધુ બંધબેસતો છે; કેમ કે આ ફિલસૂફીના પ્રણેતાઓને મતે જગતના વિકાસને રૂંધનારું માત્ર રાજ્યવહીવટનું શાસનતંત્ર નથી; તેમને તો હાલના રૂપનું સમાજતંત્ર પણ પ્રતિકૂળ છે. શાસનતંત્રમાત્રના એ નેકદિલ શત્રુઓને અનુકૂળ છે તે માત્ર મનુષ્યોએ જીવનવ્યવહારને હાલના કરતાં વધુ કુદરતી ન્યાયી અને સુખી કરવા માટે, સ્થળવાર અને ધંધાવાર સ્વેચ્છાએ યોજેલાં નાનાંમોટાં જૂથો અને એવાં સંખ્યાબંધ જૂથોના પ્રત્યેક રાષ્ટ્રગત તથા આંતરરાષ્ટ્રીય સમવાયો.

ક્રોપોટકિને પોતે એક સ્થળે * 'એનાર્કિઝમ'ની વ્યાખ્યા આ પ્રમાણે આપી છેઃ

અશાસકવાદ એ નામ જીવનના અને આચારના એવા તત્ત્વ કે સિદ્ધાંતને આપવામાં આવે છે જેની અનુસાર સમાજને શાસકરહિત કલ્પવામાં આવ્યો છે—એટલે કે, એ જીવનપ્રણાલીમાં સમાજની સંવાદિતા કે તેના અંશોનું એકરાગંપણું સાધવામાં આવે છે તે કાયદાની અથવા તો કોઇ કેન્દ્રસ્થ સત્તાધારકની તાબેદારી ઉઠાવીને કે તેને વશવર્તી બનીને નહિ, પણ, તેનાં વિવિધ જૂથોએ આપસઆપસમાં કરેલા રાજીખુશીના કરારો વડે. એ જૂથો સ્થળને ધોરણે રચી શકાય કે ધંધાને ધોરણે. આવી સ્વેચ્છાનુસારી જૂથરચના કરવાની, તે માલના ઉત્પાદન તથા ઉપયોગને ખાતર; તેમ જ, સંસ્કૃતિવાન મનુષ્યવ્યક્તિની અસંખ્ય, તરેહતરેહની જરૂરતો તથા અભિલાષાઓને સંતોષવા ખાતર.

વ્યાખ્યાનું સ્પષ્ટીકરણ કરતાં તે કહે છે કે જૂથો જેમ માલના અને પાકના ઉત્પાદન અને વપરાશ માટે યોજવાનાં તેમ, હૂંડિયામણ, રસ્તાવહેવાર, આરોગ્યની સાચવટ, કેળવણી અને રક્ષણ માટે પણ યોજવાનાં; તેમ જ પ્રજાની વૈજ્ઞાનિક, સાહિત્યિક, કલાવિષયક તથા બીજી સામાજિક જરૂરતો માટે પણ. અત્યારે પણ અમુકઅમુક હેતુ માટે આપણે આવાં જૂથો કે સમવાયો રચાએલાં જોઇએ જ છીએ; પણ અશાસકવાદી સમાજરચનામાં તો એ વસ્તુ ઘણી વ્યાપક—જગદ્વ્યાપક—થવાની, કેમ કે એ સ્વેચ્છાબળે ચએલી હશે. વળી અત્યારના એવા કોઇ મંડળ કે સંઘને અત્યારનાં રાજ્યતંત્રો વિશેષ અધિકારો આપી તેનો ઇજારો લીધા જેવું કરે છે એ ભવિષ્યમાં નહિ બને. કેમકે હાલની રીતનાં રાજ્યો ત્યારે રહેવાનાં નહિ તેથી

* એન્સાઇક્લોપીડીઆ બ્રિટાનિકામાંના આ વિષય પરના લેખમાં. પ્રસ્તુત પરિચયમાં એ લેખનો ઉપયોગ છૂટથી કરવામાં આવ્યો છે.

દરેક વ્યકિત, દરેક જૂથ અને જૂથોનો દરેક સંઘ, યથેચ્છ સર્વાંગ —બૌદ્ધિક, કલાવિષયક અને નૈતિક—વિકાસ મુકાબલે ઓછા સમયમાં, ઓછા શ્રમથી અને વધારે સ્વાભાવિકતાથી સાધી શકશે, એ નિઃસંશય છે.

આ સર્વસામાન્ય સિદ્ધાંતમાંથી ફલિત થતો અશાસકવાદનો બીજો સિદ્ધાંત એ છે કે તેને હરકોઈ પ્રકારનો મૂડીવાદ મંજૂર નથી. બીજા દેશોમાં વ્યક્તિગત મૂડીવાદ છે એ જેમ નહિ, તેમ રશિયામાં છે તે રાજ્યનો મૂડીવાદ—આખા દેશમાં ફક્ત એક જ મૂડીદાર અને તે રાજ્ય, આવો વાદ પણ—નહિ. રાજ્ય મૂડીદાર બને ત્યારે તેણે પોતાનું એકહથ્થુ મૂડીવાદપણું નભાવવા માટે વ્યક્તિના સ્વાતંત્ર્યને ડગલે ને પગલે મર્યાદિત કરવું જ પડે—ત્યારે, પૂર્ણવ્યકિત-સ્વાતંત્ર્ય એ તો અશાસકવાદનો શ્વાસ અને પ્રાણ છે.

આ બધું જો કોઈને હવામાં બાચકા ભરવા જેવું લાગતું હોય તો ક્રોપોટકિન કહે છે કે એટલી બધી કોઈ અશક્યતા અમારા આ મનોરાજ્યમાં છે નહિ. ઊલટું, તેનો દાવો એવો છે કે અશાસકવાદની અર્વાચીન સ્વરૂપની ફિલસૂફી વિચારવામાં આવી છે, તે ઓગણીસમી સદીના છેલ્લા દસકાઓનાં સામાજિક વલણોનું સૂક્ષ્મતાથી પૃથક્કરણ કરીને જ. એ દસકાઓમાં જીવનની ખાસ જરૂરતોને પેદા કરવામાં સરળતા કરનારાં યંત્રો અગાઉ કરતાં પણ વધુ સંખ્યામાં તથા વધુ ઝડપથી શોધાયાં અને વિકસાવાયાં; વ્યક્તિ તેમ જ પ્રજાઓની અપરતંત્રતાની ભાવના ઘણી વૃદ્ધિ પામી; અને આગલા વખતમાં જે કર્તવ્યો ધર્મસંસ્થાએ કે રાજ્યસંસ્થાએ બજાવવાનાં હતાં, તે બજાવવામાં વ્યક્તિઓ તેમ જ વર્ગોની—જૂથો, મંડળો ને સંઘોની—હૈયાઉકલત તથા સમજદારીનો, સ્વાશ્રય તથા સ્વવિકાસની દષ્ટિએ, વધુ ને વધુ ઉપયોગ થતો ગયો છે. આ સર્વે લક્ષણો જગત અશાસકવાદી પંથે ચડ્યાનાં ચિહ્નો છે; તેથી

અશાસકવાદ એ વાસ્તવિકતાથી વેગળો કલ્પનાવાદ નથી ને નથી એ માત્ર ચમકતાં મનોરાજ્યની ઇંદ્રજાળ.

ત્યારે—અશાસકવાદને ચાલુ મૂડીવાદી સમાજરચના માન્ય નથી, કેમ કે મૂડીદારો આધુનિક યંત્રશોધોનો પૂરેપૂરો અને બધા પ્રકારનો લાભ પ્રજાને લેવા દેતા નથી; અને રાજ્યતંત્ર–છેક જ પ્રજાસત્તાક રાજ્યતંત્ર પણ–તેમને માન્ય નથી; કેમકે એવા તંત્રવાળાં અટપટાં અને અમલદારશાહીવાળાં રાજ્યો જેમ એક તરફથી લઘુમતીવાળા મૂડીદાર વર્ગને જ હમેશાં સાથ દે છે, તેમ, બીજી બાજુથી, વ્યક્તિના સ્વાભાવિક સંપૂર્ણ વિકાસને પણ રૂંધે છે. એવા રાજ્યતંત્રને હસ્તક અત્યારે પણ જે અમુક જીવનપોષક પ્રવૃત્તિઓ–કેળવણી કે રક્ષણ જેવી–છે, તેનો અમલ કરવામાં તે અમુક નાના વર્ગોની જરૂરતોને જ પહેલી વિચારે છે, અને વધુમાં વધુ વિચારે છે. આ પરિસ્થિતિમાં જો કેવળ રાજ્યને એકને જ–સમષ્ટિવાદીઓની માગણી મુજબ–મૂડીદાર બનવા દઈ તેને જમીન અને ઉદ્યોગોની તેમ જ રેલવેઓ બેંકો અને વીમાકંપનીઓની માલિકી સોંપવામાં આવે, તો તેની કેવળ કેન્દ્રિત સત્તા વધી પડતાં, અમલદારશાહી જગતના અણુએ અણુમાં વ્યાપી જાય–તેના જુલમોનો પાર જ ન રહે. તેથી, ક્રોપોટકિન કહે છેઃ

"સાચી પ્રગતિ સમાજની રચના કેન્દ્રાપગામી ધોરણે કરવામાં રહેલી છે. કેન્દ્રથી અપગમન કરવું–તેનાથી દૂર ને દૂર જવું, તેનો અભાવ સાધવો–તે જેમ સ્થળપરત્વે તેમ કર્તવ્યપરત્વે પણ. એટલે કે, સર્વત્ર અને સૌ કોઈને, વ્યક્તિગત તથા સ્થાનિક હૈયાઉકલત દ્વારા પોતપોતાનું કાર્ય કરવાની છૂટ હોવી ઘટે; જેથી કરી, મનહૃદયને પૂરેપૂરાં ખીલવાનો અવકાશ મળે. વળી એ નવી રચનામાં, હાલની પદ્ધતિએ એક મધ્યસ્થ કેન્દ્રેથી સત્તાની–હકુમતની–વહેંચણી નહિ થાય પણ તેને બદલે સરળ જૂથોમાંથી સંકુલ (ને સંકુલ છતાં સ્વબલિષ્ઠ, સ્વેચ્છાનુવર્તી) સમવાયો રચાયેલા હશે."

આ ભાવનાઓનો અમલ વહેવારમાં થઇ શકે તે માટે શું કરવું? પ્રશ્નના ઉત્તરમાં અશાસકવાદીઓ કહે છે કે રાજ્યક્રાંતિ કરવી, કેમ કે એવી ક્રાંતિને, એવા વિપ્લવોને પણ કુદરતના સમુત્ક્રાંતિના કાર્યક્રમમાં અચૂક અને ઊંચું સ્થાન છે. મતલબ, ક્રાંતિ એ માત્ર વેગવતી અને અસરકારક સમુત્ક્રાંતિ છે, બીજું કશું નહિ. વધુમાં, આવો સમુત્ક્રાંત વિપ્લવ પાર્લમેંટો ને ધારાસભાઓ દ્વારા શક્ય નથી—એ સંસ્થાઓ મૂડીવાદપોષક પ્રજાસત્તાવાદી કે સામ્રાજ્યવાદી રાજ્યતંત્રોનાં જ અંગ હોવાથી—માટે, જગતભરના કામદારોને જાગૃત કરી, તેમની દ્વારા દેશેદેશમાં ક્રાંતિ જગવવી જોઈએ. આ પ્રયાસ, પ્રસ્તુત આત્મકથા પરથી આપણે જાણીએ છીએ તેમ, ૧૮૬૪–૬૬ની સાલથી સ્વિટ્ઝર્લેંડમાંના આંતરરાષ્ટ્રીય કામદારસંઘે આદર્યો હતો. તેના પ્રેરણદાર બાકુનિનનું સરસ રેખાચિત્ર પણ આત્મકથામાં દોરાયેલું હોવાથી અને એ સંઘ કાર્લ માર્ક્સ તથા તેના સોશ્યલ-ડેમોક્રેટોથી ક્યારે અને શા માટે જુદો પડ્યો એ બિના પણ વિગતવાર તેમાં જ વર્ણવાયેલી હોવાથી, એ સંબંધી અહીં વિસ્તાર કરવો બિનજરૂરી છે. એટલું જ કહેવું બસ થશે કે એ સંઘમાંના કેટલાકનાં નામો મોટી મજૂરહડતાલો સાથે જોડાયેલાં હોવાથી, યુરોપિયન સરકારોએ તે માણસો સામે જ્યારે હિંસાત્મક દમનનીતિ ચલાવી, ત્યારે કેટલાક હિંસાવાદી અશાસકવાદીઓએ ઓગણીસમી સદીની છેલ્લી વીશીમાં સરકારોના સત્તાધારીઓ પર અત્યાચારો કરવાની ગાંડાઈ કરી હતી. ત્યારથી જ, વધુ અંશે તો, અશાસકવાદી એટલે અત્યાચારી એમ મનાવા લાગ્યું. પણ ક્રોપોટકિને પોતે હિંસાને કદી ટેકો આપ્યાનું કોઇ સ્થળે નોંધાયું જણાતું નથી, એ વાત પણ સ્પષ્ટ કરવી જોઇએ.

ઉગ્ર કે બહુ સક્રિય નહિ, પણ છૂટીછવાઈ વ્યક્તિઓની હિલચાલ તરીકે અશાસકવાદ ઓછોવધુ આ વીસમી સદીમાં પણ યુરપના કેટલાક દેશોમાં તથા અમેરિકામાં હજી છે, એમ કહી શકાય. પણ તેના

કોઈ અસામાન્ય પ્રભાવવાળા પ્રવર્તકો તો બાકુનિન અને ક્રોપોટકિનની પછી થયા નથી–અને, નાખી નજર પહોંચે છે ત્યાં લગી, હજી દસકાઓ લગી થાય અને અસલ છાપનો અશાસકવાદ જગતમાં વ્યાપક કરે, તેમ પણ લાગતું નથી.

## ૮

પીટર ક્રોપોટકિન જેવા ઘણીક સરકારોના અણમાનીતા થએલા ક્રાંતિકાર અને અશાસકવાદી વિચારકના સર્વ ગ્રંથો હિંદુસ્તાન જેવા દેશમાં દુર્લભ હોય એ સહેજે સમજાય તેવી વાત છે. એ ગ્રંથો જેણે સહેલાઇથી મેળવવા હોય તેણે ઇંગ્લિશ કે અમેરિકન નાગરિક તરીકે જન્મવું જોઇએ તથા એ દેશોના રાજ્યનીતિ અને અર્થ-નીતિના યુનિવર્સિટી–પ્રોફેસરની હોય છે તેટલી તેની માનસિક તૈયારી અને ફુરસદ હોવી જોઇએ. એ સકળ ગુણસમુચ્ચયને અભાવે મારાથી અહીં તમારા લાભ અને મારી પ્રતિષ્ઠારક્ષાને ખાતર જે કંઈક થઈ શકશે તે એટલું જ કે ઇલાકાનાં મુખ્ય પુસ્તકાલયોમાંનાં બે મોટાંને સારી રીતે ખંખોળ્યા પછી, એ ગ્રંથકારના સોળમાંથી જે પાંચસાત કે આઠ ગ્રંથો જોવા વિચારવા યા તો માત્ર સારવવા માટે મળી શક્યા છે, તેને આધારે બને તેટલા સંક્ષેપથી આપણા ચરિત્રનાયકની સાહિત્યસેવા વિશે યથાશક્તિ લખવું. મારી તો આશા હતી કે આ વિષયમાં એન્સાઇક્લોપીડીઆ બ્રિટાનિકા જેવા જગવિખ્યાત જ્ઞાનકોશના લેખકો જરૂર મારી મદદે આવશે. એમની સામાન્યતઃ એવી પદ્ધતિ હોય છે કે દરેક સાહિત્યકારની ચરિત્રરેખાને અંગે તેના ગ્રંથોનો સાર ને વિવેચન પણ આપવું. પણ ક્રોપોટકિન વિશે લખતાં એમણે એ પદ્ધતિને અખરાઈએ ચડાવી છે. એવા જ્ઞાની કોશવીરો પણ જ્યાં આમ અજ્ઞાનભંડાર આ વિષયમાં કરે, ત્યાં મારા સરખો અલ્પત તો આમ ઉચ્ચરીને જ આરંભ કરી શકે:

ત્વરાએ, બુદ્ધિથી, શુભઅશુભ જે કાંઇક કરૂં,
ક્ષમાદષ્ટે જોજે, તુજ ચરણમાં વાચક! ધરૂં.

ક્રોપોટકિનના ગ્રંથોનાં પૂરાં નામ તથા કાલક્રમ તો આગળ આપેલ જ છે. પણ તેને એ ક્રમે અહીં વિચારવા નહિ ફાવે; કારણ, સાહિત્યકાર તરીકના તેના વિકાસનો આ નિબંધ નથી. આપણે તો પરિચયપૂરતી દરેકની થોડી કે વધુ નોંધ લેવી છે; એટલે, જે છ વિશે થોડુંથોડું લખવાનું છે, તેને આ ખંડકમાં એકસામટા લઇએ અને કંઇક વિસ્તાર માગનારા બે કે ત્રણને ત્યાર પછીના ખંડકોમાં ઓળખીએ.

એ ગ્રંથષટ્કનાં નામાભિધાન આ પ્રમાણે: ધ ગ્રેટ ફ્રેંચ રેવોલ્યુશન; એનાર્કિસ્ટ–કૉમ્યુનિઝમ; મૉડર્ન સાયંસ એંડ એનાર્કિઝમ; ફીલ્ડઝ ફેક્ટરીઝ એંડ વર્કશૉપ્સ; ફ્રેંચ એંડ રશિયન પ્રિઝન્સ; ધ ટેરર ઇન રશિયા.

ફ્રેંચ વિપ્લવ વિશેનો ગ્રંથ મૂળે ફ્રેંચમાં જ લખાયેલો ને પછી તેની ઇંગ્લિશ તેમ જ અમેરિકન આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં આવી હતી. આ ગ્રંથ રચતાં કર્તાએ જે દષ્ટિ રાખી છે તે નાટ્યપ્રધાન નહિ પણ અર્થપ્રધાન છે; એટલે કે, માનવ ઇતિહાસના અપૂર્વ નાટ્યતત્ત્વથી ભરેલા મહાપ્રસંગ તરીકે તેમણે, કાર્લાઇલની માફક એ વિપ્લવનાં પ્રસંગચિત્રો અને રેખાચિત્રો દોર્યાં નથી. પોતે આ સંબંધી ખુલાસો કરતાં કહે છે કે એ અઢારમી સદીના બૃહત્કાવ્ય- ('એપિક')નાં એ પ્રકારનાં વર્ણનો બીજા ઘણાએ કર્યાં હોવાથી પોતે તો આ ગ્રંથમાં વિપ્લવનો આર્થિક દૃષ્ટિએ જ અભ્યાસ કર્યો છે. એ અભ્યાસ પહેલવહેલો તેમણે ૧૮૮૬માં શરૂ કરેલો. વિપ્લવનાં આરંભવર્ષોમાં ખેડૂતોએ જેજે બંડ ઉઠાવેલાં, તેને વિશેપોતાને લેખો લખવાના, તેને અંગે મૂળે તો આ વિષયને લગતી તૈયારી કરેલી. કામ આગળ ચાલ્યું તેમતેમ તેમાં તેમનો રસ વધ્યો, એટલે, શરૂઆતનાં

એ છૂટક ખંડોનો પરસ્પર સંબંધ તથા પછીના મહાન બનાવો સાથે એ અલ્પ ખંડોનો સંબંધ—આ સર્વને વિશે સળંગ મોટો ગ્રંથ કરવાથી આખી યે વસ્તુને ન્યાય વધુ થશે તથા વાચકની સગવડ પણ વધારે સચવાશે એમ તેમને લાગવાથી, દૃષ્ટિ મૂળે જે હતી તે અર્થપ્રધાન જ રાખી, સમસ્ત વિપ્લવને તેમણે છસો પાનાંના દળદાર ગ્રંથમાં વર્ણવ્યો છે. તેની શૈલી એકંદરે પ્રવાહી છે અને કેટલીક વાર ઘરગતુ રૂઢિપ્રયોગો વગેરેના વપરાશને લીધે તેમાં અમુક કક્ષાની રસપ્રદતા પણ આવી છે—આર્થિક વિષયના ગ્રંથોમાં સામાન્ય રીતે હોય છે તે લુખ્ખાપણું તેમાં નથી.

'ઍનાર્કિસ્ટ-કૉમ્યુનિઝમ'નાં પંડનાં મને દર્શન થયાં નથી, પણ બર્ટ્રાંડ રસેલ આ બાબતમાં આપણો ભીડભંજક થઇ શકે તેવી ગોઠવણ થઈ શકી છે. એ ગ્રંથમાંથી વિસ્તીર્ણ અવતરણો રસેલે પોતાના 'રોડ્ઝ ટુ ફ્રીડમ'માં આપ્યાં છે. એ વાંચીને એમ કહી શકાય છે કે ક્રોપોટકિને એ ગ્રંથમાં અશાસકવાદની દૃષ્ટિએ આવા મુદ્દા છેડ્યા કે ચર્ચ્યા છેઃ હાલની પદ્ધતિના લોકપ્રતિનિધિત્વવાળા રાજ્યતંત્રે ઇતિહાસમાં પોતાનો ભાવ ભજવી લીધેલો હોવાથી, તેવાં તંત્રો હવે નિરુપયોગી છે; તેને સ્થાને, અત્યારે એ તંત્રો બજાવે છે તે જ ફરજો બજાવવા, ખિનમૂડીદાર ને ખિનજમીનદાર સમાજ-રચના, સ્વાયત્ત અને સ્વેચ્છાએ સંકલિત જૂથો—સમવાયોને ધોરણે, થવી જોઇએ; એ રચના જે યુગમાં પૂરેપૂરી અમલમાં આવશે તે યુગના સમાજમાંનો પ્રત્યેક મનુષ્ય દિવસના માત્ર ચાર કલાક કામ કરશે તો પણ તેની માણસ તરીકેની પ્રાથમિક જરૂરતો સંતોષાવા ઉપરાંત, તેના બુદ્ધિ અને હૃદયની ખીલવટ માટેનાં સાધન પણ તેને મળી રહેશે; સિદ્ધાંત તરીકે તો એમ જ રહેવાનું કે દરેક માણસ પોતાને ભાગે આવેલું કામ સ્વેચ્છાએ કરે, બળજબરીથી નહિ—કેમ કે કોઇ પણ જાતના બળનો કે જબરીનો ઉપયોગ એ સમાજમાં નિષિદ્ધ હોય—પણ, વહેવારમાં એવું બનશે કે દરેક

તાકાતવાળો માણસ પોતાપૂરતું કામ રાજીખુશીથી કરી છૂટશે, કેમ કે, એકંદરે જોતાં, માણસજાત વિરુદ્ધ છે તે અતિશય કામથી, થોડાના મોજશોખ પોષવા ઓછા જ પગારે કરાવાતી મહેનતમજૂરીથી— બાકી પ્રવૃત્તિ તો તેને કંઇ ને કંઇ જોઇએ જ છે; "પ્રવૃત્તિકારો ચોરી ને મારફાડની દિશામાં દોરાશે તેનું કેમ?" સવાલના જવાબમાં આપણા વિચારક કહે છે કે એવી ગુનેગારી ખરી રીતે તો હાલની અન્યાયપૂર્ણ સમાજરચનાનું ફળ છે ને તે ન્યાયી અશાસકવાદના છત્ર નીચે નાશ પામશે—અને જે કોઇ થોડા સ્વભાવ-સિદ્ધ ગુનેગારો નવા સમાજમાં રહેશે, તેમની જોડે દયામાયાથી જ વર્તવાનું હોવાથી, ભવિષ્યના તે ધન્ય દેશકાળમાં નહિ હોય કાયદા કે કેદખાનાં કે ફાંસી. માનવી નીતિમાન અને લોકસમસ્ત પ્રત્યે બંધુભાવી થવાનો તે અંતઃસ્ફુરણાથી જ.

'મૉડર્ન સાયંસ ઍંડ અનાર્કિઝમ'નાં પંદર ટૂંકાં પ્રકરણોમાં કર્તાએ પોતાની આ ફિલસૂફીનો વિકાસ ઐતિહાસિક દૃષ્ટિએ નિરૂપી, તેના સિદ્ધાંતો ફરી એક વાર સ્ફુટ કરી, આ બે વાત પર ખાસ ભાર મૂક્યો છેઃ જગતની સામાજિક વ્યવસ્થા તથા પ્રગતિની વિચારણા આપણી હાલની ધર્મ કે તત્ત્વજ્ઞાનની દૃષ્ટિઓએ નહિ પણ અર્વાચીન વિજ્ઞાનની પદ્ધતિએ–વિશેષ પરથી સામાન્ય અનુમાનની તથા સામાન્ય સિદ્ધાંત પરથી વિશિષ્ટ અનુમાનની ('ઇન્ડક્ટિવ–ડીડક્ટિવ') પદ્ધતિએ–થવી ઘટે, ને તેમ થશે ત્યારે અશાસકવાદ માનવીની કુદરતી જીવનપ્રણાલીલેખે આપોઆપ વર્તાશે અને સ્વીકારાશે; તથા બીજી વાત આઃ અર્વાચીન વૈજ્ઞાનિક શોધો જેમજેમ આગળ વધતી જશે તેમતેમ અશાસકવાદી સમાજરચના એક દહાડો કેવળ અનિવાર્ય ઠરશે.

આત્મકથાને આગલે જ વર્ષે પ્રગટેલી 'ફીલ્ડ્ઝ ફૅક્ટરીઝ ઍંડ વર્કશૉપ્સ' એ ખેતીવાડી, બાગબાની તથા કારખાનાંને લગતો શાસ્ત્રીય ગ્રંથ છે. એ સૂક્ષ્મ સંશોધન, સીધા જાતઅનુભવ

તથા સ્વતંત્ર વિચારશક્તિને પરિણામે રચાયો છે. કર્તા જ્યારે ફ્રેંચ કેદખાનામાં હતા, ત્યારે ફ્રેંચ સરકારે તેમને કેદખાનાના જ એક ભાગમાં જે ખેતીવાડી તથા બાગબાનીના પ્રયોગો કરવાની સવડ આપેલી, તે પ્રયોગો તેમ જ વિજ્ઞાનની જુદીજુદી શાખાઓનું કર્તાનું સમગ્ર જ્ઞાન, એ સર્વ તેમણે પ્રસ્તુત ગ્રંથ રચવામાં કામે લગાડયું છે. ગ્રંથમાંની વિચારણાનો મુખ્ય નિર્ણય એ છે કે ખેતીનું તેમ જ ઉદ્યોગોનું ઉત્પાદન, જો સર્વોદયને અખંડપણે લક્ષમાં રાખીને, હાલના કરતાં વધારે શાસ્ત્રીય તેમ જ વ્યવસ્થિત પાયા પર કરવામાં આવે, તો ગમે તેટલા મોટા દેશમાં સુદ્ધાં ત્યાંનો એક પણ દેશજન નાગોભૂખ્યો કે રહેઠાણહીણો તો ન જ રહે, તેને ખાનપાન, વસ્ત્ર અને ઘર તો સારાં જ મળે; પણ, અત્યારે શોખની જ મનાય છે તે કલા સાહિત્ય અને રમતગમતની વસ્તુઓ તેને—તે દરેકને—એટલા સારા પ્રમાણમાં મળી શકે જેટલા પ્રમાણમાં અત્યારે સુખી મધ્યમ વર્ગના માણસને મળે છે. ક્રોપોટકિનની આ ગ્રંથમાંની લોકોદ્ધારની યોજનાનાં બીજાં અંગ આ પ્રમાણે છેઃ દરેક દેશ સ્વાશ્રયી એટલે કે આપણી આજની ભાષામાં 'સ્વદેશી'નો પોષનાર થવા ઉપરાંત વાજબી રાહે આંતરરાષ્ટ્રીય વ્યાપાર પણ કરી શકે; ખેતી અને બાગોની જમીનને રસાયણશાસ્ત્રની પદાર્થ-વિજ્ઞાનની તથા યંત્રોની મદદથી એવાં અખૂટ ઉત્પાદનશક્તિભર્યાં બનાવી શકાય કે તે અક્ષયપાત્રોની ગરજ સારે. દરેક માણસે જેમ બુદ્ધિપોષક કામ કંઇ ને કંઇ કરવાનું, તેમ હાથમહેનતનું પણ કરવાનું—અને, હાથમહેનત પણ દરેકે ખેતરમાં ને કારખાનામાં, બેઉ સ્થળે કરવાની; ગામડાંની વસ્તી અત્યારે શહેરોમાં હલવાઇને વણસે છે તેને બદલે તેને ગામડામાં જ પુનરપિ સજીવન સ્વાશ્રયી અને બધી જ વાતે સુખી કરવી. આ યોજનાને કોઇ દિવાસ્વપ્નનું પ્રતિબિંબ ગણી કાઢે ત્યાર પહેલાં એટલું ઉમેરી દઇએ કે તેને અમલમાં મૂકીને આયર્લેંડ અને ડેન્માર્ક ઉદ્ધારને પંથે પળી ચૂક્યાં છે. મતલબ,

તેને વહેવારમાં મૂકવાની ઢીલ થાય છે તે પ્રજાઓના સ્થાપિત સ્વાર્થ-વાળા વર્ગોના થોડાઘણા યે સ્વાર્થત્યાગના અભાવને કારણે જ.

આપણા પટ્ટક્રમાંના છેલ્લા બે ગ્રંથો તે ફ્રેંચરશિયન તુરંગો વિશેનો તથા ૧૯૦૫–૦૭ દરમિયાન રશિયામાં પ્રવર્તેલા બેસુમાર ભયત્રાસને લગતોઃ તેમાંના પહેલામાં કર્તાએ તુરંગોમાંના સ્વાનુભવોને આધારે ત્યાંનાં પારાવાર કષ્ટો વર્ણવી, તે સંસ્થાઓ અપરાધીઓને સુધારવા જતાં વધુ તો બગાડી જ મૂકે છે માટે, ઉપર્યુક્ત અશાસકવાદને અનુસરી, તુરંગોની નાબૂદી જ માગી છે; અને બીજામાં ૧૯૦૫વાળા ઝારના સ્વાતંત્ર્યઢંઢેરાનો પ્રજાએ યોગ્ય રીતે લાભ લેવાનો પ્રયાસ કર્યો ત્યારે તેજ ઝારના અધિકારીઓએ જે અકથ્ય સીતમ રૈયત પર વરસાવેલો તેનું રૂંવાં ઊભાં કરે તેવું બ્યાન એ જ સરકારી પ્રતિનિધિઓના અહેવાલો પરથી કર્યું છે.

૯

સને ૧૮૫૯માં ડાર્વિનકૃત 'ઑરિજિન ઑફ સ્પીશીઝ' પ્રગટ થયું. તે ગ્રંથમાં તેમ જ બીજા ગ્રંથમાં એ સમર્થ વિજ્ઞાનચિન્તકે સમુત્ક્રાંતિવાદના વિશ્વવ્યાપક સિદ્ધાંતને લગતી જે હકીકતો ભેગી કરેલી તથા અનુમાનો બાંધેલાં, તેના પરથી, ત્યાર પછી બેત્રણ દસકામાં યુરપના વિચારકો તથા શિક્ષિતોના મનમાં, ડાર્વિનને અધુરો કે એક જ પાસથી તેમણે સમજવાને લીધે, એવો ગ્રહ બંધાઇ ગએલો કે કુદરતમાં સર્વત્ર ને સર્વદા જીવનકલહ જ ચાલ્યા કરતો હોય છે. આ ગેરસમજમાંથી જ ટેનિસનનું પ્રખ્યાત પદ 'નેચર રેડ ઇન ટૂથ ઍંડ ક્લો' જન્મેલું. પણ ૧૮૮૦ની શરૂઆતમાં સેંટ પીટર્સ્બર્ગમાં જે રશિયન વૈજ્ઞાનિકોની પરિષદ મળી, તેની સમક્ષ તે શહેરના વિદ્યાપીઠના સુપ્રતિષ્ઠિત પ્રાણીવિદ્યાવિશારદ પ્રોફેસર કેસ્લરે આપેલા વ્યાખ્યાન 'ઑન ધ લો ઑફ મ્યુચ્યુઅલ ઍઇડ'માં તેમણે એવું પ્રતિપાદન કર્યું કે કુદરતમાં જે પરસ્પર કલહનો નિયમ પ્રવર્તે છે તેની સાથોસાથ

જ પરસ્પર સહાયતાનો નિયમ પણ પ્રવર્તે છે. આ બીજો નિયમ દરેક જાતિ( 'સ્પીશીઝ' )ની—જંતુઓની, પશુપક્ષીઓની, માણસની પ્રાગતિક સમુત્ક્રાન્તિને માટે પહેલા નિયમના કરતાં વધારે મહત્ત્વનો છે. ખરી રીતે, પ્રો. કેસ્લરનું આ મંતવ્ય તદ્દન નવું નહોતું. તેમણે તો માત્ર તે ડાર્વિનના જ 'ડીસંટ ઑફ મૅન'માંનાં અમુક સૂચનોને આધારે, તેના મતને પોતાની રીતે વિકસાવીને, રજૂ કર્યાં હતાં.

એ વ્યાખ્યાન ૧૮૮૩ની સાલમાં, સ્વાતંત્ર્ય ખાતર દેશપારી વેઠતાંવેઠતાં અને કામદારસંગઠન સાધતાં પણ વિજ્ઞાન પરની પ્રીતિ કાયમ રાખી રહેલા ક્રોપોટકિનના વાંચવામાં આવ્યું. એ વાંચતાં જ તેને આશરે પચીસી પરના પોતાના સાઇબીરિયામાંના અનુભવો સાંભર્યા. તેને હવે સાંભર્યું ને બરાબર સમજાયું કે મે તો ઉત્તર-એશિયામાં—અસંખ્ય નાનાંમોટાં પ્રાણીઓને—ઢોરો અને ઘોડાં અને ખિસકોલીઓ, અને ઘણી તરેહનાં જંતુઓને—ખરેખર અને ખૂબ લડતાં જોએલાં તે તો એ પ્રદેશની અતિશય પ્રતિકૂળ કુદરતના ઝંઝાવાતો સામે; બહુ તો, એક જાતિનું પ્રાણી બીજી જાતિનાને મારે; પણ ઘણા અબૂઝ ડાર્વિનવાદીઓ સાબિત કરવા નીકળ્યા છે તેમ જંતુ જંતુનો કે પશુ પશુનો નાશ કરવામાં એટલું બધું મંડી પડ્યું હોય કે તેને આંતરકલહ ને જીવનકલહ કહી શકાય, તેવું તો કોઈ કાળે બન્યું નથી. તો પછી, પરસ્પર ઘાતને વ્યાપક નિયમ કહેવાય શી રીતે? ઊલટું, પ્રત્યેક જાતિ કુદરત સામે કે ઇતર જાતિ સામે પોતાનું રક્ષણ કરવાને અંદરઅંદર સંગઠન કરી નાના કે મોટા સંઘો રચતી, એ મારા તો અનુભવની વાત છે. ત્યારે, એ સાચું કે આ?

પછીનાં પાંચ વર્ષ આ સંબંધી તેણે વધુ વિચારો કર્યા ને નવુંનવું તે વિષય પર પ્રગટતું ગયું તે પણ બધું વાંચ્યું. એના

વાચનને અંગે ૧૮૮૮માં, તેણે જ્યારે એક અગ્રણી ડાર્વિનશિષ્ય હક્સલીકૃત એકતરફી ડાર્વિનવાદવાળું પુસ્તક 'સ્ટ્રગલ ફૉર એક્ઝિસ્ટંસ એંડ ઇટ્સ બેરિંગ અપોન મૅન ' જોયું, ત્યારે તેનાથી ન રહેવાયું. તેણે એ વાદનો પ્રતિવાદ પોતાના અનુભવો તથા અભ્યાસને આધારે કરવાનો નિર્ણય કર્યો; અભ્યાસ પણ વધાર્યો; અને ૧૮૯૦–૯૬ દરમ્યાન 'નાઈન્ટીન્થ સેંચરી' માં લેખમાળા તરીકે આખા ય વિષયનું પુષ્કળ ઝીણવટથી પ્રતિપાદન કર્યું. એ લેખમાળામાં કેટલાંક વિદ્વત્તાપૂર્ણ પરિશિષ્ટો ઉમેરીને એને તેણે ૧૯૦૨માં 'મ્યુચ્યુઅલ એઇડ: એ ફૅક્ટર ઑફ ઇવોલ્યુશન' તરીકે પુસ્તકાકારે પ્રસિદ્ધ કરી.

એ પુસ્તકમાં આઠ પ્રકરણ અને બાર પરિશિષ્ટ છે. એમાં, પરસ્પર સહાયતાનો સિદ્ધાંત પ્રાણીસૃષ્ટિમાં, રાની તથા અર્ધરાની મનુષ્યજાતિમાં અને મધ્યકાલીન તથા અર્વાચીન યુરોપિયનોમાં કેવી રીતે ઘણાંક જીવનક્ષેત્રોમાં પ્રવર્તેલો દેખાઇ આવે છે, એ ઘણાંઘણાં સંશોધનોને આધારે, પુષ્કળ પ્રમાણો આપીને, અસામાન્ય તર્કશક્તિ અને વિચારશક્તિથી તેમ જ સુવાચ્ય શૈલીમાં બતાવવામાં આવ્યું છે. એ રસ-ભરિત નિરૂપણ પરથી આપણે સમજી શકીએ છીએ કે કીડીઓ અને મધમાખો સંઘબળથી પોતાનાં કાર્યો કરતી હોય છે; પક્ષીઓ શિકાર માટે અંદરઅંદર એકત્વ સાધતાં હોય છે; ઘણાં પક્ષીઓ પોતાનાં બચ્ચાં ઉછેરવા હરહમેશ સંઘરચના કરે છે તો કેટલાંક પાનખર ઋતુપૂરતાં જ; વાંદરાં વરૂ અને સિંહો શિકારે જતાં પોતપોતાની મંડળીઓ બોવી, મંડળીઓ બળવાથી થતા લાભ ઉઠાવવામાં જરા ય ઓછાં ઊતરતાં નથી; ઑસ્ટ્રેલિયાના બુશમેન, હોટેન્ટોટો, પાપુઆઓ, અને એસ્કીમો લોકો, આ સર્વ રાની જાતો તેમ જ પછીની અર્ધરાની અવસ્થામાં જે ગામડાં સ્થપાવા ને જામવા લાગ્યાં તેમાંની જાતો, એ સૌએ પણ પોતાની પ્રાથમિક જરૂરતો પૂરી પાડવા પ્રાથમિક ઢબના પણ સંઘો રચીને જ કામ લીધું હતું; મધ્યકાલીન યુરપમાં રચાયેલાં

આદર્શરૂપ ધંધાવાર મંડળોને ('ગિલ્ડઝ') કારણે તે સમયના કામદારોનું જીવન બહુ સુખી હતું; હજી એવી જ અવસ્થા સ્વિટ્ઝર્લેંડ વગેરેનાં કેટલાંક ગામડાંમાં જળવાઈ છે; અને, આધુનિક સમયનાં કામદાર-મંડળો('ટ્રેડ-યુનિયન્સ')ના મૂળમાં પણ પરસ્પર સહાયતા જ સમાયેલી છે. હિંદ અને બીજા પૌરસ્ત્ય દેશોમાંના સંઘભાવનામૂલક ગ્રામસમાજો, જ્ઞાતિસંસ્થા અને સંયુક્ત કુટુંબપ્રથાનો ઉલ્લેખ પણ કર્તાએ ચોથા અને પાંચમા પ્રકરણમાં કર્યો છે.

પરિશિષ્ટોમાં પતંગિયાં, પંખીઓના માળાબાંધુ સંઘો, પ્રાણીઓમાંના મિત્રભાવ, કુટુંબસંસ્થાનો પૃથ્વી પર ઉદય, મધ્યકાલીન શહેરોની બજારોઃ આ વગેરે વિષયો પર ઘણી કૌતુકજનક માહિતી એકત્ર કરવામાં આવી છે.

ગ્રંથમાંનાં દૃષ્ટાંતો પ્રાચીન ગ્રીસ અને અર્વાચીન આફ્રિકા સુધીના અનેક દેશકાળમાંથી લીધાં છે અને તેમાં પાંત્રીસથી ચાળીસ વિદ્વાનોના અભિપ્રાયોનો ઉપયોગ કર્યો છે અથવા તો તેની ચર્ચા કરી છે.

'મ્યુચ્યુઅલ એઇડ' પ્રગટ થયું ત્યારે 'નેચર' જેવા વિજ્ઞાન-પત્રે, 'ઍથીનીઅમ' જેવા સાહિત્યપત્રે, 'ક્લેરિયન' જેવા કામદારપત્રે, અને બીજાં ઘણાંએ પણ, તેને અંગ્રેજી વાઙ્મયને ચએલા એક અપૂર્વ અને અમૂલ્ય અર્પણ લેખે વધાવ્યું હતું; તેમ જ તેના મોહક વ્યક્તિત્વવાળા, નિર્મળ ચારિત્રવાન, આશાવાદી અને તેથી માનવજાત માટે ઉજ્જ્વલ ભવિષ્યની આશા પ્રેરનાર કર્તાનાં મુક્તકંઠે વખાણ કર્યાં હતાં. તેમાં કર્તાનો લાક્ષણિક અશાસકવાદ પણ પ્રસંગોપાત્ત નિરૂપાયેલો હોઇ, તેમની ફિલસૂફી અને કૃતિઓના કોઈ પણ અભ્યાસીથી તે વણવાંચ્યો રખાય તેમ નથી, એ સિદ્ધ વાત છે.

## ૧૦

રશિયન સાહિત્ય અપૂર્વ કાવ્યમય ભાવો અને ભાવનાઓનો રત્નાકર છે. તેમાં જે તાજગી છે અને યૌવન છે તે બીજાં વૃદ્ધ સાહિત્યોમાં રશિયનના જેટલા પ્રમાણમાં છે નહિ. વળી, જેઓ બીજા દેશોના સાહિત્યની કૃત્રિમતાથી કંટાળો ખાઇ ગયા છે, તેમને તો રશિયન સાહિત્યમાં આવિર્ભાવ પામે છે તે સાચદિલી અને ભાષાની સરળતા ખાસ આકર્ષક લાગે છે વળી તેનું એક બીજું વિશિષ્ટ લક્ષણ એ છે કે પશ્ચિમ યુરપ અને અમેરિકામાં સમકાલીન રાજકીયસામાજિક સમસ્યાઓ પ્રધાનપણે શાસ્ત્રીય લખાણોમાં જ ઉકેલવાનો પ્રયાસ થાય છે ત્યારે રશિયામાં એ જ સમસ્યાઓને કાવ્ય નવલકથા અને નાટકના–કલાત્મક, લલિત વાઙ્મયના —ક્ષેત્રમાં રોપવા ને વિકસાવવામાં આવી હોય છે*

આવી અસામાન્ય વિશેષતાઓવાળા રશિયન સાહિત્ય વિશે ક્રોપોટકિને જે આઠ વ્યાખ્યાનો બોસ્ટનના લોવેલ ઇન્સ્ટિટ્યુટમાં આપેલાં, તે ગ્રંથાકારે લંડનમાં ૧૯૦૫ની સાલમાં 'આઇડીઅલ્સ ઍન્ડ રીઍલિટી ઈન રાશયન લિટરેચર' નામથી પ્રગટ થયાં.

ખરેખરું રશિયન સાહિત્ય ઓગણીસમી સદીની શરૂઆતમાં જ રચાવા માંડેલું હોવાથી, કર્તાએ એ ગ્રંથમાં આશરે નવમીદસમી સદીથી અઢારમીના આખર લગીના હજારેક વર્ષનો સાહિત્યેતિહાસ ઉપોદ્‌ઘાતરૂપ પહેલા પ્રકરણમાં જ સમાવી લઇને, બીજા પ્રકરણથી રીતસરનો વિગતવાર વર્ણનાત્મક ઇતિહાસ આદર્યો છે. એ બીજા તેમ જ ત્રીજા પ્રકરણમાં મળીને તેમણે અર્વાચીન રશિયન સાહિત્યના ત્રણ સ્થાપકોના—કવિઓ પુશ્કિન ને લર્મોન્ટોફ તથા નવલકાર ગોગોલના—કાર્યનો વિસ્તૃત પરિચય વાચકને કરાવ્યો છે.

ચોથું પ્રકરણ આખું ટર્જેનેફને ભાગે જાય છે. તેમાં એ પ્રતિભાવાન મહાન સાહિત્યકારની કલા, તેનો પ્રારંભસમયનો

*'આઇડીઅલ્સ ઍન્ડ રીઍલિટી ઇન રશિયન લિટરેચર'ની પ્રસ્તાવનામાંથી.

નિરાશાવાદ, તેણે દોરેલાં સામાજિક વ્યક્તિવિશેષો અને પ્રતિનિધિ-રૂપ નમૂનાઓનાં ચિત્રો, તેની મશહૂર સામાજિક નવૅલ 'ફાધર્સ ઍન્ડ સન્સ'ને તેના સમયની આમવર્ગને અપનાવવાની હિલચાલ વિશે તેમ જ તેના જીવનદર્શન જીવનવિકાસ અને કૃતિઓનું સુંદર નિરૂપણ કર્યું છે. પ્રકરણ પાંચમામાં પહેલાં લખ્યું છે, ટૉલ્સ્ટૉયરૂજૅનેફના શ્રેષ્ઠ કાર્યની યાદ આપે તેવી નવલ "ઑબ્લોમોફ' નાં કર્તા ગોંછારોફ વિશે; પણ પછીનો બધો ભાગ ડૉસ્ટોયેવ્સ્કીએ રોકયો છે. તેમાં તેની પ્રતિભા અને નવલકથાઓ વિશે તેમ જ સ્ત્રીજાતિ પ્રત્યેનો તેનો અમાપ પૂજ્યભાવ અને આમવર્ગ માટેનો પ્રેમભાવ—આ સર્વ ગુણો વિશે લખવામાં આવ્યું છે. કામદારજનતાનાં દુઃખો સૂરીલી વાણીમાં ગાનાર કવિ નેક્રાસોફના જીવનકવનના વર્ણન સાથે એ પ્રકરણ પૂરું થાય છે.

રશિયન નાટ્યસાહિત્ય વિશેના છઠ્ઠા પ્રકરણમાં ઑસ્ટ્રૉવ્સ્કી અને એ. કે. ટૉલ્સ્ટૉયનાં નાટકો સંબંધી, તેમ જ, ઓગણીસમી સદીની અધવચના કાળની મૉસ્કોની રંગભૂમિના કાર્યને અંગે સધાયેલા સમાજ, નાટ્યકાર અને નટવર્ગના સહકાર સંબંધી ઉપયોગી માહિતી છે. આદિકાળથી તે છેક મૅક્સિમ ગૉર્કી સુધીના લોકવર્ગીય સાહિત્યકારો તથા રાજકીય સાહિત્ય, કટાક્ષકથનો અને કલાવિવેચનનું વાઙ્મય: આ સાતમા પ્રકરણનું વસ્તુ છે. અને છેલ્લામાં, સાહિત્ય પરની રાજ્યકર્તાની તકેદારી ('સેન્સોરશિપ') વિશે, ક્રાંતિકારી લેખકો હર્ઝન, બાકુનિન, સ્ટેપનિયાક અને ચર્નીશેવ્સ્કી વિશે તથા આરૂઢ રશિયન વિવેચક બૅાઇલિન્સ્કી અને વાર્તાકાર છેખૅાફની લાક્ષણિક કલા વિશે પ્રોત્સાહક શૈલીમાં આપણા કર્તા વિવેચન કરે છે.

ક્રોપોટકિનના આ ગ્રંથમાં જે જ્ઞાનસમૃદ્ધિ વિલસતી આપણે જોઇએ છીએ તે આશ્ચર્યકર અને માનજનક છે. તે જીવનના કે

સાહિત્યના કોઈ એકાદ જ અંગનો રસિયો નહોતો, તેથી સાહિત્યવિકાસ સમજાવતાં પણ તેની દૃષ્ટિ, પ્રજાઓની ચડતીપડતી, સમાજના જીવનપલટા, વિજ્ઞાનની પ્રજા પર થતી અસરો, રસકલાની વિવિધ ભાવનાઓ, આર્થિક સંજોગોની સાહિત્ય પર અસરઃ આ વગેરેને પણ પોતાના દૃષ્ટિફલકમાં યથાસ્થાન ગોઠવીને જ સાહિત્યનો સરસ પ્રેરણાત્મક ઇતિહાસ રચે છે.

## ૧૬

હવે રહ્યું માત્ર "મેમ્વાર્સ ઑફ એ રેવોલ્યુશનિસ્ટ.' તેનો તમને બને તેટલો સારો પરિચય તો, બને તેટલા સારા સંક્ષેપાત્મક ભાષાંતર દ્વારા, આ તથા આગલા ભાગનાં મળીને, ચારસોથી ય વધુ પાનાંમાં કરાવી દીધો છે. એટલે એ દૃષ્ટિએ તેને વિશે અહીં કંઈ લખવાનું રહેતું નથી. જે કંઇ રહે છે તે, આત્મકથા તરીકે તેનું ટુંકામાં મૂલ્યાંકન કરવાનું.

'મેમ્વાર' એ મૂળે તો ફ્રેંચ પ્રજાએ જ અચ્છી તરેહથી ખીલવેલો સાહિત્યપ્રકાર છે. ઇંગ્લંડમાં તેના શિષ્ટપદારૂઢ લેખકોમાં અઢારમી સદીના હોરેસ વૉલ્પોલ સિવાય કોઇ પ્રસિદ્ધ અસાધારણ શક્તિવાળા લેખક જોવામાં આવતા નથી. પણ ફ્રેંચોમાં તો કાર્ડિનલ દ રેન્ઝ, લા રોશફૂકોલ, સેંટ્સાયમન અને માદામ રોલંદ વગેરે ઉત્તમ 'મેમ્વાર'લેખક તરીકે આલમમશહૂર છે. તેમનાં 'મેમ્વાર'નાં જે ખાસ લક્ષણો છે તે પરથી એમ કહી શકાય કે બીજી આત્મકથાઓથી 'મેમ્વાર' જુદું પડી આવે છે તે આ બાબતમાંઃ આત્મકથાલેખક પ્રધાનપણે પોતાના આત્માના વિકાસ કે અધઃપતનની કથા કહેતો હોય છે, પણ 'મેમ્વાર'નો લેખક પ્રધાનપણે પોતાના સમયનું, પોતાના સમકાલીનોનું, તથા એ એઉ પોતાના જ્ઞાનાનુભવમાં આવતાં પોતાને એ કેવાં લાગ્યાં, તેનું ચિત્ર આલેખતો હોય છે. નમૂનેદાર 'મેમ્વાર્સ'નાં આ લક્ષણ

ક્રોપોટકિનના પ્રસ્તુત ગ્રંથમાં છે જ. એ આખી કથાનું કેન્દ્ર, સેંટ ઑગસ્ટાઇન રૂસો કે ટૉલ્સ્ટૉયની પેઠે, પોતાના પંડને નથી બનાવતો. તેના કેવળ અંગત જીવન વિશે આપણને આમાંથી થોડું જાણવાનું મળે છે; અને ઝાઝું જે મળે છે, એ તેના બચપણના તથા જુવાનીના રશિયા વિશે તેમ જ તેની પ્રૌઢ વયની યુરોપિયન કામદારપ્રવૃત્તિ વિશે, બાકુનિન વગેરે તેના અગ્રેસરો વિશે અને તે પ્રવૃત્તિએ તેનામાં પ્રગટાવી એ અશાસકવાદની ફિલસૂફી વિશે. આ રીતે, 'મેમ્વાર્સ ઑફ એ રેવોલ્યુશનિસ્ટ' જેટલે અંશે પીટર ક્રોપોટકિનના આત્માની કથા નથી, તેટલે અંશે, જે ક્રાંતિપ્રેરક દેશકાળ અને વાતાવરણમાં તે જન્મ્યો ઊછર્યો અને વસ્યો, તેના આત્માની કથા છે એમ કહેવું ઉચિત લાગે છે.

આત્મકથાઓની શૈલીના ગુણદોષ વિશે એક હિંદી લેખક રા. કૃષ્ણાનંદજી ગુપ્ત બરાબર કહે છે કે

**"લિખનેકા ઢંગ જિતના સીધા ઔર સરલ હો, ઉતના હી અચ્છા. નિર્મલ જલમેં હી સ્વચ્છ પ્રતિબિંબ પડતા હૈ વર્ણનચાતુર્ય સંદિગ્ધ વસ્તુ હૈ હમ સદૈવ ઉસ પર ભરોસા નહિ કર સકતે. કવિ ઔર લેખકોં દ્વારા લિખી ગઈ આત્મકથાએં સદૈવ શુદ્ધ ઔર નિર્મલ નહિ હોતી. ઉન્હેં ઠીક આત્મજીવની નહિ કહા જા સકતા"** *

આ કંડિકામાં નિર્દેશેલા ગુણોથી 'મેમ્વાર્સ ઑફ એ રેવોલ્યુશનિસ્ટ' શોભે છે અને દોષોથી મુક્ત છે. તેની ગુણયુક્ત દોષમુક્ત કૃતિ માટે જ આ અભિપ્રાય ઉચ્ચારી શકાય: "તે આપણા યુગની સર્વશ્રેષ્ઠ આત્મકથા છે." (એ. જી. ગાર્ડિનર) *

વિ. ક.

* 'હંસ'ના આત્મકથા અંક (જાન્યુ-ફેબ્રુ. ૧૯૩૨) માં પૃ ૧૬૮

* સૂચી: પ્રવેશક લખવામાં ક્રૉપોટકિનના છસાત ગ્રંથો ઉપરાંત આટલાનો ઉપયોગ મુખ્યત્વે કર્યો છે: (૧) એન્સા. બ્રિટા.ની ૧૩મી ને ૧૪મી આવૃત્તિઓ; (૨) 'મેમ્વાર્સ'નો બ્રેન્ડીસલિખિત ઉપોદ્‌ઘાત; (૩) હૅ. ઍલિસના નિબંધસંગ્રહ 'ન્યુઝ ઍંડ રીવ્યુઝ'ની બીજી શ્રેણીમાંનો પ્રૉ. વિશીનો નિબંધ; (૪) ગાર્ડિનરના 'પિલર્સ ઑફ સૌસાયટી'માંનું ક્રો.નું રેખાચિત્ર; (૫) બ. રસેલકૃત 'રોડ્ઝ ટુ ફ્રીડમ'; (૬) એફ એસ સ્ટીવન્સનની 'હિસ્ટોરિક પર્સોનૅલિટી'માં છે તે 'મેમ્વાર'-નિરૂપણ; અને (૭) 'ઑડેલ્ફી' માસિક–(મે ૧૯૩૨)માંના લેખ 'ફાર્મ ઍંડ ફૅક્ટરી'માં ટાંક્યાં છે તે ક્રો.ના એ વિષય પરના ગ્રંથમાંનાં અવતરણો.

# વિભાગ ચોથો: સેંટ પીટર્સબર્ગ; પહેલી વાર પશ્ચિમ યુરોપમાં

## ૧

## વિજ્ઞાનને મુખ્ય અર્પણ

**૧૮૯૭ની** પાનખરમાં મારો ભાઈ સકુટુંબ, અને હું, એમ અમે બંને જણ સેંટ પીટર્સબર્ગમાં સ્થિર થઈને વસ્યા. હું ત્યાંના વિદ્યાપીઠમાં દાખલ થયો અને મારા કરતાં ઘણા નાના જુવાનીઆઓ જોડે—છોકરાઓ જ કહી શકાય તેવડા તેઓ હતા—બાંકડા પર બેસીને ભણવા લાગ્યો. અભ્યાસમય જીવન ગાળવું, એવી મારી પાંચપાંચ વર્ષ થયાં જે ઝંખના હતી તે પાર પડી. અભ્યાસ પછીના જીવનમાં આપણે જે કંઇ કાર્યો કે મનન કરવાનાં હોય છે તેનો એક જ ખરેખરો નક્કર પાયો જો કોઇ પણ હોય તો તે ગણિતશાસ્ત્રનો પાકો અભ્યાસ કરવાથી બુદ્ધિને મળતી તાલીમ જ, એવો મારો ખ્યાલ છે. એ ખ્યાલને અનુસરીને હું હવે અભ્યાસ-વિષયોની પદાર્થવિજ્ઞાની ગણિતશાસ્ત્રવાળી[1] શાખાના ગણિત-

૧. 'ફિઝિકો-મેથેમેટિક્સ.'

વિભાગમાં જોડાયો. મારો ભાઈ ધારાશાસ્ત્રની લશ્કરી પાઠશાળામાં જોડાયો, પણ મેં તો હવે લશ્કરી નોકરીને સદાની ઊંજલી નાખી. પરિણામે, બિનલશ્કરી સાદા શહેરીના પોશાકના દર્શનમાત્રને ધિક્કારનાર એવા અમારા પિતાની ભારે ખફગી મેં વહોરી લીધી. અમારે બંનેએ હવે ગુજરાન માટે પોતપોતાના પગ પર જ ઊભવાનું હતું.

વિદ્યાપીઠમાં દાખલ થયા પછીનાં પાંચ વર્ષનો મારો બધો સમય અભ્યાસમાં અને સર્વસામાન્ય વિજ્ઞાનકાર્યમાં જ વીત્યો હતો. ગણિતશાખાના અભ્યાસીએ, અલબત્ત, પોતાના કાર્યમાં ખૂબ જ પરોવાઈ રહેવાનું હોય છે, પણ મેં તો શાળાજીવન દરમિયાન ઉચ્ચતર ગણિતનું અધ્યયન સારા પ્રમાણમાં કરેલું તેથી, આ વર્ષો દરમિયાન મારો કેટલોક સમય હું ભૂગોળવિદ્યાના અભ્યાસમાં રોકી શકયો. વળી, સાઇબીરિયામાં મને તનતોડ મહેનત કરવાની જે ટેવ પડી હતી, તે પણ ચાલુ હોવાથી આ વિદ્યાપીઠકાળનાં શ્રમ-સાધ્ય કાર્યો મને કંટાળો આપતાં કે સહેજે થકવી દેતાં નહિ.

શોધખોળ માટેના મારા આગલા એશિયાપ્રવાસનો વૃત્તાંત છપાયો હતો; પણ વચગાળાના સમયમાં, એક મોટો ગૂંચવણભર્યો કોયડો મારા મન આગળ ખડો થયો હતો. સાઇબીરિયામાં મેં કરેલા પ્રવાસને પરિણામે મારી ખાતરી થઈ હતી કે, ઉત્તર એશિયાના તે જમાનાના નકશાઓમાં જે જે પર્વતો દર્શાવેલા છે, તે બધા ય કપોલ-કલ્પિત છે; તે પ્રદેશની રચનાનો ખરો ખ્યાલ એ નકશા આપતા જ નથી. નકશાના દોરનારાઓને, એશિયાઈ ભૂરચનાના ખાસ અંગરૂપ એવા ઊંચાણવાળા સપાટ પ્રદેશોના[1] અસ્તિત્વની પણ કશી જાણ ન હોય તેમ, તેમણે એ તો પોતાના નકશામાં બિલકુલ બતાવેલા જ નહિ. પણ તેને બદલે ઠેરઠેર નાનીમોટી ટેકરીઓ કે પર્વતમાળ પોતાના કલ્પનાપ્રભાવે કરીને દોરી દીધેલી. આમ હોવાથી, એશિયાના

૧. 'પ્લૅટોઝ'–plateaus.

પર્વતોની રચનાના ખરા સિદ્ધાંતો શોધી કાઢવા, એ મારો વર્ષો સુધીનો વ્યવસાય બન્યો. તે કાર્ય ઉપાડતાં, શરૂઆતમાં તો જૂના નકશાઓએ તેમ જ હમ્બોલ્ટ જેવા જાણીતા અભ્યાસીએ પણ કરેલાં આધારરહિત કથનોએ મને ગૂંચવ્યા કર્યો. આ અનુભવ પછી મેં એ સઘળાને પડતા મૂકયા અને જુદી જ પદ્ધતિ સ્વીકારી. આજ સુધીમાં જુદાજુદા મુસાફરોએ એ પ્રદેશના હવામાનને વિશે જે જે કથન સ્વાનુભવને આધારે કરેલાં, તે પહેલાં તો મેં શોધી કાઢયાં. પછી, અમુક અંશની શીતળ કે ઉષ્ણ હવા જ્યાં હોય ત્યાંની ઊંચાઈ કેટલી હોઈ શકે, હોવી જ જોઈએ, તે મેં સેંકડોના આંકડાની ગણતરી પરથી શોધ્યું. ઉપરાંત, મુસાફરોએ તે ભાગોના ભૂસ્તરની તથા ભૂપટની રચના વિશે જેજે લખેલું તે પણ બારીકીથી તપાસ્યું. આ સર્વ સંશોધન તથા વિચારણા પછી મેં એક મોટા માપનો નકશો દોર્યો, જેમાં અટકળો કે કલ્પનાશક્તિની મદદથી નહિ પણ પ્રમાણભૂત હકીકતોને આધારે, એ આખા ય પ્રદેશની સમગ્ર ભૂરચના પર્વતો સહિત આલેખવામાં આવી હતી. મારાં બે વર્ષ તો આટલી પ્રાથમિક તૈયારીએ જ લીધાં; જેની પછી, આખા ય વિષય પર મહિનાઓ સુધી સતત તીવ્ર મનન પણ, આ છૂટકતૂટક અવલોકનો તથા ગણતરીઓની અવનવી ભૂલભુલામણી પાછળનું રહસ્ય શોધવા માટે, હું કર્યા કરતો હતો. એ એમ ને એમ અખંડપણે ચાલ્યા જ કરતું હતું ત્યાં એક દહાડો, સાવ અચાનક જ, એ આખી ય વસ્તુ સુસ્પષ્ટ બની, સમજાતી થઈ ગઈ—કેમ જાણે, કોઈ ઝબાકા વડે એ પ્રકાશમાન બની હોય. એ પ્રકાશમાં મને દેખાયું કે, જૂના ભૂગોળવેત્તાઓએ કલ્પી કાઢેલું તે પ્રમાણે, એશિયાની મુખ્ય પર્વતમાળ ઉત્તરથી દક્ષિણ કે પૂર્વથી પશ્ચિમ દિશામાં વધેલી નથી; એ તો નૈઋત્યથી ઈશાન તરફ વિસ્તરતી હોય છે. વળી, તે કંઈ આલ્પ્સની જેમ પર્વતોનાં અપરતંત્ર ઝૂમખાં નથી; પણ, ઉત્તર એશિયામાં વચ્ચોવચ આવેલા

એક ઉચ્ચ સમભૂપ્રદેશની[1]—કે જે અસલના વારામાં બહેરિંગની ભૂશિર તરફ લંબાતો એક પુરાણો ખંડ હતો—બે બાજુએ અડોઅડ ઊભેલા પર્વતોની બનેલી છે. આ પર્વતોના પાદને પુરાતન કાળમાં સમુદ્રોનાં–પેસિફિક અને આર્કટિક મહાસાગરોનાં–જળ પખાળતાં હતાં. પણ કાળક્રમે, સમુદ્રોને તળિયેથી જામતા આવેલા કાંપને લીધે, પર્વતોની તળેટી હતી ત્યાં પહોળી, મોકળી અગાસીઓ બંધાઈ ગઈ છે. આ રીતે, એશિયાની અસલી કરોડરૂપ જે પેલો ખંડ, તેની પહોળાઈ બન્ને બાજુ ઘણી વધી ગઈ છે.

લાંબા સમય સુધી ધીરજથી કરેલા સંશોધનને પરિણામે શોધકના સમગ્ર ચિત્તને અજવાળતો જે સિદ્ધાંત એ ચિત્તમાં અચાનક સ્ફુરી આવે છે તેનાથી અનુભવાતા આનંદને તોલે આવી શકે એવા ઝાઝા આનંદો માનવજીવનમાં હોતા નથી. એ સિદ્ધાંતદર્શનથી શોધવિષયનાં સર્વે અંગોપાંગ વિશદ સુરેખ અને દ્યોતક બને છે તથા નવા વિશાલતર સિદ્ધાંતની શોધ સુગમ થાય છે. વૈજ્ઞાનિક સર્જનનો આ આનંદ જેણે અનુભવ્યો, તે માણસ એ કદી પણ ભૂલશે નહિ. પુનઃપુનઃ એ અનુભવ પામવાની ઝંખના તેને રહેશે. તેને કંઈયે ખેદ રહેતો હોય તો એટલો જ, કે જગતમાં આવો આનંદ મેળવવાનાં સાધન, જ્ઞાન અને અવકાશ ઘણાં મનુષ્યોને નહિ પણ પોતાના જેવાં થોડાંઘણાં ગણતર મનુષ્યોને જ મળતાં હોય છે.

આ કાર્યને મારે હાથે વિજ્ઞાનને થએલું મુખ્ય અર્પણ હું ગણું છું. મૂળે તો મારો વિચાર એવો હતો કે, તેને વિશે સંપૂર્ણ વિગતોવાળો દળદાર ગ્રંથ લખવો. પણ ૧૮૭૩માં એ કામ પૂરું થયું ત્યારે, રાજકીય હિલચાલમાં મેં લેવા માંડેલા ઘણા સક્રિય ભાગને લીધે, તુરતમાં જ હું પકડાઈ જાઉં તેવો પાકો સંભવ

૧. પ્લેટો

હોવાથી, મેં મારી નવી શોધ આલેખતો એક નકશો તૈયાર કર્યો અને તેના ટુંકા ખુલાસારૂપે નિબંધ લખ્યો. હું કેદખાનામાં હતો ત્યારે, મારા ભાઇની દેખરેખ નીચે, એ બંને જ્યૉગ્રાફિકલ સોસાયટીએ પ્રસિદ્ધ કર્યાં હતાં. ત્યાર પછી જેમણેજેમણે એશિયાના નકશા દોર્યા તથા તેની ભૂરચનાનાં બીજાં અંગો વિશે વધુ શોધો કરી, તેમણે મારી યોજનાનો સ્વીકાર કર્યો છે.

## ૨

## આર્કટિક શોધવાની યોજના

એવામાં જ, મારા શોધકાર્યની સાથે સાથે, રશિયન જ્યૉગ્રાફિકલ સોસાયટીના ભૌતિક ભૂગોળવિદ્યાવિભાગના મંત્રી તરીકે પણ મને ઘણું કામ કરવાની તક મળી હતી. એ કાર્યને અંગે દેશના જેજે સમર્થ ભૂગોળવેત્તાઓના સંસર્ગમાં હું આવ્યો, તેમાં તાર્તરી અને પામીરના પ્રદેશોનો શોધક, અસામાન્ય બુદ્ધિશક્તિધારી પણ સારી લેખનશક્તિથી બેનસીબ એવો, મહાન પ્રાણીવિદ્યાવિશારદ અને સરસ ભૂગોળકાર સ્યેવર્ટસૉફ હતો; વગરકરોડનાં જલચર પ્રાણીઓ વિશે રાતા સમુદ્રમાં અને ન્યુ ગીનીના ટાપુને વિંટળાયલા એકલ અગાધ સાગરમાં શોધો કરનાર, અગણિત મહત્ત્વની શોધોના અમુક નાના જ ભાગને ગ્રંથસ્થ કરી શકનાર, વારંવાર ટાઢીઆ તાવે પીડાતો છતાં વિદ્યાભક્તિથી કદી ય ચ્યુત ન થનાર મિક્લુખો—મેક્લે હતો; પોતાની વિજ્ઞાનપ્રેમી પત્ની ઓલ્ગા સાથે તાર્તરીના ઉચ્ચતર પ્રદેશોમાં પ્રાણીવિદ્યાની શોધખોળ કરનાર, તથા અતિસાહસવૃત્તિને કારણે સ્વિટ્ઝર્લૅંડનો એક પહાડ ચડતાં બરફના

તોફાનમાં સપડાઇ જેણે જીવ ખોયો તે ફેડશેંકો; અને પ્રેવાલસ્કી, જે મધ્યએશિયામાં શોધખોળ કરવાનો શોખીન હતો, પણ તેથી યે વધુ તો મજબૂત બાંધાનો અચૂક નિશાનબાજ શિકારી હતો અને તિબેટમાં શોધનો કાફલો લઈ જવાનો હતો તેવામાં જ મરણ પામ્યો હતો.

અમારી એ સોસાયટીમાં તે વખતે ઘણી પ્રવૃત્તિઓ ચાલતી હતી. ભૂગોળના ઘણા ય પ્રશ્નો મારાવાળા વિભાગમાં પણ ચર્ચાતા, તેમાં હું ભાગ લેતો હતો. તેમાંના મોટે ભાગે તો એ વિષયના શાસ્ત્રીય પ્રશ્નો હતા, પણ આર્કટિક મહાસાગરમાં, રશિયાની ત્યાંની વસાહતો, મચ્છીમારીનો ઉદ્યોગ વગેરેને લાભકારક એવી શોધો કરવાની જે વાત ઉપાડવામાં આવેલી, તેનો ઉલ્લેખ મારે અહીં કરવો જોઈએ. એ શોધોના પહેલવહેલા લાભ જોનાર અને જાહેર રીતે સૂચવનાર સિડોરોફ નામે સાઇબીરિયન વેપારી અને ખાણમાલિક હતો. તેની સૂચના અમલમાં મૂકવામાં સરકારી નૌકા-સૈન્યખાતાની અમુક રીતે નાના પાયા પર નવેસર ખીલવણી તથા થોડા ધનરોકાણની જરૂર હતી. પણ સેંટ પીટર્સબર્ગની ટૂંક-નજરી નોકરશાહીના ધ્યાનમાં એ વાત ન આવી, એટલે તેણે જરૂર પૂરી પાડવાની ના કહી. પછી, કેટલાક સાહસિક નોર્વેજિયન મચ્છીમારોના કાર્ય પછી અમને જ્યારે ભાળ મળી કે આર્કટિકમાંનો 'કારા સી' નામે સમુદ્ર, તથા પાછળથી જે ફ્રાંઝ જોસેફ આયલેંડ કહેવાયો તે ટાપુવાળો ભાગ—આ સર્વ શોધવાલાયક તથા અનેક દૃષ્ટિએ હિતકારક છે,-ત્યારે અમારી સોસાયટીએ ત્યાં એક કાફલો લઈ જવાની ધારણાથી સવિસ્તર યોજના ઘડી. અમારો વિચાર એવો હતો, કે પહેલાં તો એક સર્વસામાન્ય તપાસણીનો પ્રવાસ એ દિશામાં કરવો. ત્યાં જઈને કરી શકાય તેવી વનસ્પતિશાસ્ત્ર, ભૂસ્તરશાસ્ત્ર, વાયુચક્રશાસ્ત્ર વગેરેની શોધોના કાર્ય માટેના ટૂંકા

અહેવાલ સહિતનો એક પ્રાથમિક વૃત્તાંત પણ મેં મંત્રી તરીકે તૈયાર કર્યો. વૃત્તાંતને અંતે, ભવિષ્યના મોટા કાફલાની સૂચના પણ કરવામાં આવી હતી. એ વૃત્તાંત સાંભળ્યા પછી સોસાયટીએ તપાસણીપ્રવાસના મુખી તરીકની જવાબદારી મારે જ માથે નાખી અને તે પ્રમાણે હું ગયો હોત; પણ આ વખતે યે સરકાર આડી થઇ. યોજનાને અંગેના ખર્ચ માટે જે ત્રણથી ચાર હજાર પાઉંડ જેટલી રકમની જરૂર હતી, તે આપવાની તેણે ના પાડી; તેથી યોજના પડી ભાંગી.

હવે સોસાયટીએ મને ફિનલેંડના કિનારાનાં બરફનાં ચક્તાંવાળો પ્રદેશ શોધવાને ત્યાંનો પુરાતન સમુદ્ર ક્યારથી અદૃશ્ય થયો હશે એ તપાસવા મોકલ્યો. હું ગયો. ત્યાં મારૂં કામ ચાલતું હતું ત્યારે આખી સોસાયટીનું મંત્રીપદ—જેના મને, કાર્યની સવળતા માટે, અભિલાષ–એક વખતે ભારે અભિલાષ હતા, તે—સ્વીકારવાની વિનંતિ કરતો તાર આવ્યો. આનો મેં નકારમાં જવાબ વાળ્યો, કેમકે આ અરસામાં તો મારા મનમાં જુદાં જ વિચારવાંછનાઓ ઊગવા લાગ્યાં હતાં.

3

# નવી વાંછનાઓ શી હતી?

**ઘણી** યે વાર એવું બને છે કે માણસ રાજકીય, સામાજિક કે કુટુંબના અમુક કાર્યની જવાબદારી પોતાને માથે એટલા માટે જ ઉપાડી લેતો હોય છે કે, એ કાર્ય અને એ પરિસ્થિતિ બધી રીતે બરાબર છે કે કેમ, તેનો વિચાર કરવાની નિવૃત્તિ જ તેને મળી હોતી નથી. તેમ જ, પોતે આદરેલી પ્રવૃત્તિઓ ખરેખર પોતાના અંતરની અભિલાષાઓ અને શક્તિઓને અનુરૂપ છે કે નહિ, પોતાના કાર્યની સિદ્ધિ દ્વારા જે સંતોષ પામવાનો હક દરેક જણને છે તે પોતે પામે છે કે નહિ—આ બાબતનો વિચાર કરવાની ફૂરસદ પણ તેને રહેતી નથી. વિશેષે કરી, પ્રવૃત્તિપરાયણ મનુષ્યોની દશા આવી થાય છે. રોજેરોજનાં કામોની જંજાળમાં તેમની જિંદગીના દિવસ ઉપર દિવસ એવી રીતે વહ્યા જાય છે કે કશું વિચારવાની, પોતાની જિંદગી કેવો વળાંટ ધરે છે તેની ચિંતા કરવાની, જરા પ નવરાશ કે વૃત્તિ તેમને રહેતી નથી. હમણાં સુધી મારા બાબમાં પણ એવું જ બનતું આવ્યું હતું.

પણ હવે, મારી ફિન્લૅંડની મુસાફરી વખતે, મને કંઈક નિવૃત્તિ મળી ખરી. ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિએ નિરુપયોગી જેવું કોઈ મેદાન હું જ્યારે ત્યાંની એ પૈડાંની બગીમાં બેસીને ઓળંગતો, અથવા તો, મરડીઆ કાંકરાની એક બાજુથી બીજી ભણી, ખભે હથોડા ધરીને ચાલતો જતો, ત્યારે મને વિચાર કરવાની તક મળતી હતી.

મને સોંપાયલા ભૂસ્તર વિશેના કાર્યમાં મને બેશક રસ હતો અને તે હું કરતો; પણ એ બધાની વચ્ચે ય એક એવો વિચાર મારા મનમાં ફરીફરીને આવતો કે જેનું આકર્ષણ ભૂસ્તરના શાસ્ત્ર કરતાં વધારે જબરૂં હતું.

ફિન્લેંડનાં મારાં પરિભ્રમણો દરમિયાન મેં જોયું, કે ત્યાંનો ખેડૂત જમીનને સાફ કરવા માટે અને તેની અતિશય કઠણ માટીનાં ઢેફાં ભાગવા માટે કેટલી અપાર જહેમત ઉઠાવે છે. આ જોયું ત્યારે મારા મનમાં આવા વિચારો આવ્યાઃ "રશિયાના આ ભાગની જમીન વિશે હું ભૂગોળવિદ્યાનું એક પુસ્તક લખીને, જમીન ખેડવાના સર્વોત્તમ માર્ગો ખેડૂતોને શીખવીશ. આ અહીં એક ખેતરમાં પુષ્કળ ઝાડનાં ઠુંઠાં છે. તે ખેંચી કાઢવાનો અમેરિકન સંચો ખેડૂતને અપાયો હોય તો તેની કેટલી બધી મહેનત બચે? પણે બીજા ખેતરમાં સારા ખાતરની બહુ જરૂર છે. વિજ્ઞાનની મદદથી એ તૈયાર કરવાનું આ લોકોને શીખવ્યું હોય તો કેટલો બધો લાભ થાય?... ... પણ, આ ખેડૂતો પાસે અમેરિકન સંચાઓની વાત કરવી શા કામની,—જ્યાં એમને એકથી બીજા પાકના વચગાળામાં પેટપૂરતો રોટલો પણ મળતો નથી ત્યાં? તેને એ કઠણ માટી માટે ભરવાના કરવેરા, જમીન સુધારાય ને વધુ પાક આપે તેમતેમ વધતા જ જવાના, ત્યાં સંચાની વાતો તેને શા ખપની? તેને ખરી જરૂર તો એ છે કે, મારા જેવાએ તેની સાથે રહી, તે પોતાની જમીનનો માલિક અથવા તો રાજાની માલિકી હેઠળ પણ પૂરતી સ્વતંત્રતાથી તેનો ભોગવટો કરનાર થઇ શકે, એવી સ્થિતિ આણવામાં તેને મદદ કરવી. ખેતીવાડી કે ભૂસ્તરવિજ્ઞાનનાં પુસ્તકો વાંચીને તે જે કંઇ લાભ પામી શકે તે ત્યાર પછી, હમણાં નહિ."

આ વખતે મને અમારી જાગીર નિકોલ્સ્કોયના ખેડૂતો પણ સાંભર્યા. રશિયન ખેડૂતોની ગુલામી ગઈ હતી, પણ હજી તેમના

અસલ માલિકોએ–ને આ દાખલામાં, અમારાં અપર માતાએ–દેશના એ વિશેના કાયદાઓમાં મનમાન્યા ફેરફારો કરીને તેમને એવી દુર્દશામાં રાખ્યા હતા કે તેમની પાસે ન તો હળ તાણવાના પૂરતા ઘોડા હતા, ન તો એ ઘોડાને ચરવાનાં ઘાસ–ખેતર, અને નહિ સારું ખાતર. અધુરામાં પૂરું, દર ચાર ૭ કે આઠ વર્ષે દેશમાં દુકાળ પડતો એટલે પાયમાલીની અવધિ આવી જતી.

વિજ્ઞાન અને તેનો અભ્યાસ એ અલબત્ત ઘણી સરસ વસ્તુઓ છે. તેના આનંદો મેં માણ્યા છે, મૂલવ્યા છે–કદાચ, મારા બીજા સહકારીઓ કરતાં વધુ પ્રમાણમાં. અહીં ફિન્લૅંડમાં પણ, જ્યારે હું તેનાં સરોવરો અને ટેકરા નિહાળતો, ત્યારે એ આખી ય ભૂમિના અદ્ભુતરંગી ઇતિહાસની કંઈકંઈ ઘટનાઓ મારી કલ્પના સમક્ષ ખડી થતી. અતિશય પુરાણા કાળમાં, માનવજાતની છેક બાલ્યાવસ્થાની વેળાએ, ઉત્તરધ્રુવનો બરફપથાર આસ્તે–આસ્તે–આસ્તેથી લંબાતો કેવી રીતે હાલના સ્કેન્ડીનેવિયા અને ફિન્લૅંડવાળી ધરતી પર આક્રમણ કરતો આવ્યો; લગભગ મધ્ય યુરોપ લગી પહોંચીને તેણે આ સઘળા ય પ્રદેશમાં માનવીનું જીવન કેટલું બધું હાડમારી-ભરેલું ને કંગાળ ને અંતે અશક્ય કરી મૂક્યું; પછી વળી યુગોના યુગો વીતી ગયે એ બરફ ઓગળવા માંડતાં પડેલ ખાડાઓમાં કેવાંકેવાં સરોવરો ઉપજી આવ્યાં ને એને કાંઠેની બીનાશવાળી જમીનમાં જેવીતેવી વનસ્પતિ કેમ ઉગવા માંડી; વધુ યુગાંતરો પછી દક્ષિણ તરફની ગરમી ત્યાં પ્રસરતાં કંઈક સારાં ઝાડછોડ ત્યાં આશરે કયે વખતે થયાં ને ગરમી બહુ વધતાં હવે આજે યુરોપનો આ આખો ય અગ્નિખૂણો કેવી રીતે મધ્ય એશિયા જેવો રેતાળ થોડાક સૈકામાં થવાનો (જો વિજ્ઞાન એ સ્થિતિ અટકાવશે નહિ તો)–આવાંઆવાં દશ્યો વિચારો ભર્યો મારા મનમાં ઊભરાતાં હતાં અને તેને વિશે, વનસ્પતિ ભૂગોળ અને ભૂસ્તર: આ ત્રણે વિદ્યાના ઉપાસકોને ઉપયોગમાં આવે તેવો ગ્રંથ રચવાની હોંશ મને હતી.

પણ-જ્યાં મારી ચોપાસ તો હું માનવીને સૂકાપાકા રોટલાનો બટકો પામવા પણ વલખાં મારતો જોતો હતો, ત્યાં એ હોંસ પૂરી કરવાનો મારો શો અધિકાર ? મારી અભિલાષાઓ સિદ્ધ કરવા સારુ મારે જે પૈસા ખર્ચવા જોઈએ, એ તો હું આ ટળવળતાં ગરીબો અને તેમનાં બાળબચ્ચાંનાં મોંમાંથી રોટલાનું બટકું ઝૂંટવીને મેળવવાનો ને? કોઇકના મોંમાંથી તો એ ઝૂંટવ્યે જ છૂટકો, કેમકે માણસજાતનું એકંદર ધનોત્પાદન હજી ઘણું જ થોડું છે.

જ્ઞાન અત્યંત સામર્થ્ય આપનાર છે, તેથી મનુષ્યે જ્ઞાન પામવું જ જોઇએ; પણ અત્યાર સુધીમાં આપણે જે જ્ઞાન એકત્રિત કર્યું છે તેટલું જ ગરીબોને આપવા માંડીએ તો કેટલી બધી સાચી પ્રગતિ થાય ? પ્રકૃતિ વચ્ચે જ ઊછરતા તેના લાડીલા આ ખેડૂતો પ્રકૃતિપ્રેમી છે ને તેમનાં સાનંદ ગવાતાં ગીતો સાંભળતાં આપણને થાય કે તેઓ સાહિત્યના પણ ભૂખ્યા અને જોગી છે. તેમને જે લાગણી છે, વિચારશક્તિ છે, તે વિકસાવવા તેમને આપણે વધુ સંસ્કાર કેમ ન સમર્પીએ ? વખતે ક્વખતે જે એકલપેટા શિષ્ટો પ્રગતિ-પ્રગતિ, એવી દંભી બાંગ પોકારે છે, તેમણે આ લોકોને પ્રગતિમાન બનાવવા શું કર્યું ?

આવી વિમાસણો વચ્ચે હું તે વેળા હતો તેથી જ મેં જ્યૉગ્રાફિકલ સોસાયટીનું મંત્રીપદ સ્વીકારવાની ના ભણી દીધી હતી.

૪

# પાટનગરના રંગઢંગ

૧

**૧૮૬૨માં** મેં સેંટ પીટર્સબર્ગ છોડયું ત્યારના કરતાં હવે તે બહુ બદલાઈ ગયું હતું. તે વખતે પાટનગરના સમાજના ઉપલા વર્ગો શર્નીશેવ્સ્કી જેવા સ્વાતંત્ર્યવાદીને અત્યંત આદરભાવથી જોતા હતા. હવે, એ જ વર્ગોને ખાણીપીણી, ગાનતાન અને રંગરાગ સિવાય કંઈ સૂઝતું નહિ. સાઠના સૈકા દરમિયાન જેઓ ઉદારમતવાદી તરીકે જાણીતા હતા તેમની કીર્તિ હવે ઝાંખી થઈ હતી. કાઉન્ટ નિકોલસ મુરાવિયોફ અને નિકોલસ મિલ્યુટિન જેવા વિનીતો પણ હવે શકદાર આસામી ગણાતા થયા હતા. ઝાર પોતે બે જુલમખોર અધિકારીઓના હાથમાં રમકડું બની ગયો હતો. એ બે જણ તે, રાજ્યના પોલિસખાતાનો વડો જનરલ શુવાલોફ અને સેંટપીટર્સબર્ગના એ જ ખાતાનો ઉપરી જનરલ ટ્રેપોફ. આ દરેક, જરાજરા વાતમાં ઝારને ડરાવતા. કોઈ જુલમી વટહુકમ કઢાવવો હોય ત્યારે તેઓ ઝારને કહે: "આપ નામદાર આ હુકમ પર સહી નહિ કરો તો રાજ્યમાં બળવો ફાટી નીકળશે, અને આપશ્રી પોતે, રાજકુટુંબ–આખો આપણો પુરાણો રાજ્યવંશ–સર્વે જોખમમાં આવી પડશે." આમ તેઓ દબાવતા એટલે અલેક્ઝાંડર ધ સેકંડ ઘને–કમને હુકમ પર સહી ચિતરી આપતો. શુવાલોફ તો ઝારને દબડાવી તેમ પટાવી પણ જાણતો. તે એવી રીતે કે તેને જ્યારે એમ લાગે કે,

અમુક બાબત રાજ્યધાનીના વાતાવરણમાં અલેકઝાંડરને ગળે ઉતારવી બહુ મુશ્કેલ થઈ પડશે, ત્યારે તે નોવગોરોડના જંગલમાં શહેનશાહને માટે શિકારની સહેલગાહ ગોઠવતો અને ત્યાં રીંછને માર્યા પછી લહેરી દરબારીઓ અને રૂપાળી કંચનીઓનાં અમનચમન ને નાટારંગ ચાલતાં હોય તેવી ઘડીએ અલેકઝાંડરની સહી તે ગમે તેવા પ્રત્યાઘાતી લૂંટચલાઉ સીતમગર હુકમો પર પણ લઈ લેતો. એવો જ એક વધુ માણસ રાજ્યધણીના મનનો ધણી થઈ પડ્યો હતો: તેનું નામ જનરલ ફ્લ્યુરી. પહેલાં એ ત્રીજા નેપોલિયનનો અંગરક્ષક હતો. ત્યાં પણ ઘણાં કાળાં કામ કરેલાં, જે વ્યવસાય તેણે ઝારનો મિત્ર અને સલાહકાર બન્યા બાદ અમારા દેશમાં પણ ચાલુ રાખ્યો. આ સૌને હાથે દોરાનાર અલેકઝાંડર ધ સેકંડ એવડી જિંદગી જીવતો, એમ કહી શકાય. શિકારી તરીકે તે ઘણો બહાદૂર હતો, પણ આવાઓ તેને ખીવડાવે ત્યારે બાયલો બની જતો. વળી, કમને કે મોકળા વાતાવરણ વચ્ચે જે ઘાતકી વર્તનની પોતે રજા આપી ચૂક્યો હોય તેને વિશે બીજી જ પળે તે-વારંવાર પસ્તાતો. આવું બનતું ત્યારે તેનું અંતર મહાવ્યથાથી પીડાતું. રાજ્યના અંતભાગમાં તો તેની આવી અતિશય ડહોળાયા કરતી મનોદશાને પરિણામે તેનું જીવન છેક દયાપાત્ર બની ગયું હતું.

૧૮૭૨માં જ્યારે શુવાલોફ ઇંગ્લંડ ખાતે રશિયાનો એલચી નીમાયો, ત્યારે તેની જગ્યાએ જનરલ પોટાપોફ આવ્યો હતો. તેણે પણ, છેક ૧૮૭૭ની તુર્ક લડાઈ સુધીનો બધો ય વખત પોતાના પુરોગામીની જ નીતિ ચાલુ રાખી. એ આખા ય ગાળા દરમિયાન જેમ રાજ્યની તિજોરીમાંથી તેમ જ રાજ્યકુટુંબના અસ્કયામતમાંથી પોટાપોફ જેવા ખાઇ બદેલા આધકારીઓ બેફાટ લૂંટ ચલાવી રહ્યા હતા. એ દુષ્કર્મો આખરે જ્યારે જાહેર થયાં ત્યારે રાજ્યની સેનેટે વડી અદાલત તરીકે એ બધાની તપાસ ચલાવી હતી; પણ એટલી તપાસ કરાવવાનું પણ બની શક્યું તે,

પોટાપોફ ગાંડો બની ગયો અને ટ્રેપોફને પહેલો તો બરતરફ કરવામાં આવ્યો ત્યાર પછી જ. તપાસમાં એવું પણ જણાવેલું કે પોટાપોફના એક મિત્રે લિથ્વાનિયામાંની બાદશાહની જાગીર પરના ખેડૂતોને બેશરમીથી લૂંટ્યા, પકડાવ્યા, ફટકા મરાવ્યા અને લશ્કરને હાથે કતલ કરાવ્યા હતા. આ કાળાં કૃત્યોની તપાસ કરાવો, એવી માગણી પણ લોકપક્ષ ત્યારે જ કરી શકેલો કે જ્યારે, ટ્રેપોફે એક રાજકીય કેદીને ચાબકા મરાવ્યાના વેર બદલ તેને વીરા ઝેસુલિકે પિસ્તોલની ગોળીથી ઘાયલ કર્યો. હવે મરી જઇશ જાણી ટ્રેપોફે પોતાનું વસિયતનામું કર્યું અને તેમાં જણાવાએલી હકીકત પ્રમાણે, ઝાર પાસે પોતાને મુફલીસ કહેવરાવતો આ નાપાક અમલદાર ખરી રીતે તો માલેતુજાર હતો, એ વાત તેના હરીફ દરબારીઓએ ઝારને કાને પહોંચાડી. અને પેલી કતલ તો રશિયામાં જે ઉઘાડે છોગે લૂટો અને જોહાણીઓ ચાલે છે તેમાંની જેજે સૌથી વધુ ત્રાહ્ય પોકરાવનારી છે, જે આજ સુધી પણ ચાલુ છે, તેમાંની એક હતી.

## ૨

એવી જ રીતે, રાજ્યનાં બીજાં ખાતાંઓમાં–ખાસ કરી, રેલવેઓ અને ઉદ્યોગવિકાસનાં ખાતાંમાં જે લૂંટારૂવેડા ચાલતા તે પણ જબરદસ્ત હતા. તેને લીધે એ વખતે કેટલાય માણસો દોલતમંદ બની ગયા. અલેકઝાંડર ધ સેકંડ જાતે જ પોતાના એક દીકરાને કહેલું તેમ, રાજ્યનું નૌકાસૈન્ય તો અમુકતમુકનાં "ખિસ્સામાં જ છે." રેલવેઓની સદ્ધર હોવાની ગેરંટી તો રાજ્યે આપેલી, પણ તેનો ખર્ચ બેહદ થતો. અને વેપારઉદ્યોગના ખાતામાં એવું બનતું કે, જ્યાંસુધી એ દિશાનું નવું સાહસ ઊકાવનાર માણસ ખાતાના નાનામોટા અધિકારીઓને, ચોખ્ખા નફાના

અમુક ટકા ડિવિડંડ તરીકે આપવા બંધાય નહિ, ત્યાં સુધી તેને કામ શરૂ કરવાની પરવાનગી જ મળતી નહિ. આ સાટાં જરા ય છાનાંછપનાં થતાં નહિ. ખુદ ઝારને પણ તેની જાણ હતી. પણ તે તો એવું માનતો થઈ ગયો હતો કે, આ શાહુચોરો ન હોય, મારું રક્ષણ કરે નહિ એ બધા, તો રાજ્યમાં કોઈ પણ પળે ફાટી નીકળનારા વિપ્લવનો હું ભોગ બની જાઉં. આથી, તેમની લૂંટો અને ચોરીઓ જ્યાં સુધી જાહેર ભવાડારૂપ ન બની, ત્યાં સુધી તેણે એ બધું નભાવ્યે રાખ્યું.

રાજ્યકુળના (યુવરાજ સિવાયના) કુંવરો પણ સ્વચ્છંદી અને ચોર હતા. ત્રીજા નંબરનો જે હતો. તેને પોતાની માતાનું ઝવેરાત ચોર્યા બદલ તુર્કસ્તાનમાં હદપાર કરવો પડ્યો હતો. તેમની માતા મેરી એલેક્ઝાંડ્રોવ્નાને તેના પતિએ ત્યજી દીધેલી હોવાથી અને રાજગઢનું જીવન તેણે દહાડેદહાડે વધુ કલુષિત થતું જોયું તેથી, તે હવે ધર્મ તરફ વધારે વળતી જતી હતી. તે હલકા સ્વાર્થી જેસુઇટ પાદરીઓની અસર હેઠળ આવતી જતી હતી. આ પાદરીઓએ તાજેતરમાં રાજ્યમાં સારા પ્રમાણમાં પગપેસારો કર્યો હતો. ભારે કળવકળ અને કુનેહકારસાજીથી તેઓ રાજ્યની નિશાળો પર પણ સત્તા જમાવવામાં ફતેહમંદ થયા હતા.

રશિયા જેવા પછાત દેશમાં કેળવણીની કેટલી ભારે જરૂર હોય એ દેખીતું છે. આમ છતા, બીજી રીતે જ્યારે નાણું ચોપાસ કાંકરાની માફક વેરાતું, ત્યારે પ્રાથમિક કેળવણી માટે, રશિયન વસ્તી અને જરૂરતના પ્રમાણમાં હાસ્યજનક એવી ચાળીસ જ લાખ ડોલરની રકમ રાજ્યના અંદાજપત્રકમાં મૂકવામાં આવતી. બીજી તરફ, પરંપરાગત ધાર્મિક કેળવણીની શાળાઓ ચલાવવા લગભગ એટલી જ રકમ અપાતી. આ શાળાઓમાંની ઘણીખરી, ધર્માધ્યક્ષોની ખોરી દાનતને લીધે, શરૂ જ ન કરાતી; અથવા, તેમાં ગમે તેવા નાલાયક માણસો દ્વારા માથાઉતાર શિક્ષણ અપાતું.

ઉચ્ચતર સાહિત્યપ્રધાન કેળવણીમાં માયાકુરિયા ઑકટ્રોટનના વિષયો પર જ બધો ઝોક હતો, જેથી કરીને વિદ્યાર્થી સ્વતંત્ર વિચારવાળો થઇ શકે નહિ. ઇજનેરી કામ કે ખેતીવાડી જેવા વિજ્ઞાનની કેળવણી વિપ્લવની ઉત્તેજક ગણાતી હોઇ, રાજ્યમાં તેની બંધી હતી. આ સર્વથી સૌ કોઈ પ્રગતિપ્રેમીનું લોહી ઊકળી આવતું. ખેડૂતો પરના બરડો ભાંગી નાખતા કરભારની કરુણ કહાણીઓ ને કર ઉઘરાવનારાની જુલમજહાંગિરીના કિસ્સા તો રોજેરોજ સંભાળતા.

આવું તે સમયનું સેંટ પીટર્સબર્ગ હતું. તેના આ વાતાવરણની અસર રશિયાભરમાં થતી.

## ૫

## ઓલવાયેલા જ્વાળામુખીઓ

### ૧

અમે જ્યારે સાઈબીરિયા છોડયું ત્યારે, સેંટ પીટર્સબર્ગ ગયા પછી ત્યાંના બૌદ્ધિક જીવનનો જે લહાવ લેવાની અમે આશા રાખતા હતા અને ત્યાંનાં સાહિત્યસેવી મંડળોમાં જે નવાનવા મનના માણસોની ઓળખાણ કરવાના અમને અભિલાષ હતા, તે બધાની વાતો અમે કરતા હતા. ત્યાં પહોંચ્યા પછી એવી ઓળખાણ તો અમે ઉદ્દામ તેમજ વિનીત એ બંને વર્ગોમાં કરી, બેશક; પણ મારે કબૂલ કરવું જોઇએ કે એ બધી કંઇક નિરાશાજનક હતી. રાશયા ઉમદા ખવાસનાં માણસોથી ભરેલું હોવાને કારણે અમને તેવા ઘણા માણસો મળ્યા એ ખરું; પણ રાજકીય વિષયો પર લખનાર લેખકોનો જે આદર્શ અમારા મનમાં હતો,

તેને અનુરૂપ આ લોકો નહોતા. શર્નીશેવ્સ્કી, મિખાયલોફ અને લેમોફ જેવા શ્રેષ્ઠ લેખકો હવે દેશનિકાલ થઈ ગયા હતા; અથવા, પીસારેફની માફક સેંટ પીટર અને સેંટ પોલના કિલ્લામાં પુરાયા હતા. આ સિવાયના જે બીજા કેટલાક હતા તેમણે હતાશ થઈને પોતાના વિચારો હવે બદલ્યા હતા અને એક જાતના મોટેરાશાઈ નિરંકુશવાદ[1] તરફ તેઓ ઢળ્યા હતા. આ સર્વના કરતાં ય મોટી સંખ્યાનો એક વર્ગ એવો હતો, કે જેઓ પોતાની અસલની સ્વતંત્ર માન્યતાઓને હજી વળગી તો રહ્યા હતા, પણ તે વ્યક્ત કરવામાં એટલી બધી સાવધાનીથી વર્તતા કે એમનું એ દુનિયાડાહ્યાપણું એમણે સ્વાતંત્ર્યપક્ષનો ત્યાગ કર્યા બરાબર જ હતું.

તે સમયમાં ઉદારમતવાદી એવાં એકબે ઊંચી કોટિનાં સામયિકો હતાં ખરાં. તે કાયદાની સુંગાલમાં આવી જતાં નહિ, તે એના તંત્રીઓની અચ્છી મુત્સદ્દી રીતને જ કારણે. એ પત્રોમાં બહુ સંભાળપૂર્વક ખેડૂતોની વિપત્તિઓ વર્ણવાતી અને એમની સ્થિતિ સુધારવામાં રાજ્યે નાંખેલાં વિઘ્નો સૂચવાતાં. પણ એમનાં દુઃખોના નિવારણ માટે કંઈ પણ ઉપાય લેવાની વાત કરવાની પણ એ તંત્રીઓની કે બીજા કોઈની યે મગદૂર નહોતી. કેટલાક લેખકો વળી એવી ઊંડીઊંડી આશા સેવતા બેઠા હતા કે અલેક્ઝાંડર ધ સેકંડને હજી યે સારો માર્ગ સૂઝશે.

જેવું સામાયકોનું તેવું સાહિત્યસેવીઓની કલબોનું. ત્યાં બીજી રીતે અમો બંને ભાઈઓનો સરસ સત્કાર થયો, પણ અમે-ખાસ કરી, ગંભીર વિષયો છેડવામાં હમેશ જ ઉત્સાહી એવો મારો ભાઇ—કશીએ રાજકારણની વાત ઉપાડવા તૈયાર થઈએ, એટલે ત્યાં બિરાજતા મોટેરાઓ તુરત જ વાતને નવામાં નવી નાચનારીના હાવભાવની કે આજનાં ખાણાંમાંની સ્વાદિષ્ટ માછલીની ચર્ચા ભણી

[1] ' પેટર્નલ એબ્સોલ્યુટિઝમ.'

વાળતા. એવાં સાહિત્યનાં મંડળોની બહારનાં માણસોમાંના જેઓ અગાઉ પોતાના પ્રગતિશાળી વિચારો માટે જાણીતા હતા તેમને શોધીશોધીને હું મળ્યો, તો માલૂમ પડ્યું કે, તે બધા પણ હવે ઓલવાયેલા જ્વાળામુખીઓ બન્યા હતા. અમે જુવાનો દેશોદ્ધાર માટે કંઈક પણ પ્રવૃત્તિ ચાલુ કરવા અને આગળ જતાં લડત ફરીથી ઉપાડી તેમાં જરૂર પડ્યે અમારું સર્વસ્વ હોમવા એકપગે થઈ રહ્યા હતા, છતાં આ લોકોએ ન તો અમને કંઇ માર્ગદર્શન આપ્યું કે નહિ મનથી પણ અનુમોદન આપ્યું; તેમણે જે કંઈ આપ્યું તે એટલું જ કે, રશિયન ભાષામાં ભરી પડી છે તે ડહાપણબાજ કહેવતો વાતચીતવેળા એક પછી એક ઓચરીને, અમારી તમન્નાને ઠારી દેવાનો પ્રયત્ન તેમણે કરવા માંડ્યો.

જેઓ 'સાઠના દસકાના ઉદારમતવાદીઓ' લેખે પંકાતા હતા, તેમની આ નવી મનોદશાનો સરસ ચિતાર ટર્જેનેફની વાર્તા 'સ્મોક'માં તથા માદામ ક્રોહેનોવ્સ્કીની નવલોમાં અપાયો છે. એ ઉદારો પોતાની ઉત્તરાવસ્થામાં હવે, ગુલામોની મુક્તિને લીધે કેટલેક અંશે ફેરવાયેલી પરિસ્થિતિનો લાભ લઇને પૈસાદાર થવાની તથા જીવનનો આનંદ અનેક રીતે લૂંટવાની ધમાલમાં પડ્યા. એ દિવસોમાં પૈસાદાર થવાના નવા રસ્તા ઘણા ખુલ્યા હતા. કેટલી ય નવી રેલવેઓ તાબડતોબ બાંધવામાં આવી હતી; ખાનગી બેંકો ઉઘડેલી, ત્યાં પોતાની જાગીર ગીરો મૂકીને કેટલા ય જમીનદારોએ નાણાં લહેરમાં ઉડાવી દેવા માટે મેળવ્યાં; મોટી આવકના નવાસવા વકીલોથી અદાલતો ઊભરાતી થઈ ગઈ; અને જે ઢગલાબંધ નવી લિમિટેડ કંપનીઓ હરકોઈ બહાને તેવામાં નીકળવા લાગી, તેના સ્થાપકોને પણ છક્કાં પડવા માંડ્યાં. પહેલાં જે માણસને નાના જાગીરદાર કે અદાલતના મામુલી હોદ્દેદાર તરીકે પેટપૂરતું જ મળી રહેતું, તેઓ હવે એવીએવી બાદશાહી આવકો પામનારા થયા, જે માત્ર ગુલામીવાળા જૂના કાળમાં ધુરંધર જાગીરદારોને શક્ય હતી.

પ્રજાની રસવૃત્તિ પણ છેક હીન બની ગઈ. સુંદર ઇટાલિયન ઑપેરાના નાટયભવનમાં પહેલાં જ્યાં સ્વાતંત્ર્યની ઘોષણાઓ થતી, ત્યાં હવે કાગડા ઊડતા થયા હતા. નૃત્ય નાટક સંગીત—દેશના દરેક કલાપ્રકારમાં હવે છાછરાપણાનું અને મલિનતાનું સામ્રાજ્ય પ્રવર્તતું થયું હતું.

૨

સ્વીકારવું ઘટે કે એ સમયનું રાજકીય વાતાવરણ જ એવું હતું કે સારામાં સારા માણસોને પણ મૂંગા રહેવા માટે કારણો કે છેવટ વજનદાર બહાનાં મળે. વિપ્લવવાદી કારાકોઝોફે ૧૮૬૬ના એપ્રિલમાં અલેક્ઝાંડર ધ સેકંડ ભણી ગોળીબાર કર્યો, ત્યારથી રાજ્યની પોલિસ સર્વશક્તિમાન બની ગઇ હતી. પોલિસને કોઈ પણ માણસ પર વહેમ સરખો પણ આવે કે એ આગળપડતા વિચાર ધરાવે છે એટલે—તેણે સહેજસાજ પણ પ્રવૃત્તિ એ બાબતમાં કરી હોય તો કે બિલકુલ ન કરી હોય છતાં પણ—તેને ઝડપાયેલો જ સમજવો. અને રાજકીય કારણસર ઝડપાવું એટલે, ત્યારના રશિયામાં તો સાઇબીરિયાનો જ સોદો, કે પછી પાટનગરના જ કાળમીંઢ કિલ્લામાં વર્ષો પર્યંત દટાવું, કે ત્યાં કંઇકંઇ વ્યથાઓ અને યાતનાઓ વેઠવી.

કારાકોઝોફનાં મંડળોએ એવામાં કરેલી હિલચાલ ખુદ રશિયામાં પણ બરાબર જાણીતી નથી. હું તો એ વખતે સાઇબીરિયામાં; તેથી એ વિષે જે જાણું છું તે બીજાઓ પાસેથી સાંભળેલું જ હોય. પણ એમ લાગે છે કે તેના બે પ્રવાહોનો સંગમ થયો હતોઃ એક લોકગામી પ્રવાહ અને બીજો કેવળ રાજકીય. પહેલાની પ્રવૃત્તિઓ પ્રજાકીય ઉત્થાન તરફ વળેલી હતી. જેઓએ ધાર્યું હોત તો મોટામોટા યુનિવર્સિટીના પ્રોફેસરો, સંશોધકો કે સમર્થ

લેખકો થઇ શકયા હોત, તેવા માણસો તેના સૂત્રધાર હતા. તેમણે સામાન્ય કારીગરો તરીકે જ મોટમોટાં ઉદ્યોગપ્રધાન શહેરોમાં વસવાનું પસંદ કર્યું તથા ત્યાં રહીને સહકારી ધોરણે આમવર્ગની આર્થિક સુધારણાનાં મંડળો ચલાવવાનું તથા નિશાળો ઉઘાડવાનું કાર્ય ઉપાડી લીધું. લોકકેળવણીનો આ પ્રયાસ આગળ જતાં વિસ્તારવો અને તેમાંથી મહત્ત્વનાં પરિણામ નિપજાવવાં એવી તેમની ગણતરી હતી. તેમનો ઉત્સાહ અદમ્ય હતો. પૈસા પણ તેમને જોઇએ તેટલા મળી રહેતા. મને લાગે છે કે આવા પ્રકારની સર્વે હિલચાલોમાં આ સૌથી વધારે વ્યવહારૂ હતી. તેના આદ્ય સ્થાપકો કામગારવર્ગની સૌથી નિકટ હતા, એ તો નિ:સંદેહ.

બીજા—એટલે કે રાજકીય—પ્રવાહના પ્રણેતાઓ કારાકોઝોફ, ઇશૂનિન અને તેમના મિત્રો હતા. આ પક્ષનો ઉદય તાજેતરની બદલાયેલી પરિસ્થિતિમાંથી થયો હતો. પ્રગટ રીતે તો ગુલામોને સ્વતંત્રતા અપાયેલી હોવા છતાં, તેને અંગેના પેટાકાયદાઓ અને વટહુકમો એ સ્વતંત્રતાને એટલી બધી રૂંધી નાખનાર હતા અને ઝારને વિંટળાઈ વળેલા પ્રત્યાઘાતીઓના જુલ્મો પણ એટલા વધી પડયા હતા, કે આવો પક્ષ ઊભો થાય જ. પક્ષના અગ્રણીઓ એમ માનતા હતા કે આ ઝાર અલેક્ઝાંડર ધ સેકંડ જો એક વાર ઠાર થાય, તો પછી તેનો પાટવીકુંવર ને કુંવરનો કાકો ગ્રાંડ ડયુક કોન્સ્ટેન્ટાઇન—આ બેઉ તો સુધારાપક્ષના હોવાથી, સત્તા એમના હાથમાં આવતાં સૌ સારાં વાનાં થશે. મારે એમ પણ કહેવું જોઈએ કે, જે વર્ગોમાં કારાકોઝોફ અને તેના સાગ્રીતો હરતાફરતા, તેના કરતાં ઊંચા ગણાતા વર્ગોમાં પણ આવી માન્યતા એ વખતે હતી જ. ગમે તેમ, પણ એક દહાડો જ્યારે અલેક્ઝાંડર ધ સેકંડ પોતાના ગ્રીષ્મભવનમાંથી નીકળીને ગાડીમાં બેસવા જતો હતો ત્યારે કારાકોઝોફે તેના પર ગોળી છોડી. તે નેમ ચૂકયો અને ત્યાં ને ત્યાં જ પકડાયો.

આ બનાવ બન્યો, એટલે મૉસ્કોના પ્રત્યાઘાતી પક્ષના નાયક કેટલાક ગ્રાંડ ડ્યુક કૉન્સ્ટૅન્ટાઇનથી માંડીને દરેકદરેક પ્રગતિમાન વિચાર ધરાવનાર પર તહોમત મૂક્યું કે તમે બધા ય કારાકોઝોફે કરેલા કાવતરામાં સામેલ છો. એ તહોમતનો રાશયાના ખરા રાજ્યકર્તાઓ સુવેલોફ અને ટ્રૅપોફ જેવાઓએ કેટલો અવળો લાભ લીધો હશે તે સહેજે સમજી શકાય તેવું છે. તેમજ, પોલીશ બળવા વેળા નામચીન થએલો અને 'જલ્લાદ'નું ઉપનામ પામેલો એક બીજો અધિકારી નામે ઝખાયેલ મુરાવિયેફ પણ હતો. આ સર્વેએ મળીને આખા ય શહેરના સમાજના હરેક વર્ગમાંથી સંખ્યાબંધ ધરપકડો કરી, સેંકડોનાં ઘર પર દરોડા પાડ્યા અને ડફાંસ મારવા લાગ્યા કે "કેદીઓ હમણાં કાવતરાનો ભેદ ખોલવાની ના–ના કરે છે, પણ એ લોકોને વધારે વાચાળ બનાવવાના અસરકારક ઇલાજો અમારી પાસે છે જ." એ ઇલાજો એટલે અનેક પ્રકારની ઘોર યાતનાઓ. લોકો કહેતા અને મેં તો આ વાત આ બાબતમાં પ્રમાણભૂત ગણાય તેવા માણસોને મોંએથી જ સાંભળેલી કે, કારાકોઝોફને પોતાને પણ કંઇકંઇ યાતનાઓ ભોગવવી પડેલી, જેમાંની એક એ હતી કે અઠવાડિયાં ને અઠવાડિયાં સુધી તેના ચોકીદારોએ તેને સુવા દીધો ન હતો. આને પરિણામે, તેને જ્યારે જાહેર રીતે મોટા ગાડામાં બેસાડીને ફાંસીએ દેવા લઈ ગયા, ત્યારે તે જાણે રબ્બરનું બનાવેલ પૂતળું હોય તેવો બની ગયો હતો— શરીરમાં જાણે હાડકું જ ન મળે!

આ અને આવા અસંખ્ય સીતમોને લીધે રશિયાભરમાં એવો તો ભયત્રાસ તે દિવસોમાં વર્તી ગએલો, કે એક જ ઘરમાં મોટી વયના માણસો (પહેલાં સુધારકો હતા તેઓ જ) પોતાના દીકરા કે નાના ભાઇના—ઊગતી વયના હરકોઇ માણસના—કટ્ટર વિરોધીઓ બની ગયા હતા

કેટલી કરુણાજનક ઘટના!

## ૬

# સ્ત્રીશક્તિ જાગે છે

### ૧

સેંટ પીટર્સબર્ગવાસીઓના એ શ્યામ જીવનમાં મેં જે એક જ ઉજ્જ્વલ રેખા જોઈ, એ ત્યાંનાં યુવકયુવતીઓએ સ્વસુધારણા માટે ઉઠાવેલી હિલચાલ હતી. તે વખતે વિવિધ પ્રવાહો એકઠા મળીને પ્રજાજીવનમાં અંદરખાનેથી તે વિપ્લવજનક સંક્ષોભ ચાલી રહ્યો હતો જેણે પંદર વર્ષ બાદ દેશવ્યાપી સ્વરૂપ ધારણ કર્યું. એ વિશે હું હવે પછીના એક પ્રકરણમાં લખીશ. પણ, ઉચ્ચતર કેળવણી પામવા સારુ સ્ત્રીવર્ગે જે ચળવળ તદ્દન ખુલ્લી રીતે ઉપાડી હતી, તેની થોડીક વિગતો તો મારે અહીં જ આપવી જોઈએ. સેંટ પીટર્સબર્ગ તે વેળા તેનું કેન્દ્રસ્થાન હતું.

પ્રજાકીય ઉત્થાનના વિષયમાં શહેરમાં બીજે બધે જે વિરોધ કે ઉદાસીનતા દેખાતી, તેનાથી નોખાં જ પડી આવે તેવાં એ સ્ત્રીકેળવણીનાં મથકોમાં ભરપૂર ઉત્સાહ રેલાતો હતો. તેનાં સંચાલકોએ જેમ [illegible]ની પાઠશાળા અને મહિલાવિદ્યાપીઠની યોજનાઓ [illegible]જેતી હતી ત્યાર [illegible] જે વર્ગો અત્યાર પહેલાં પ[illegible] અને ત્યાં ને ત્યાં [illegible] [illegible]શાસ્ત્રની—નૂતન

રશિયામાં સ્ત્રીઓ તેમ જ સર્વ બાળકોને કયા પ્રકારનું શિક્ષણ આપવું ઘટે, તેની—ચર્ચાઓ પણ વારંવાર ખાનગી રાહે તેમની તરફથી ગોઠવવામાં આવતી હતી. આ પ્રવૃત્તિઓનો લાભ લેવા જે સેંકડો સ્ત્રીજન જિલ્લાઓમાંથી પાટનગરમાં આવેલાં, તેમને પણ સંચાલકોએ ભાષાંતરકારો, પ્રકાશકો, મુદ્રકો અને ચોપડીઓ બાંધનારાંનું કામ પૂરું પાડ્યું. એ સૌ આવું કંઈ પણ કામ ઉપાડી લેવા તૈયાર હતાં, કેમકે આગળ ઉપર ઉચ્ચતર શિક્ષણ મેળવવા પોતે સદ્ભાગી થશે એવી આશા તેમને હતી

સેવાભાવથી આવી પ્રવૃત્તિઓ ઉઠાવનારાંને સરકારનું કશું પણ ઉત્તેજન તો કયાંથી જ હોય ? સરકાર સ્ત્રીઓને દેશની યુનિવર્સિટી-ઓમાં તો દાખલ નહોતી જ કરતી, પણ યુનિવર્સિટી માટેના અભ્યાસની તૈયારીના વર્ગો કાઢવાની પરવાનગી પણ તેણે ન આપી. આથી, એ વર્ગો જુદા નામે—શિક્ષણાનુભવશાળાઓ તરીકે—નીકળ્યા અને તેમાં જરૂરપૂરતો અભ્યાસ કરી લઈ, સ્ત્રીઓ જર્મન યુનિવર્સિટીઓમાં જઈને ભણવા લાગી. ઉપરાંત, પ્રકૃતિ-વિજ્ઞાન—પ્રાણીશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર—વગેરેના તથા દાયણનું કામ શીખવવાના ખાસ વર્ગ પણ ખોલાયા. આમાં સરકારી યુનિ-વર્સિટીના ખાસ પ્રોફેસરો વગરપગારે શિક્ષણ આપતા. તેમની વૈદક તેમ જ બીજાં વિજ્ઞાનની પ્રયોગશાળાઓનો પણ પૂરેપૂરો લાભ તેમની હોંશીલી શિષ્યાઓ લેતી.

સ્ત્રીઓએ આમ એકેક ડગલું આગળ વધીને પોતાના અધિકારો સ્થાપિત કરવા માંડ્યા. જેઓ જર્મની ગએલી, તેઓ-માંની કેટલીકે હાઈડલબર્ગમાં કાયદા અને ઇતિહાસનો, બર્લિનમાં ગણિતશાસ્ત્રનો અને ઝ્યુરિકમાં વિવિધ વિજ્ઞાનોનો તીવ્ર ઊંડો અભ્યાસ વર્ષો સુધી કર્યો. તેમનામાં એક યુવતી નામે સોફી કોવલએવ્સ્કી હતી તે તો પછીથી સ્ટોકહોમ યુનિવર્સિટીમાં

ગણિતની અધ્યાપિકા પણ નિમાઇ હતી. પુરુષોની યુનિવર્સિટીમાં આવો ઊંચો હોદ્દો ધરાવનાર તે આ સદીની સૌથી પહેલી સ્ત્રી હતી.

અલેક્ઝાંડર ધ સેકંડ અને તેની સરકારે સ્ત્રીઓની આ જાગૃતિને દાબી દેવા અનેક પછાડા માર્યા છતાં, એ થોડાં જ વર્ષમાં એટલી તો વ્યાપક બની ગઇ કે, ૧૮૭૨માં રશિયન સરકારને, ચાર યુનિવર્સિટી ખોલીને, પરદેશમાં વિપ્લવવાદીઓ જોડે ભેળાની રશિયન સ્ત્રીઓને સ્વદેશમાં ભણવા બોલાવી લેવી પડી. તેમાં એક હજાર વિદ્યાર્થિનીઓ થોડા જ વખતમાં ભેગી થઈ. વળી સ્ત્રીઓની વૈદક પાઠશાળાને શોષવું તો ઘણું પડયું છે, પણ આજે ૧૮૯૯માં રશિયામાં છસો ને સિત્તેર સ્ત્રીદાક્તરો છે, એ રૂડા પ્રતાપ તે પાઠશાળાના જ.

૨

તે ખરેખર એક ભવ્ય સંચલન હતું. તેની ફતેહ આપણને વિસ્મયથી મુગ્ધ કરે તેવી હતી અને બોધદાયક પણ. તેની સૌથી વધુ ફતેહનું કારણ તો એ હતું કે, જે કંઈ કામ હાથ ચડે તે કરવા માટે સંખ્યાબંધ અત્યંત સેવાભાવી સ્ત્રીઓ બહાર પડવા લાગી હતી. તેમણે ક્રીમિઅન વિગ્રહ વખતે દયાની દેવીઓ તરીકે યાદગાર સેવા કરી હતી; ગામડાંમાં પણ ભારે હાડમારીઓ વચ્ચે શિક્ષિકાઓની ફરજ તેમણે બજાવી હતી; અને તેમનામાંની ઘણી તાલીમ પામેલી દાયણો કે દાક્તરની મદદનીશ તરીકે એદૂધરો સુધી પણ પહોંચી હતી. ૧૮૭૮ના તુર્કવિગ્રહ વેળાની તેમની સેવાઓની તો લશ્કરી સત્તાવાળાઓ તથા ખુદ ઝારે પણ પ્રશંસા કરવી પડી હતી. ટૂંકમાં, કામ ગમે તેટલું મુસીબતભર્યું હોય, અને તેમને મળનારી જગ્યા સામાજિક દૃષ્ટિએ ગમે તેટલી નીચી ગણાતી હોય, તોપણ પ્રજાને

હરેકાઇ રીતે ઉપયોગી થવાની તમન્ના હવે રશિયાની સ્ત્રીશક્તિને લાગી હતી. તેઓ રાષ્ટ્રસેવાને ખાતર બહાર પડતી, તે થોડી-ઘણી નહિ પણ સેંકડો ને હજારોની સંખ્યામાં. તેમણે આ રીતે પોતાના માનવી તેમ જ શહેરી તરીકના હકો અક્ષરશઃ જીત મેળવીને જ લીધા છે.

સ્ત્રીઓની આ પ્રવૃત્તિની એક બીજી વિશેષતા એ હતી કે તેમાં જુવાન અને પુખ્ત વયની સેવિકાઓ વચ્ચે કશો ભેદભાવ કે અંતર નહોતું. યુવતીઓના વિચાર, આચાર, પોશાક, રીતભાત–બધું ય ઉંમરે પહોંચેલાંના કરતાં વધારે આગળપડતું હોય છતાં, જેજે મોટેરાં હતાં તે નાનેરાંની આડે જરા ય ન આવતાં. સરકારવાળા મોટેરાં પાસે કોઈ વાર જવાબ માગે, તમે વિપ્લવ-વાદીઓ ઉછેરો છો એવો આક્ષેપ મૂકે, તો તેમને ઘટતો વાજબી વહેવારૂ જવાબ દેવામાં આવતો. પ્રવૃત્તિનાં અગ્રણી બહેનો સરકારી અમલદારોને કોઈ વાર ટકોરટપલાથી તો કોઈ વાર તે લોકોની ઉઘાડી અવળાઇની ટીકા કરીને મૂંગા કરતાં, પણ તેમણે કદી યે પોતાની નાની બહેનોને દગો દીધો નહોતો. કેટલા થોડા દેશોમાં, લોકપક્ષની પ્રગતિમાન પાંખને આમ જાળવી લઈને પુખ્તો કે વૃદ્ધો વર્તતાં હોય છે ? રશિયન વૃદ્ધાઓની બાબતમાં આવી હૈયાની વિશાળતા ને સાચી વ્યવહારદક્ષતા શકય નીવડી, કેમકે તેમને આ પ્રવૃત્તિમાં લેશમાત્ર અંગત સ્વાર્થ હતો નહિ. શું યુવતીઓ કે શું વૃદ્ધાઓ—સૌ જ ક્રાંતિની લડત કે શિક્ષણપ્રચાર એકમાત્ર એવા ઉદ્દેશથી કરતાં, કે દલિત આમવર્ગ જાગૃત થાય, સુખી થાય.

૭

# પિતાનું મૃત્યુ

**એવામાં** છેલ્લાં થોડાં વર્ષથી મારા પિતાની તબિયત દિવસેદિવસે બગડતી જતી હતી, અને તેથી, ૧૮૭૧ની વસંત-ઋતુમાં જ્યારે હું અને અલેક્ઝાંડર તેમને જોવા ગયા, ત્યારે દાક્તરોએ અમને કહ્યું હતું કે પાનખરના આરંભની ઝાકળોના પડવા સાથે તેમનો અંતકાળ આવી જવાનો છે. તેઓ હજીએ જૂના રાવતપરામાં જ પોતાની અસલી ઢબે રહેતા હતા અને મારાં અપરમા તથા ઓરમાન નાની બહેન પોલાઈન તેમની સાથે હતાં. ત્રણે જણને–અને બાપુને તો સૌથી વધુ–એ લત્તાની દુનિયા બહુ નવીનવી લાગતી હતી, કેમકે હવે પહેલાંના માલેતુજાર ગુલામમાલિકોને સ્થાને ઘણે ભાગે પૈસાદાર વેપારીઓ કે રેલવે-વાળા ઉદ્યોગવીરો તેમના પાડોશીઓ બન્યા હતા અને તે સૌના ઘરની સ્ત્રીઓ આમવર્ગ માટેની નિશાળો અને મહિલાવિદ્યાપીઠની અજાણી અવનવી વાતો કરતી થઈ ગઈ હતી. અમારા ઘરનાં ત્રણે માણસો એ લોકો પ્રત્યે તિરસ્કારની નજરે જોતાં. એ બધું જેમ એમને ગમતું નહિ, તેમ એમનું જીવન પણ કડવાશભર્યું ને એકલવાયું થઈ ગયું હતું.

બાપુ અલેકઝાંડર ભણી હમેશાં કરડી નજરે જોતા હતા અને તેમણે તેને ગેરઈન્સાફ પણ ઘણો કરેલો. પણ મારા ભાઈનો તો સ્વભાવ જ એવો, કે તે કોઈની પણ સામે દ્વેષ રાખી શકે નહિ. આથી, તેણે અમારા એ પુરાણા બાપીકા ઘરમાં પહોંચતાંની સાથે જ, બાપુની દવાદારૂ, સારવાર, ખાનપાનની વ્યવસ્થા વગેરેની વાતો અને ગોઠવણો કરવા માંડી. હું પણ તેમાં તેની સાથે જ હોઉં ને હતો. અમે હતા તે થોડા દહાડા તો, એ અનિગંભીર ઉદાસીભર્યા ઘરમાં નવું ચેતન આવેલ દીસ્યું. બાપુને પણ આ નવું વાતાવરણ રુચ્યું.

પણ એક બાબતમાં તેઓ કુદરતી રીતે જ નિરાશ થયા. બીજા ઘણા મનમાની કારકિર્દી સ્વીકારનારા દીકરાઓની જેમ અમે પણ હવે પસ્તાતાપસ્તાતા એમને પગે પડીને માફી અને પૈસા માગશું, એવું કંઈક એમણે ધારેલું. અમે એવું તો કંઈ કર્યું નહિ, પણ તેમણે એ વાત છેડવા માંડતાં જ્યારે અમે હળવે હૈયે "અરે, તમે અમારી એવી કંઈ ફિકરચિંતા ન કરશો; અમારું તો બધું ખાસ્સું મજાનું ચાલ્યું જાય છે"—આમ કહ્યું ત્યારે પોતે ઊલટા વધુ ગૂંચવાયેલા લાગ્યા. પહેલાં તો તેમને અમારા આ વલણથી કંઈક ખેદ, કંઈક નિરાશા થયાં હશે; પણ અમે જોયું કે અમારા જવાબને લીધે તેમનું અમારે માટેનું માન વધ્યું હતું. છૂટા પડ્યા ત્યારે અમારાં ત્રણેનાં દિલ ભરાઈ આવેલાં. જે પ્રણાલિકાને ટકાવી રાખવા પોતે આખી જિંદગી ગાળેલી, તેનાં ખંડિયેરોની વચ્ચેના પોતાના હવે પછીના ગમગીન એકાકીપણા માટે તેમને જાણે ડર લાગતો હોય એવું પણ અમે જોયું; પણ અલેકઝાંડરને પાછું પોતાની નોકરીએ ચડવું હતું અને મારે ફિન્લેંડ તરફ નીકળી જવાનું હતું, એટલે મોસ્કોમાં વધુ રોકાવું એકે જણ માટે અશક્ય હતું.

ત્યાર પછી મને જ્યારે ફિન્લેંડથી પાછો બોલાવવામાં આવ્યો ને હું તાબડતોબ જઈ પહોંચ્યો, ત્યારે મેં જોયું કે દફન માટેની

વિધિઓ, જે જૂના દેવળમાં અમારાં પિતામહીના શબ પર છેવટની પ્રાર્થનાઓ ઉચ્ચારાયેલી મને યાદ છે, તેમાં જ શરૂ થઈ ચૂકી હતી. જે શેરીઓનું એકેએક ઘર મને બચપણથી સુપરિચિત હતું, તેમાંથી પ્રેતયાત્રાનું સરઘસ જ્યારે પસાર થતું હતું, ત્યારે મેં જોયું કે ઘરોના બાહ્ય દેખાવમાં તો થોડો જ ફેરફાર થયો છે; પણ હું જાણતો હતો કે તેમાંના એકેએકમાં નવું જ જીવન શરૂ થઇ ગયું છે.

તેમાંના લગભગ દરેક ઘરમાં નવા યુગની રશિયન યુવતી પોતાનાં રૂઢિરક્ષક મોટેરાંની સામે માથું ઊંચકી રહી હતી. એક ઘરમાં, માબાપે દીકરીને પહેલાં તો ભણવા જવાની જ મનાઇ કરી પણ તેણે બહુ હઠ કરતાં, એક રૂડીરૂપાળી શણગારેલી ગાડીમાં તે અને તેની મા નિશાળે જતાં, જ્યાં બધો ય વખત મા તેની પડખે બાંકડે બેસતી ને સાંજે દીકરીને પાછી સહીસલામત ઘેર લાવતી—જે બધું છતાં, દીકરી આગળ જતાં વિપ્લવવાદી બની અને એક વર્ષ કેદખાનામાં ગાળી આવી. બીજામાં, કેટલાં ય વર્ષો સુધી બે દીકરીઓની ભણવાની હોંશ માબાપે કચર્યા કરી, જેને પરિણામે મોટીએ કંટાળીને ઝેર ખાધું ને એ મર્યા પછી નાનીને શાળામાં જવાની છૂટ મળી. એક ત્રીજું ઘર—જેમાં અગાઉ અમે રહેતા તે હવે એક જેલજાત્રાળુ નાથાલી આર્મફેલ્ડના કબજામાં આવ્યું હતું. અને જે ઘરમાં બાપુનું શરીર છૂટી ગયું તેની પડોશના જ એક ઘરમાં મેં, પાસેના એક ગામડામાંથી છૂટીને નાસી આવેલ સમાજવાદી સ્ટેપનિયાકનો સત્કાર કર્યો હતો.

ગયાં પંદર વર્ષમાં આવાઆવા ફેરફાર જૂના રાવતપરામાં થયા હતા. જૂની ઉમરાવસંસ્થાના એ છેલ્લા ગઢ પર નવા યુગની પ્રબળ ભાવનાઓનો હલ્લો ચાલુ થઈ ગયો હતો.

## ૮

# આંતરરાષ્ટ્રીય કામદારપ્રવૃત્તિમાં પ્રવેશ

### ૧

ચાળતે વર્ષે વસંતઋતુના આરંભમાં મેં પશ્ચિમ યુરોપમા પહેલી વારની મુસાફરી કરી. ટ્રેન ઝપાટાભેર ધસ્યે જતી ત્યારે લાગતું કે માઇલોના માઇલો સુધી તો રશિયન ગામડાંની ગરીબી અને રશિયન જંગલોની શુષ્કતા વિના બીજું કંઇ નથી. પણ જર્મનીમાં પ્રવેશતાં જ તેનાં શહેરોની સમૃદ્ધિ, ગામડાંની સ્વચ્છતા અને આબાદી અને બાગબગીચા તથા વનપ્રદેશોની મનોહરતા ને ફળદ્રૂપતા આંખને રાહત આપતાં અને મનને પ્રફુલિત કરતાં. એ જ રીતે, માત્ર બે દિવસ પર મેં સેંટ પીટર્સબર્ગમાં બરફ પર્વતો અનુભવેલો અને તેને અંગેની હાડમારીઓ મનમાં તાજી જ હતી, છતાં હવે બર્લિન પહોંચતાં સ્ટેશને હુંફાળો તડકો જોયો અને રસ્તામાં, બરફથી છવાયેલા પર્વતોના સુરમ્ય દૃશ્યની મોજ લેતાલેતા બર્લિનવાસીઓને પગથી પર માંડેલાં ટેબલો પર સૂર્ય-કિરણથી સ્નાન કરતા કરતા, નાસ્તો ખાતા જોયા. રશિયા અને મધ્ય યુરપ વચ્ચેના આ વિરોધનો ખ્યાલ આવતાં મને બરાબર સમજાયું કે રશિયાના હવામાને ત્યાંની પ્રજાના

સ્વભાવ અને ચારિત્રને ઘડ્યું છે; વળી એ પણ સમજાયું કે ઉત્તરની એવી દુ:સહ હવાથી બને તેટલું બચવા માટે જ તેમણે આ તરફ બ્લેક સી અને પેલી તરફ મંચુરિયામાં સખત મુસીબતો વેઠીને પણ આગળ વધવાના પ્રવાસો કર્યા છે.

૨

તે સમયે ઝ્યુરિક શહેર રશિયન વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થિનીઓથી ભરપૂર હતું. ત્યાંની વિજ્ઞાનશાળા 'પૉલીટેકનિક'ની પાસે આવેલો પ્રખ્યાત લત્તો નામે ઓબરસ્ટ્રાસ, એ રશિયાની વસાહત જેવો જ હતો. તેમાં બોલાતી અનેક ભાષાઓમાં જે પ્રધાન પદે વિરાજતી, એ રશિયન જ. આ વિદ્યાર્થી ભાઈબહેનો ગરીબીનું વ્રત સ્વીકારીને જીવન ગાળતાં. ઘણો સાદો અને જરૂર-પૂરતો જ ખોરાક અને અંગરક્ષણની જરૂરતપૂરતાં જ ઓછામાં ઓછાં, સસ્તાં કપડાંથી તેઓ ચલાવતા. આટલો ખર્ચ કર્યા પછી તેમનામાંના કોઈની પાસે જો કંઈ વધતું, તો તેનો ઉપયોગ તેઓ પોતાના મંડળનું પુસ્તકાલય વધારવામાં, કે તેનું સામયિક નભાવવામાં કે છેવટ, સ્વિટ્ઝરલેંડથી નીકળતાં મજૂરમતનાં છાપાંને મદદ કરવામાં કરતાં. આવું સંયમી અને પરોપકારી જીવન ગાળતાં-ગાળતાં તેઓ અભ્યાસ કરતાં; તેમ જ સમાજવાદી દુનિયાની કંઇ ને કંઈ નવી ખબરો ચર્ચતાં કે નવી વૈજ્ઞાનિક શોધ વિશે વિવાદ કરતાં કે પોતે તાજા જ વાંચેલ કોઇ ક્રાંતિકારી પુસ્તકનો સાર કહી સંભળાવતાં.

જગતમાં યુનિવર્સિટીઓ સ્થપાઇ ત્યારથી તે અત્યાર સુધીમાં કોઇ પણ વિદ્યાર્થીઓ આ રશિયન યુવકયુવતીઓ કરતાં વધારે મહેનતુ કે વિચક્ષણ માલુમ પડ્યા જ નથી એમ તેમના અધ્યાપકો કહેતા. ખાસ કરી, વિદ્યાર્થિનીઓની તેઓ બહુ પ્રશંસા કરતા. અને પોતાના સર્વ શિષ્યોને તેમનું અનુકરણ કરવાની સલાહ આપતા.

3

ઇન્ટર્નૅશનલ વર્કિંગમેન્સ ઍસોસિએશન ( આંતરરાષ્ટ્રીય કામદારમંડળ ) વિશે સંપૂર્ણ માહિતી મેળવવાની ઝંખના મને વર્ષો થયાં રહ્યા કરતી હતી. રશિયન છાપાંમાં તેનું નામ અવારનવાર જોવામાં આવતું, પણ તેના સિદ્ધાંતો કે પ્રવૃત્તિ વિશે કંઈ પણ લખવાની બંધી તેમને કરવામાં આવી હતી. મને લાગ્યા કરતું હતું કે અસામાન્ય પરિણામો આણી શકે તેવી એક મહાન હિલચાલ એ હોવી જોઈએ, પણ એ વખતે રશિયામાં બેઠેબેઠે મને તેના ધ્યેય કે કાર્યદિશાનો ખ્યાલ સરખો શી રીતે આવે! હવે હું સ્વિટ્ઝરલૅંડમાં આવ્યો એટલે તેને વિશે વધુ જાણવાની મારા મનની મુરાદ બર આવી શકે તેમ હતું અને મેં તે તકનો લાભ લીધો.

તેવામાં એ કામદારમંડળની કીર્તિ તેમ જ કામગીરીનો મધ્યાહ્ન તપતો હતો. યુરપના કામદારોનાં હૃદયમાં ૧૮૪૦—૪૮ના યાદગાર દિવસો દરમિયાન કંઈકંઈ અપૂર્વ આશાઓ જાગી હતી. તે સમયે જે અસાધારણ સંચલન આખા ય ખંડના કામદારોમાં પ્રસર્યું હતું તેનો સ્પષ્ટ ખ્યાલ તો આપણને હવે જ આવી શકે છે. સમાજવાદી સાહિત્યનો પુષ્કળ પ્રચાર સર્વત્ર થએલો અને તેનાં આંદોલનોથી વાતાવરણ સભરભર્યું રહેતું. એ લોકોનો પ્રજાસત્તાવાદ એટલે પ્રજાની—આમવર્ગ અને મજૂરોની—ખરેખરી સત્તા; હમણાં લોકશાસનતંત્રને નામે જેવી મૂડીદારી સત્તા ચાલે છે તેવી તેમની ભાવના નહોતી. વળી તેમની સમાનતાની ભાવના કાયદાની દૃષ્ટિએ તેમ જ રાજકીય હક્કોની સમાનતાને સેવનારી જ નહોતી, પણ સાચી આર્થિક સમાનતાને પણ તેમાં ખાસ સ્થાન હતું. ઇટલી જર્મની અને હંગરીના તે યુગના સ્વપ્નદ્રષ્ટાઓ ખેતીવાડીને લગતા તેમ જ બીજા અર્થનીતિના અનેક સુધારા પોતપોતાના

દેશમાં દાખલ કરવાનાં જ્વલંત સ્વપ્નો સેવતા હતા. દુર્ભાગ્યે, એ અરસામાં જ જે રાજકીય પરિવર્તનો એ દેશોમાં તથા ફ્રાંસમાં થયાં તેને પરિણામે આ સમાજવાદી હિલચાલને જબ્બર ફટકો પડ્યો. બીજાં વીસ વર્ષ દરમિયાન તેનું સાહિત્ય અને સિદ્ધિઓ, તેની આર્થિક ઉદ્ધારની યોજનાઓ—બધું ભુલાઈ જ ગયું. આખી હિલચાલ જાણે નાશ પામી.

એ નાશ તેના સ્થૂલ રૂપનો થયો, પણ સૂક્ષ્મનો નહિ. ખાસ કરી, અમેરિકામાં જઇ વસેલા ફ્રેંચોએ તથા ઇંગ્લંડમાં રોબર્ટ ઓવનના અનુયાયીઓએ કામદારોના આંતરરાષ્ટ્રીય બંધુમંડળની ભાવનાને સજીવ રાખી. એ ભાવનાએ ૧૮૬૨માં મૂર્ત સ્વરૂપ લીધું. એ સાલમાં લંડનમાં જે આંતરરાષ્ટ્રીય પ્રદર્શન ભરાયું તેમાં એકત્ર થએલા દેશદેશના પ્રતિનિધિઓએ કામદારજાગૃતિનો નવો યુગ આરંભ્યો. ફરી એક વાર યુરપના લાખો મજૂરોને કાને અને હૃદયે એ સંદેશ પહોંચ્યો. વીસત્રીસ વર્ષ લગી તંદ્રાવસ્થા ભોગવતી આશાઓ ફરીથી સળવળી ઊઠી. કામદારો પંથ કે જિન્સ ('સેક્સ'), દેશ, જાતિ કે રંગના ભેદ વિના સંગઠિત થયા. તેમને ફરી એક વાર ભાન થયું કે પોતાની મુક્તિ પોતાના જ હાથમાં છે. એ સંગઠને આંતરરાષ્ટ્રીય સ્વરૂપ ઝડપભેર લીધું; તેને આખી માનવ-જાતિનો વિકાસ સાધવાના કોડ હતા. અને તે, કોઈ જાતની દયાથી પ્રેરાઈને નહિ, પણ શુદ્ધ ન્યાય પામવા તથા બીજાને માટે તે મેળવવા માટે.

૧૮૬૮ અને ૧૮૬૯માં પેરિસમાં જે હડતાળો પડી તે જો કે બહુ મોટી નહોતી તોપણ તેને દાબી દેવા ફ્રાંસની શાહીવાદી સરકારે જે દમનનીતિ વાપરી, તેને લીધે હડતાળિયાઓને તેમ જ આંતરરાષ્ટ્રીય કામદારમંડળને ખૂબ જોર મળ્યું. દેશાવરથી—ખાસ કરી ઇંગ્લંડથી—પૈસાની મદદ પણ જરૂર પ્રમાણે મળી રહેલી. આ પ્રવૃત્તિનાં પૂર ધીમેધીમે એટલા વેગથી આગળ વધ્યાં કે પહેલાં

જે કામદારો સાવ ઉદાસીન રહેતા તે પણ મૂડીવાદીઓની એક-હથ્થુ સત્તા સામે શિર ઊંચકવા હવે કટિબદ્ધ થયા. આ અગ્નિ દાવાનળ પેરે ફ્રાંસ ઇટલી અને સ્પેનમાં પ્રસર્યો. કામદારોની આગેવાની લેવા ઘણાં પૈસાદાર અને સુશિક્ષિત સ્ત્રીપુરુષો પણ બહાર પડ્યાં. કોઈની કલ્પનામાં ય નહિ એટલું બધું બળ તે વેળા સર્વત્ર જોવામાં આવ્યું. અને ૧૮૭૦—૭૧ ની ફ્રેંકો-જર્મન લડાઇએ દુર્ભાગ્યે જો આ પ્રબળ પ્રવાહને ખાળ્યો ન હોત તો તેણે યુરપના નવવિધાનમાં તેમ જ માનવજાતિની પ્રગતિમાં કંઇ અનેરો ભાગ ભજવ્યો હોત. પણ ફ્રાંસને કચડનારો એવો જર્મનોનો જે વિજય થયો તેનાથી ફ્રાંસનો કુદરતી વિકાસ એકદમ રૂંધાયો; બીજા દેશો પણ એ જબ્બર ઉથલપાથલની અસરમાંથી બચવા ન જ પામ્યા અને બીજી પચ્ચીસી પર્યંત યુરપ તે શાહીવાદના યુગમાં અટવાયું જેમાંથી તે હજી[1] છૂટી શક્યું નથી.

૪

સમાજની પુનર્ઘટનાના મહાપ્રશ્નને થોડે કે વધુ અંશે ઉકેલી શકે તેવી કેટલી ય સૂચનાઓ તે વખતે કામદારોમાં ચર્ચાતી હતી: કોઈ સહકારના ધોરણે માલના ઉત્પન્નની વહેંચણી કરવાનું સૂચવતું; કોઈ કહેતું કે રાજ્યે માલ પેદા કરનારી સંસ્થાઓ રચવી જોઈએ અને નફો વાજબી હિસ્સે વહેંચવો જોઇએ; કોઈ ભલામણ કરે કે પ્રજાકીય બૅંકો કાઢો તો કોઈ વગરવ્યાજે શાખ પર જ નાણાં ધીરવાની યોજના લાવે: આમ ચાલતું. આ દરેક સૂચના કે ભલામણ એ આંતરરાષ્ટ્રીય કામદારમંડળના જે વિષયવાર વિભાગો હતા તેની પાસે રજૂ થતી અને પછી તેની ચર્ચા સ્થાનિક દેશવાર પરિષદોમાં કે સર્વ દેશોની પરિષદમાં પણ ઊલટભેર થતી. આ વિચારણા કામદારમંડળની વાર્ષિક મહાસભામાં પ્રતિવર્ષ

૧. ૧૮૮૯–૯૦ માં.

કંઇ ને કંઈ પ્રગતિ પામતી. તેમાં કામદારોએ તીવ્ર બુદ્ધિ, સંપૂર્ણ શાસ્ત્રીયતા અને ઊંડી વિચારશક્તિ દાખવેલી તેની પૂરી કદર છેક આજની ઘડી સુધી કોઇએ કરી હોય તેમ લાગતું નથી. આજે 'શાસ્ત્રીય સમાજવાદ' કે 'અરાજ્યવાદ'ની જેજે વાતો થાય છે તેનાં મૂળ એક જમાના પરની એ ચર્ચાઓમાં રોપાયલાં છે. તે ચર્ચાઓને સિદ્ધાંતદૃષ્ટિએ જે અમુક આકાર અપાયો છે અને યોજનાઓ થઈ છે, તે બધું પ્રવૃત્તિમાં ભળેલા અમુક ગણતર શિક્ષિતોએ કર્યું છે એ ખરૂં, પણ વિચારો એ દશાએ પહોંચતાં સુધીમાં તેની જે બારીકમાં બારીક છણાવટ કરવી પડેલી, તે તો કામદારોના એકત્રિત સમૂહબળનું પરિણામ હતું, બીજા કશાનું નહિ.

૧૮૭૦—૭૧ ની લડાઇએ મંડળનો વિકાસ અટકાવ્યો ખરો, પણ તેને તદ્દન બંધ તો એ ન જ પાડી શકી. તેનું કાર્ય ફ્રાંસ સિવાયના દરેક દેશમાં ઓછેકે વધુ અંશે ચાલુ જ રહ્યું. સ્વિટ્ઝરલૅંડમાં પહેલાં ઘડિયાળના તથા ઝવેરાતના ધંધાઓના કામદારો વચ્ચે જે હાનિકારક સ્પર્ધા હતી તે આ હિલચાલને પ્રતાપે દૂર થઈ અને વણકરો પણ એકત્રિત થયા; મૂડીવાદીઓ સાથે કંઇ પણ વાંધો પડતાં આ સંઘબળ એમને ભારે મદદ કરતું. ઇટલીમાં પહેલાં જે સ્થિતિને રાષ્ટ્રીય એકતાને નામે ઓળખવામાં આવતી તે માયાવી છે અને કામદારોએ પોતે જ પોતાનો તથા ખેડૂતોનો બળવો જગાડવાનો છે—કારખાનાંની અને જમીનની માલિકી આ બે એકત્રિત વર્ગોએ જ ભોગવવાની છે—એ ત્યાંની પ્રજાને હવે બરાબર સ્પષ્ટ થયું. સ્પેનમાં ઝડપબંધ બળવાન કામદાર-મંડળો—કુલસરવાળે એંશી હજાર સભ્યોવાળાં—રચાયાં. તેમાં પ્રજાના સર્વે વિચારશીલ વર્ગો ભળ્યા હતા. તેમણે ૧૮૭૦—૭૨ દરમિયાનનાં રાજકીય કાવતરાંમાં દેશને ઘસડાવા દેવાની સાફસાફ ના સુણાવેલી, મૂડીવાદી રાજ્યકર્તાઓને. સ્પેનિશ કામદારોની જે નાનીમોટી પરિષદ્ ભરાતી તેમાં ચાલુ સમાજરચનાની જેમ

તીક્ષ્ણમાં તીક્ષ્ણ સમાલોચના થતી, તેમ કામદારોના ધ્યેયની પણ મર્મગામી રચનાત્મક મીમાંસા થતી. એ જ રીતે હોલંડ અને પોર્ટુગલમાં તેમ જ બેલ્જિયમના ખાણિયાઓ તથા વણકરોમાં આ ચળવળ પ્રસરી. આપરખા ('કૉન્ઝર્વેટિવ') અંગ્રેજો પણ બહુ પછાત ન રહ્યા. યુરપમાંના પોતાના બિરાદરોની હડતાળ વખતે તેઓ બને તેટલી પૈસાની મદદ મોકલવાનું તો ન જ ચૂકતા. જર્મનીમાં આ આંદોલનોને પ્રતાપે જ સમાજવાદીઓનાં તડ સંધાઇ જઈને 'સોશ્યલ ડેમોક્રેટિક' પક્ષ બંધાયો. ઑસ્ટ્રિયાહંગરી પણ તેને જ પગલે ચાલ્યું. અને ફ્રાંસમાં તાજેતરના જ ઘણા કડ કાયદાઓને લીધે આંતરરાષ્ટ્રીય સ્વરૂપની કોઈ પણ પ્રવૃત્તિ શક્ય નહોતી; છતાં સૌ કોઈ સમજતા હતા કે ત્યાંનું પ્રત્યાઘાતી વાતાવરણ કંઈ લાંબો સમય ટકવાનું નથી—મોડુંવહેલું ફ્રાંસ આ કામદારમંડળમાં આગેવાની લેવાનું જ.

હું જ્યારે ઝ્યુરિકમાં આવી વસ્યો ત્યારે મંડળના સ્થાનિક વિભાગોમાંના એકમાં જોડાયો. જોડાયા પછી, એ મહાન અને વ્યાપક પ્રવૃત્તિ વિશે મારે બને તેટલું વધુ જાણવું હતું તેથી સમાજવાદને લગતું થોકબંધ સાહિત્ય—પુસ્તકો, પત્રિકાઓ ને છાપાં—મેં મેળવ્યું અને કલાકો ને કલાકો તે વાંચવામાં ગાળવા લાગ્યો. તેને પરિણામે અસંખ્ય નવી ભાવનાઓ મારા અંતરમાં ઊગી. આ સર્વનાં મધુરાં સંસ્મરણો ઓબરસ્ટ્રાસના એક નાનકડા ઓરડા સાથે જોડાયલાં છે. એ સુરમ્ય પ્રકૃતિદૃશ્યોની વચમાં આવેલું ઐતિહાસિક સ્થાન—નીલરંગી સરોવર, તેની પાછળની ગિરિમાળ, જ્યાં સ્વિસો પોતાના સ્વાતંત્ર્ય ખાતર ઝૂઝેલા અને પુરાણા શહેરના ઊંચાઊંચા મિનારા—મને જિંદગીભર યાદ રહેશે.

મેં મળ્યું તેટલું બધું વાંચ્યું, પણ તે કાળે સમાજવાદી સાહિત્ય હજી બહુ ઝાઝું ખેડાયલું નહિ. તેમાં યે, પુસ્તકોમાંથી

તો સિદ્ધાંતચર્ચા સિવાય ખાસ કંઇ ન મળતું. એ સાહિત્ય ગરીબો માટે હોવાથી, તેનો મોટો ભાગ છાપાં તથા નાનાં ચોપાનિયાંમાં જ સંઘરાયો હોય છે. છાપાંનો સમાચારવિભાગ પણ આ દૃષ્ટિએ ખૂબ ઉપયોગી ગણાય. મેં મારી ભાભીએ આણી આપેલાં આગલાં બે વર્ષનાં છાપાંની ફાઇલોમાંથી આ રીતે ઘણું જાણ્યું; કેમ કે સમાજવાદના વહેવારૂ અમલને લગતી વિગતો બીજે ક્યાંય મળી શકે નહિ. મેં એ પણ જાણ્યું કે, સમાજવાદનો વધુ ગંભીર અને અસરકારક અભ્યાસ કરવા માટે તો વાચન ઉપરાંત, કામદારોની સાથે જઇને વસવાની જરૂર મોટી છે. તેમ કરવાથી, જે વિરોધ સમાજવાદની અવ્યવહારૂતાને બહાને કરવામાં આવે છે તે તુરત જ ઓગળી જાય એમ પણ મને લાગવા માંડયું; કેમ કે જે મનુષ્ય-પ્રાણીઓનો વિકાસ સાધવા આ પ્રવૃત્તિ ચાહે છે, તેમના નિકટ સમાગમ પછી જ આ વાદની ખરી શક્યાશક્યતાનો તથા વિકાસના વેગનો ખ્યાલ આવે, તે વિના નહિ. દાખલાની રકમો જાણ્યા વિના તે ગણવાનો શી રીતે અને તેનો જવાબ ક્યાંથી આપવાનો?

આ કારણે મેં નિશ્ચય કર્યો કે મારી સમક્ષ જે નવી સૃષ્ટિનાં દ્વાર ઊઘડતાં આવે છે અને જેની જાણ સૈદ્ધાંતિક ચર્ચાકારોને છે નહિ, તે દુનિયાનો વધુમાં વધુ સહવાસ કેળવવો. મને લાગ્યું કે, મારે આ આંતરરાષ્ટ્રીય કામદારમંડળના અંશરૂપ બનીને, કામદારોનું દૈનિક જીવન કેવું વીતે છે તે જાણવું જોઇએ. તેથી બે માસ સુધી તેમનામાં ભળી જવાનું મેં નક્કી કર્યું. આ નિશ્ચય પ્રમાણે વર્તવામાં મને મારા રશિયન મિત્રોએ પણ ઉત્તેજન આપ્યું. પરિણામે, સ્યુરિકમાં થોડા દહાડા રહ્યા પછી હું જીનીવા જવા ઊપડ્યો, કેમ કે તે આ મહાપ્રવૃત્તિનું કેન્દ્રસ્થાન હતું.

જીનીવામાં મંડળના વિભાગોની સભાઓ જેમાં થતી તે મેસોનિક ટેમ્પલ યુનીક નામે વિશાળ મકાન હતું. તેના મધ્યસ્થ સભાસ્થાનમાં સર્વસામાન્ય સભા વખતે બે હજાર માણસો સમાઇ

શકતાં અને આસપાસના નાનામોટા ખંડોમાં દર સાંજે કાં તો સમિતિઓ કે વિભાગોની નાની સભા મળતી; અથવા તો ઇતિહાસ, પદાર્થવિજ્ઞાન કે બાંધકામવિદ્યાના મફત શિક્ષણના વર્ગો ચાલતા. 'પેરિસ કમ્યુન'ના[1] નાસી છૂટેલા મધ્યમવર્ગી સભાસદો આ વર્ગો ચલાવતા. એ સ્થાન આ રીતે જેમ સમસ્ત પ્રજાનો ચોરો તેમ પ્રજાકીય વિદ્યાપીઠ પણ હતું.

ટેમ્પલ યુનીકમાં મને ત્યાંના બે આગેવાન રશિયનો નિકોલસ ઉટિન અને માદામ ઓલ્ગાની ઓળખાણ થઈ. તેમણે ઘણા ભાવથી મારો સત્કાર કર્યો, જુદાજુદા ધંધાના આગળપડતા માણસો સાથે મારી ઓળખાણ કરાવી તથા સમિતિઓની બેઠકમાં હાજર રહેવા મને નોતર્યો. તેમના નોતરાને માન આપીને હું એ બેઠકોમાં જતો ખરો, પણ મને વધુ રસ પડતો એ તો દર સાંજે મુખ્ય હૉલમાંના મોટા ટેબલની ફરતા બેઠેલા કામદારોની સાથે ભળવામાં—તેમની સાથે ખટુમડી મદિરા પીતાંપીતાં તેમની વાતો સાંભળવા તથા ચર્ચાઓમાં ભાગ લેવામાં. આ રીતે હું કામદાર-પ્રવૃત્તિને અંદરખાનેથી પિછાની શક્યો તથા દરેક પ્રશ્ન વિશે કામદારોનું પોતાનું દૃષ્ટિબિંદુ શું છે તે સમજી શક્યો.

મેં જોયું કે કામદારોએ પોતાની બધી આશાઓનો મદાર આ આંતરરાષ્ટ્રીય પ્રવૃત્તિ પર બાંધ્યો છે. આખા ય દિવસની તનતોડ મહેનતમજૂરી પછી કામદારો એ સ્થળે પેલા વર્ગોમાં જે કંઈ થોડું જ્ઞાન મળે તે પામવા અથવા તો આર્થિક સમાનતા અને માનવમાત્રના ભ્રાતૃભાવની ઉજ્જ્વળ આશાઓ આપનારાં આગેવાનોનાં ભાષણો સાંભળવા એકઠા થતા. બધાને જ એવી આશા બંધાઈ હતી કે શાંતિમય કે છેવટ અશાંતિવાળો પણ પ્રબળ વિપ્લવ થોડા જ સમયમાં થવાનો છે અને તે સાથે કામદાર-દુનિયાનાં સકળ બંધનો તૂટી જઈ, તેમનાં ભાગ્ય ઊઘડવાનાં છે.

૧. ફ્રાંસની એક કામદારપ્રવૃત્તિ, જેને ત્યાંની સરકારે દાબી દીધી હતી

મંડળની પ્રવૃત્તિઓને જીવંત રાખવા ખાતર—તેનાં છાપાં નિયમસર પ્રગટ કરવા કે તેની પરિષદોના ખર્ચનો ભાર ઉપાડવા કે તેને ખાતર જેઓ સંકટ સહેતા તેમને ટકાવી રાખવા માટે—કામદારો પૈસા તથા સમયનો જે ભોગ આપતા હતા, તે તો તેમની વચ્ચે વસવાથી જ સમજાય તેવો હતો. ત્યાં મેં બીજું એ પણ જોયું, કે પ્રવૃત્તિની હિતકારી અસરને પરિણામે કામદારો બીડી જેવાં વ્યસનથી પણ મુક્ત થતા હતા અને સર્વ પ્રકારે ઉચ્ચતર જીવન તરફ વળતા હતા. ઉપરાંત, તે કાળે તો આવી પ્રવૃત્તિમાં ખુલ્લી રીતે જોડાવામાં પણ અસાધારણ નૈતિક હિંમતની જરૂર પડતી. એ હિંમત કામદારોમાં વધતી જતી હતી, એ પણ સ્પષ્ટ હતું પ્રવૃત્તિમાં જોડાવું એટલે કોઇ વાર તો મૂડીદારની કરડી નજરના ભોગ બનીને નોકરી પણ ખોઈ બેસવી. છતાં એ નતીજા માટે ઘણા ય તૈયાર હતા અને એ રીતે નોકરી ગયા પછીના મહિનાઓ સુધી નવું કામ મળતાં સુધીના દિવસો સુખેદુઃખે વીતાવી દેતા. જેમને બધું સહન કરવાનું પોતાને ભાગે ન આવતું, તેઓને પણ, સભામાં હાજરી આપ્યાને પરિણામે કીમતી વખત અને પૈસાનો ઘસારો વેઠવાનો આવતો, જે તેઓ ખુશીથી વેઠતા.

કામદારોની આવી ભાવનાભક્તિ અને ધ્યેયસિદ્ધિ માટેની આતુરતાની સાથેસાથે જ જ્યારે હું શિક્ષિતોની ઉદાસીનતા કે બહુ નજીવા પ્રમાણની સહાયતા જોતો ત્યારે ઊંડી નિરાશા મને ઘેરી લેતી. 'કેરીઅર આફ એ નિહિલિસ્ટ'માં સ્ટેપનિયાકે કહ્યું છે કે દરેક વિપ્લવવાદીના જીવનમાં એવી પળ આવે છે કે જ્યારે તે આ પ્રવૃત્તિને પોતાનું જીવન સમર્પવાની પ્રતિજ્ઞા લે છે. એ પળ મારા જીવનમાં ય આવી છે. એક કામદારસભામાંથી ઘેર જતાં મારૂં હૈયું એટલું ભારે થઇ ગયું હતું કે આ વિશ્વની સુશિક્ષિતોની બેદરકારી એ વખતે મને અસાધારણ તીવ્રતાથી સાલી; મને ખાતરી થઇ કે જેટલા કેળવાએલા માણસો પોતાના

જ્ઞાન અને શક્તિનો લાભ કામદારપ્રવૃત્તિને આપવામાં ઢીલ કરે છે કે તદ્દન પાછા પડે છે તે બધા ય બાયલા છે. હું વિચારતો: "આ લાખો મજૂરો: તેમને તો પોતાની ગુલામીનું ભાન થઇ ચૂક્યું છે, તેમાંથી છૂટવા તેઓ મથે છે; પણ તેમના બેલી થવા કોણ-કેટલા થોડા—તૈયાર છે? આમવર્ગની ખરેખરી સેવા કરવા તત્પર-સેવાતત્પર, નહિ કે પોતાની મહેચ્છાઓ સિદ્ધ કરવામાં તેમનો ઉપયોગ કરનાર—માણસો છે ક્યાં?" ... ...

કામદારપ્રવૃત્તિની શામળી બાજુ—ઉરિન જેવો નેતા પણ જેમ ભાવનાત્મક ભાષણો કરવામાં તેમ એક સોલિસિટરને પ્રવૃત્તિમાં મેળવવા ખાતર સાચાંખોટાં કરવામાં પણ કેવો શૂરો હતો, તે—પણ જીનીવામાં અનુભવી, તેનાથી અતિશય ખિન્ન થઈ, મેં બીજા વિભાગોનાં કેન્દ્રમાં જવા જીનીવા છોડ્યું. એ બીજો વિભાગ બાકુનિસ્ટો ઉર્ફે અરાજ્યવાદીઓનો. હું જવા નીકળ્યો ત્યારે મારી સામે તાકીને જોઇ રહીને ઉરિન બોલેલો: 'અચ્છા; તમે ત્યાં જ રહેશો, અહીં પાછા આવવાના નહિ." તે અટકળ ખરી જ હતી.

૯

# 'જ્યુરા સમવાય' : તેની વિશેષતા અને પ્રભાવ

૧

હું પહેલાં ન્યુશાટેલ ગયો અને ત્યાંથી પછી જ્યુરાના પહાડોમાં જઈને ત્યાંના ઘડિયાળીઓ સાથે એક અઠવાડિયું રહ્યો. આ રીતે મને તે પ્રખ્યાત જ્યુરા ફેડરેશનની સંસ્થાનો પરિચય થયો, જેણે સમાજવાદના વિકાસમાં રાજ્યતંત્રના અભાવની એટલે કે અરાજ્ય-વાદની ભાવના દાખલ કરીને તે વિકાસમાં અગત્યનો ભાગ ભજવ્યો છે.

૧૮૭૨માં એ ફેડરેશને આંતરરાષ્ટ્રીય કામદારમંડળની સર્વસામાન્ય સમિતિની (જનરલ કાઉન્સિલની) સત્તા સામે બંડ ઉઠાવ્યું હતું. કામદારમંડળ તત્ત્વતઃ એક કામદારપ્રવૃત્તિ તરીકે કાર્ય કરતું હતું; કામદારો તેને એ સ્વરૂપે જ સમજતા, રાજકીય પક્ષ તરીકે નહિ. દાખલા તરીકે પૂર્વ બેલ્જિયમમાં તેમણે પોતાના કાયદાઓમાં એક એવી કલમ દાખલ કરી હતી કે જેને પરિણામે, હાથપગની જાતમહેનત માગે તેવો 'મેન્યુઅલ ટ્રેડ'નો ધંધો કરનારા કામદારોને જ અમુક વિભાગના સભ્ય તરીકે સ્વીકારવામાં આવતા; ફોરમેનો પણ સભ્ય થઈ શકતા નહિ.

આ ઉપરાંત, મંડળના સર્વ સભ્યો સમવાયતંત્રના—ફેડરે-

શનના—સિદ્ધાંત અનુસાર ગંગઠિત હતા. તેમની મૂળ યોજના એવી હતી કે દરેક દેશના, દરેક પ્રજાના, દરેક સ્થાનિક વિભાગના કામદારો પણ પોતપોતાની સ્વતંત્ર રીતે પોતાની આ સંસ્થા ચલાવે અને ખીલવે; પણ મધ્યમવર્ગના જે વિપ્લવવાદીઓ પાછળથી કામદારમંડળમાં દાખલ થયા, તેમના શાસનતંત્ર વિશેના વિચારો જૂનવાણી હતા. તેઓ માનતા કે તંત્ર તદ્દન કેન્દ્રસ્થ, પિરેમિડશાઈ-તળિયે છૂટાંછૂટાં નાનાં મંડળ અને ટોચે એક જ મધ્યવર્તી સત્તાવાળું- હોવું જોઈએ. એ માણસોએ પોતાનાં ક્રાંતિવાદી ગુપ્તમંડળો આ રીતે ચલાવેલાં તેથી કામદારપ્રવૃત્તિની આ સંસ્થા પણ તેમણે તો એ રીતે ઘડી અને ચલાવવા માંડી હતી. પરિણામે આંતરરાષ્ટ્રીય કામદારમંડળની રાષ્ટ્રીય અને સમવાયી સભાઓ ઉપરાંત તેની એક સર્વસામાન્ય સમિતિ હતી. તેનું મથક લંડનમાં હતું. માર્ક્સ અને એન્જેલ્સ તેના પ્રણેતાઓ હતા. આ સમિતિ જુદાંજુદાં રાષ્ટ્રીય કામદારમંડળોને સાંકળનારા મધ્યસ્થમંડળનું સ્થાન ભોગવતી. પણ થોડા જ સમયમાં જણાયું કે આવી મધ્યવર્તી સંસ્થાથી પ્રવૃત્તિના કાર્યમાં બહુ અગવડો ઊભી થાય છે. તે સંસ્થાને પોતાની અંગભૂત સંસ્થાઓ સાથેના પત્રવહેવારી મંડળ બનીને જ સંતોષ માનવો નહોતો. પોતે એ સર્વને જોડનાર અંકોડારૂપ થઈને જ બેસી રહે એ તેને પસંદ નહોતું. તેની ઈચ્છા એવી કે હતી પોતે સમસ્ત કામદારપ્રવૃત્તિના શાસક થવું, સ્થાનિક સમવાયો કે વિભાગોના કાર્યને—અરે, વ્યક્તિઓના કાર્યને પણ—પોતે સંમતિ આપવી કે તેનો વિરોધ કરવો; જ્યારે પેરિસના 'કમ્યુને' મૂડીદાર સત્તાધીશો સામે બળવો પોકાર્યો, બીજા ચોવીસ કલાકમાં શું થશે તે કહેવા અસમર્થ એવા નાયકોએ જ્યારે ઘડીઘડીના ફરતા રંગ પ્રમાણે નાયક મટીને જનસમૂહના જાણે અનુયાયી બનવું પડતું-આવા વખતમાં પણ એ સર્વસામાન્ય સમિતિએ એવો આગ્રહ ધરેલો કે પોતે લંડનમાં બેઠેબેઠે જે હુકમો બહાર પાડે તે પ્રમાણે જ બળવાની પ્રવૃત્તિ ચાલવી

જોઈએ ! એ દિવસોમાં સમિતિ રોજેરોજના બનાવોના અહેવાલો મંગાવતી, હુકમો છોડતી, ક્રાન્તિકારોના એક કામને વખાણવા તેમ બીજાને વખોડવા બેસતી. આવી મનોદશા દાખવીને તેણે સાબિત કર્યું કે ખુદ કામદારપ્રવૃત્તિમાં પણ શાસનતંત્ર જેવી વસ્તુ હોવાની અગત્ય નથી—તેનાથી ઘણા ગેરફાયદા થાય છે. બીજે એક પ્રસંગે આ ગેરફાયદા વધારે સ્પષ્ટ રૂપે સમજાયા હતા. ૧૮૭૧-માં મળેલી એક ગુપ્ત પરિષદમાં સમિતિએ ( થોડાક જ પ્રતિનિધિઓની હાજરીવાળી એ સભા હતી ) એવું ઠરાવ્યું હતું કે દેશદેશની ધારાસભાઓની ચુંટણીને લગતી જે ચળવળો થાય તેમાં પણ કામદારમંડળની સ્થાનિક સંસ્થાઓએ મધ્યવર્તી સમિતિની આજ્ઞા પ્રમાણે વલણ અને વર્તન રાખવું. આ પરથી કામદારજગતમાં એક નવી ભાવના ઉદય પામી. તેમને લાગ્યું કે શાસનતંત્ર ગમે તેટલે અંશે લોકશાસનના સિદ્ધાંતોને આધારે રચાયલું હોય છતાં તે કાર્યની પ્રગતિ અને વેગને જ રૂંધવાનું. તો પછી શાસનકારી રાજ્યતંત્ર જેવું કંઇ જોઈએ જ શા માટે ? તંત્રમાત્ર અનિષ્ટોથી ભરપૂર છે .... ... આ અરાજ્યવાદનો પહેલો તણખો. તે દિવસથી જ્યુરાનો સમવાય મધ્યસ્થ સમિતિના વિરોધીઓનું કેન્દ્રસ્થાન બન્યો.

૨

જીનીવાના ટેમ્પલ યુનીકમાં જે ભેદભાવ મેં કામદારનેતાઓ અને કામદારો વચ્ચે જોયો હતો, તે જ્યુરા પહાડોનાં ગામડાંના કામદારોની સૃષ્ટિમાં નહોતો. અમુક કામદારોના કરતાં અમુક બીજા કામદારો વધારે બુદ્ધિમાન, અને ખાસ કરીને તો વધારે કાર્યપરાયણ હતા એ ખરું; પણ આટલા કુદરતી ભેદ સિવાયનો કશો ફરક તેમનામાં નહોતો.

જ્યુરાના એ કામદારસમુદાયમાંના કેટલાકના નિકટ સમાગમમાં

આવીને મેં તેમનો પ્રતિદિન નિત્યજીવન અને મનોરાજ્યને બને તેટલાં ઓળખવાનો પ્રયાસ કર્યો. તેમનામાંના ઘણાએ 'પેરિસ-કમ્યુન'ના બળવામાં ભાગ લીધો હતો. તે પ્રસંગે કામદારોએ દાખવેલા સાહસ અને શૂરાતનની તથા તેમના દુશ્મનોની ક્રૂરતા અને ગજબનાક ત્રાસની વાતો તેમની પાસેથી મેં સાંભળી તેમતેમ મારો અરાજ્યવાદ દૃઢતર થતો ગયો.

મારા તે સાથીઓમાં ઘણો બુદ્ધિશાળી અને સંસ્કારી છાપખાનદાર જેમ્સ ગ્વિલૌમ હતો, જે દિવસે એક વર્તમાનપત્ર, સમવાયનું મુખપત્ર તથા પોતાનું છાપખાનું ભારે મુશ્કેલી વચ્ચે ચલાવતો અને રાત્રે જર્મન વાર્તાઓનાં ફ્રેંચ ભાષાંતર કરી વધારાની જૂજ-જાજ આવક મેળવતો. બીજો એક મેલન કરીને હતો તે મૂળે ભરવાડ હતો, પણ ચોપડી બાંધનાર વાર્લિન તથા સુથાર પિન્ડીની માફક પેરિસના 'કમ્યુન' બળવાનો અગ્રણી થયો હતો. હાલ તે છાબડીઓ ગૂંથવાનો ધંધો કરતો હતો. તેની છાબડીઓ ઘણી સુંદર બનતી. ન્યુ શાટેલના રમ્ય સરોવરને કાંઠે આવેલી એક ટેકરી પર તેની છાપરી હતી. એ ખુશનુમા દૃશ્યને માણતોમાણતો તે ધીરજવંત, કંઈક કાવ્યમય પુરુષ પોતાની છાબડીઓ ગૂંથતો જાય અને બળવાની વીરરસિક કે રૌદ્રરસિક વાતો કહેતો જાય. જુલમીઓએ બાળકો પર પણ કેવકેવા કેર વર્તાવ્યા હતા તે વર્ણવતાં તો એ ગળગળો થઈ જતો. દેહાંતદંડની સજા પામેલા એક છોકરાએ પોતાની પાસેનું નાનું ઘડિયાળ છેલ્લી ઘડીએ પોતાની માને આપવા જવાની રજા માગી, એ પાછો નહિ ફરે એમ માનનારા અફસરોએ પળવાર દયા-વશ થઈ તેને એ આપી, છોકરાએ પાછા આવી ભીંતે બને બાજુ ટેકવાઈ રહેલાં મુડદાં વચ્ચે પોતાની જગ્યા લઈ "તૈયાર છું" ઉચ્ચાર્યું, બીજી જ પળે બાર ગોળીઓએ તેને વિંધી નાખ્યો— આ કહાણી કહેતાંકહેતાં તો મેલન રોઈ પડેલો. તે હજી યે કામદારપ્રવૃત્તિનું પ્રચારકામ તો કરતો જ. રાત્રે તેને અંગેની બધી

ટપાલ લખતો, કામદારોનાં છાપાં માટે ટૂંકા લેખ લખતો તથા 'કમ્યુન'ની લડત વિશેનું પુસ્તક પણ 'ધ થર્ડ ડિફીટ ઓફ ધ ફ્રેંચ પ્રોલેટેરિયેટ' એ નામનું લખતો હતો.

પેરિસ કમ્યુનના બળવા વિશે મેં એ સમયે જેમ સાંભળ્યું તેમ વાંચ્યું પણ ઘણું. લોહીતરસ્યા સત્તાધારી શીતમગરોનાં અનેક કાળાં કૃત્યો તે પરથી મારા જાણવામાં આવ્યાં. આ બધું જાણવાથી અને વિચારવાથી મને જેટલી વેદના થઇ તેટલી મારી જિંદગીમાં બીજા કશાથી નથી થઇ. મનુષ્યજાતિ વિશે તે પરથી મને ભારે નિરાશા થવા માંડી; પણ એ નિરાશા બહુ વખત ટકી નહિ, કેમ કે આ સર્વ લડવૈયાઓનો જુસ્સો, તેમની દિલાવરી, શત્રુ ભણી પણ તેમનો અદ્વેષ અને આખરે કોઇક દિવસ તો પોતાની ભાવના જગતમાં સિદ્ધ થવાની જ એવી તેમની અચળ શ્રદ્ધાને લીધે પુનરપિ મારા અંતરમાં આશા ઊગી.

ન્યુશાટેલથી હું સોંવિલિયર્સ ગયો. ત્યાં ઘડિયાળીનો ધંધો કરનારાં આખાં ને આખાં કુટુંબો વસતાં હતાં. તેમની વચ્ચે હું ટેબલ કે બાંકડા પર બેસતો. તેઓ ઘડિયાળનાં સોનારૂપાનાં ઢાંકણાં કોતરતા જાય અને મારી સાથે ઉત્સાહપૂર્વક સમાજવાદ, રાજ્યતંત્ર-વાદ કે અરાજ્યવાદ વિશે વાર્તાલાપ કર્યે જાય. એ લોકોની આપભોગની ધગશ ઓળખવાનો પ્રસંગ પણ મને મળ્યો હતો. એક સાંજે સખત તોફાન અને વરસાદ હોવા છતાં, તે સમયે ઠરાવેલી એક સભા માટે કામદારો છેક સાતસાત માઇલને છેટેનાં ગામડાંમાંથી કાદવ ખૂંદતા સભામાં આવીને હાજર થયા હતા. વળી મેં એ પણ જોયું કે ઘડિયાળીનો ધંધો ઘરમાં બેસીને વાતો કરતાંકરતાં ચલાવી શકાય તેવો હોવાથી અને તે રીતે વિચારોની આપ–લે તથા ચર્ચા પુષ્કળ પ્રમાણમાં થઇ શકતી હોવાથી, એ તથા એવી રીતે થઈ શકતા બધા ધંધાના કામદારોનો બૌદ્ધિક વિકાસ, છેક બાળપણથી આખો ય દિવસ

કારખાનામાં ગાળનારા કામદારોના તેવા વિકાસ કરતાં વધારે પ્રમાણમાં થતો હોય છે. જ્યુરા સમવાયના કામદારોમાં વિચાર-સ્વાતંત્ર્ય મેં વધારે પ્રમાણમાં જોયું તેનું કારણ પણ એ જ કે વિચારશક્તિ ખીલવવાની તક આખા ય સમૂહને સારી રીતે મળતી હોવાથી, તેમના આગેવાનો તેમને દોરનારા નહિ પણ માત્ર પ્રવૃત્તિનો આદર આગળ પડીને કરનારા જ હતા. એ સમવાયે સમાજવાદના વિકાસમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે તે આ કારણે જ, કે તેના કામદારોને વિશદ વિચારણા, તીવ્ર વિવેકબુદ્ધિ અને અટપટા પ્રશ્નોને ઉકેલવાની આવડ સહજ હતી. તેમણે આ શક્તિઓના સદુપયોગ વડે ભારે પ્રભાવ આખા ય સંચલન પર પાડ્યો હતો. સંચલને પોતાના સમયમાં જે અસર યુરપ પર પાડી, તેમાં અરાજ્યવાદની ભાવનાનો હિસ્સો જેમ હતો તેમ આ લોકોએ કરેલા તે ભાવનાના વ્યવહારૂ ઉપયોગનો પણ હતો જ.

અરાજ્યવાદની ભાવનાનાં જે જુદાંજુદાં સ્વરૂપોને તે કાળે જ્યુરાસમવાય વ્યક્ત કરતો હતો—ખાસ કરીને, બાકુનિન દ્વારા–તે સ્વરૂપો; રાજ્ય હસ્તકના સમાજવાદની ત્યાં જે ટીકાઓ —જેવી કે, આર્થિક સીતમગીરીનો ભય કે જે માત્ર રાજકીય સીતમો કરતાં વધારે જોખમભર્યો હોય છે તે—થતી સાંભળી તે ટીકાઓ; અને એ આખી ય ચળવળનાં વિપ્લવવાદી લક્ષણો: આ સર્વનું ભારે આકર્ષણ મને થયું હતું. એ આકર્ષણ જ્યુરાના પહાડોમાંના એક અઠવાડિયાના નિવાસ પછી ઘણું પ્રબળ બન્યું. એ મુદતની આખરે મેં એ સ્થળ છોડ્યું ત્યારે સમાજવાદ વિશેના મારા વિચારોએ નિશ્ચિત રૂપ પકડ્યું હતું. હું અરાજ્યવાદી બની ચૂક્યો હતો. ત્યાર બાદ કરેલા બેલ્જિયમના પ્રવાસે એ સંસ્કારોને દૃઢતર કર્યા. ત્યાં પણ મેં રાજધાની બ્રુસેલ્સની એક-હથ્થુ જેવી રાજકીય ચળવળ અને વર્વીયર્સ જેવાં ગામડાંના વણકરોની સ્વતંત્રતામય આર્થિક ચળવળ વચ્ચે અત્યંત ભેદ દીઠો.

આખા ય પશ્ચિમ યુરપના સમાજના જેજે વર્ગોમાં હું ભટક્યો છું તે સર્વમાં આ વણકરો સૌથી વધારે સમભાવયુક્ત અને મિલનસાર છે, એમાં સંદેહ નહિ.

૧૦

# બાકુનિન: ક્રાન્તિની ફિલસૂફી

૧

બાકુનિન તે વખતે લોકાર્નોમાં હતો. હું તો તેને મળી શક્યો નહોત અને હવે મને એ વાતનો ઘણો ખેદ થાય છે, કેમ કે હું જ્યારે ફરીથી ચાર વર્ષ બાદ સ્વિટ્ઝરલૅંડમાં આવ્યો ત્યારે તો તે અવસાન પામ્યો હતો. જ્યુરાના કામદારમિત્રોને તેમના વિચારો વિશદ કરવામાં અને તેમની અભિલાષાઓને ચોક્કસ સ્વરૂપ આપવામાં મદદ કરનાર તે જ હતો; પોતાના ઉગ્ર જ્વલંત દુર્ધર્ષ વિપ્લવવાદી ઉત્સાહથી તેમને પ્રેરનાર પણ તે જ હતો. જ્યુરાની ગિરિમાળાની વચ્ચે આવેલા એક 'લોકલ' નામે નાના ગામડામાંનું એક પત્ર (જે ગ્વિલૌમના તંત્રીપદ નીચે ચાલતું હતું) સમાજવાદની હિલચાલ પરત્વે કોઈ નવો જ ધ્વનિ કાઢે છે એમ તેણે જોયું કે તુર્ત જ તે લોકલ જઈ પહોંચ્યો. આખા દિવસો અને રાતો સુધી પોતાના નવા મિત્રોની સાથે, અરાજ્યવાદ ભણી સમાજવાદી ચળવળોને વાળવાની ઇતિહાસસિદ્ધ આવશ્યકતા વિશે વાતો કરી. તેણે વળી એ પત્ર માટે એક લેખમાળા લખી જેમાં માનવજાતિની સ્વાતંત્ર્ય ભણી થતી પ્રગતિનું નિરૂપણ તેણે કર્યું. તેણે

પોતાના એ નવા મિત્રોમાં ઉત્સાહ પ્રગટાવ્યો અને પ્રચારકામ માટે મથક સ્થાપ્યું કે જ્યાંથી અરાજ્યવાદ યુરપના બીજા ભાગોમાં ફેલાયો.

જ્યારે એ પાછો લોકાર્નો ગયો ત્યારે ( લોકાર્નોમાં રહ્યેરહ્યે જ તેણે અરાજ્યવાદની આવી જ ચળવળ ઇટલીમાં તથા પોતાના સમર્થ સમભાવશીલ પ્રતિનિધિ ફાનેલી દ્વારા સ્પેનમાં પણ ચલાવી હતી. ) જ્યુરામાં તેણે આદરેલું કામ જ્યુરાવાસીઓએ સ્વતંત્રપણે ચાલુ રાખ્યું હતું. તેમની વાતચીતમાં ' માઈકલ'નું નામ ( તેઓ બાકુનિનને એ નામે ઓળખતા ) વારંવાર આવતું; પણ એ નામ, તે જાણે તેમનો શાસનકર્તા અગ્રણી હોય તેવી રીતે નહિ પણ અંગત મિત્ર હોય તેમ તેઓ ઉચ્ચારતા. એ મિત્ર માટે તેમને સાચા દિલનો પ્રેમભાવ છે એવું સાંભળનારને તુરત વર્તાઇ આવતું. તેમની સૌની પર બાકુનિનનો પ્રભાવ પડતો, તે કોઇ બુદ્ધિપ્રધાન મહાપુરુષ તરીકે નહિ પણ એક ઉજ્જ્વલ નીતિમાન નરવીર તરીકે. આ બાબતે મારું સૌથી વધુ ધ્યાન ખેંચ્યું હતું. જ્યુરાની મંડળીઓમાં અરાજ્યવાદની ચર્ચા ચાલતી હોય, કે સમવાયના તેની તરફના વલણની વાતો થતી હોય,—પણ એ કોઈ પણ પ્રસંગે, " બાકુનિન આમ કહે છે " " બાકુનિનનો મત આવો છે" એમ કહેવાથી જાણે પ્રશ્નનું નિરાકરણ થઇ જતું હોય તેમ તેઓને વર્તતા મેં કદી પણ જોયા નથી. તેનાં લખાણો કે તેનાં વચનો જાણે અટળ કાયદા હોય તેમ કોઈ માનતું નહિ—જો કે દુર્ભાગ્યે બીજા રાજકીય પક્ષોમાં તો એવું જ મનાતું હોય છે. એમની ચર્ચાઓ બાકુનિનના કોઈ વિચારમાંથી ઉદ્ભવી હોય તેવું બનતું, તેમ જ તેમના વિચારોમાંથી બાકુનિને જ કંઇ ઉછીનું લીધું હોય એવા દાખલા પણ હતા. પોતામાંની કોઈ પણ વ્યક્તિની નૈતિક વર્તણુકની ટીકા કરવી હોય—સ્ત્રીઓ વિશે અતિછૂટથી વાતો કરનાર કોઇ જુવાનિયાને શરમાવવો હોય—તેવે પ્રસંગે જ

તેઓ આકુનિનનું સ્મરણ એક મહાન પ્રમાણ પુરુષ તરીકે કરતા એવું મેં જોયું છે. ક્રાન્તિને ખાતર સર્વસ્વનો ત્યાગ જેણે કર્યો હતો, જે તેને ખાતર જ જીવતો હતો, જેણે પોતાની તે વિશેની ભાવનામાંથી જ જીવનના શ્રેષ્ઠ અને શુદ્ધતમ વિચારો ઝીલ્યા હતા તે ક્રાંતિવાદીનો વિરાટ દેહ, તેનો ભવ્ય વ્યક્તિપ્રભાવ તેમને નિરંતર પ્રેરણા અર્પતો હતો.

૨

એ મુસાફરીમાંથી હું પાછો ફર્યો ત્યારે સમાજરચનાના શાસ્ત્ર વિશે મારા વિચારો ચોક્કસપણે ઘડાઇ ગયા હતા ને તે વિચારો હજી પણ હું ધરાવું છું. તે સર્વને વધારે ને વધારે નિશ્ચિત, મૂર્ત સ્વરૂપમાં ખીલવવાનો પ્રયાસ પણ કરું છું.

પણ મારી એ વિચારસરણીમાં એક મુદ્દો એવો છે જેણે મને કેટલીય રાતો ને રાતો સુધી વિમાસણ કરાવી હતી. જેના વડે ઉત્પાદનનાં બધાં ય સાધનો પર આખા સમાજનો કાબુ આવવાનો, તે મહાન પરિવર્તન—પછી તે સોશિયલ ડેમોક્રેટોનો પક્ષ ચિંતવે છે તેવું લોકરાજ્ય ('ફોક-સ્ટેટ') હોય કે અરાજ્યવાદીઓ કલ્પે છે તેવો સ્વેચ્છાથી સમૂહબદ્ધ થએલાં મંડળોનો સમુદાય હોય; પણ તે નવી સ્થિતિ આણનારું પરિવર્તન-એટલે તો એવી અસામાન્ય ક્રાંતિ કે જેવી માણસજાતે આજ સુધીમાં જોઇ કે જાણી નથી. વળી, આ ક્રાંતિ માટે લડત ચલાવવાની છે તે મધ્યમવર્ગ સામે. આ કારણે આ યુગના ક્રાંતિવાદીઓનું કાર્ય ફ્રેંચ રેવોલ્યુશનવાળા ક્રાંતિકારોના કરતાં વધારે કપરું નીવડવાનું, કેમકે ફ્રેંચ ક્રાંતિએ જેવા સડેલા અમીરવર્ગ સામે લડત ચલાવીને પોતાનો માર્ગ મોકળો કરવાનો હતો તેવું અહીં નથી પણ તેમના કરતાં આ મધ્યમવર્ગ બુદ્ધિએ તેમ જ શરીરબળમાં વધારે સમર્થ છે. ત્રીજું એ કે, જે વર્ગ પાસેથી સત્તા ઝુંટવવાની છે, તે વર્ગમાં જ

ક્રાંતિના વિચારો પ્રસરે નહિ, ઘર કરીને ઊંડા ઊતરે નહિ, ત્યાં સુધી બધું નકામું. રશિયામાં ગુલામોને મુક્તિ મળી તે આ રીતે જ. જમીનના માલિકોમાંથી કેટલાક એવા નીકળ્યા જેમને ગુલામોની મુક્તિ ટાળવી જોઇએ એમ લાગેલું. એ વિશેના સિદ્ધાંતોમાં તેમનામાં ખાસ મતભેદ નહોતો કે તેમનામાંથી કોઈનો વિરોધ નહોતો. સવાલ એ જ હતો કે નવા ધોરણે ફેરફાર વહેવારૂ રૂપે થયા પછી, જે વર્ગના—ગુલામોના—હાથમાં સત્તા આવશે તેઓ તેને બરાબર વાપરી શકશે કે કેમ, એવી સત્તાસોંપણીનો વખત આવી પહોંચ્યો છે કે કેમ. એવી જ રીતે, કામદારોના હાથમાં સત્તા આવ્યા પછી તેઓ ઉત્પાદન અત્યારે વ્યક્તિગત મૂડીદારની જેવી સ્વહિતની ભાવનાથી પ્રેરાઈને, હાલના કરતાં વધારે સારું કરશે કે કેમ, એવું પૂછવામાં આવે છે.

ઉપરાંત, મને ધીરેધીરે એ પણ સમજાવા માંડ્યું કે ક્રાંતિને કુદરતમાં ધીરી સમુત્ક્રાંતિ('ઈવોલ્યુશન')ના જેટલું જ સ્થાન છે. વળી, આ ઝડપી સમુત્ક્રાંતિ ઉર્ફે ક્રાંતિ જ્યારેજ્યારે મોટા પાયા પર શરૂ થાય છે ત્યારે ત્યારે પ્રજામાં નાનો કે મોટો આંતરવિગ્રહ થાય એ અનિવાર્ય છે. તેથી હવે જે વિચારવાનો પ્રશ્ન રહે છે તે, ક્રાંતિને કેમ ટાળવી, તેને આવતી કેમ અટકાવવી એ નહિ (કેમકે એ અટકવાની નથી); પણ, ક્રાંતિનાં વધુમાં વધુ શુભ પરિણામ, ઓછામાં ઓછા આંતરવિગ્રહથી તથા થોડામાં થોડા ભોગે, કમીમાં કમી પરસ્પરની કડવાશ પેદા કરીને કેમ આણવાં, એ જ ખરો પ્રશ્ન છે. આ નેમ સિદ્ધ કરવાનું સાધન એક જ છે: સમાજના દલિત વર્ગને સુસ્પષ્ટ ખ્યાલ હોવો જોઇએ કે પોતે શું વાંછે છે અને તે કેવી રીતે પામી શકાશે. તેની સિદ્ધિ માટે જે ઉત્સાહ જરૂરી છે, તેનો રંગ પણ તેમનાં દિલને લાગ્યો હોવો જોઇએ. જો આવો ઉત્સાહ તેઓ દાખવી શકે તો જે વર્ગના હાથમાંથી સત્તા

પડાવવાની છે તે જ વર્ગના પ્રખર બુદ્ધિમાનોનો સાથ દલિતોને મળી શકશે એમાં કંઇ શંકાને સ્થાન નથી.

આ સર્વ વિચારોને પરિણામે હું એવા નિર્ણય પર આવ્યો કે ક્રાંતિવાદીઓનું ધ્યેય જરાય સંદિગ્ધ ન હોવું જોઇએ; તેમ જ તેમણે ગૌણ બાબતો પર નહિ પણ ઉદાત્ત ભાવનાઓ પર એકામ થવું જોઇએ. એ ભાવનાઓ જ તેમને તોપખાંડકના કરતાં વધારે સહાયકારી થશે, કેમ કે ભાવનાઓમાં પ્રેરણા અને નવસર્જનનાં બીજ રહેલાં છે. એ બીજને પ્રતાપે જ તેઓ સમાજના પુનર્વિધાનવેળા શત્રુને મિત્ર કરી શકશે.

આવા વિચારો સહિત હું પાછો રશિયા ગયો.

## ૧૧

## એક બંડલની કથા

**મુ**સાફરી દરમિયાન મેં કેટલાંક સમાજસત્તાવાદી પુસ્તકો અને વર્તમાનપત્રોનો સંગ્રહ લીધા હતા. એવાં પુસ્તક વગેરે રશિયામાં દાખલ કરવાની રાજ્ય તરફથી "બીનશરતી બંધી" હતી. વળી આમાંનું કેટલુંક ખાનગી રાહે મેળવેલું સાહિત્ય તો એવું હતું કે બેલ્જિયમમાં પણ ગમે તેટલા પૈસા ખરચ્યે પણ મળે નહિ. એ બધું ત્યાં મારે પાછળ મૂકી જતાં જીવ ચાલે તેમ નહોતું, કેમ કે સેંટ પીટર્સબર્ગમાં મારા ભાઇ તથા મિત્રોને અભ્યાસનાં તે સાધનો ઘણાં ખપ લાગે તેમ હતાં. તેથી મેં નિર્ણય કર્યો કે છાની રીતે તેને રશિયામાં ઘુસાડવાં.

એ કાર્ય નિર્વિઘ્ન પાર પાડવા માટે હું વિયેના અને વોર્સોને રસ્તે સેંટ પીટર્સબર્ગ ગયો. એ બાજુ પોલિશ સરહદ પર હજારો

યાહુદીઓ દાણચોરીના ધંધા પર જીવે છે એ હું જાણતો હતો અને મને આશા હતી કે પોલંડની જૂની રાજધાની ક્રેકો આ રસ્તે આવેલી છે તેમાં એકાદ યાહુદી તો તેવો મને મળી જ આવશે. ક્રેકોના સ્ટેશને ઊતરી, વળતી સવારે હું ત્યાંના બજારમાં એક યાહુદીની શોધમાં નીકળ્યો ત્યાં તો અનેક નજરે પડ્યા. આટલા બધામાંથી કોને મારી ઇચ્છા જણાવવી ? આખરે મારા હૉટેલની પાસે ઊભેલા હૉટેલના જ નોકરમંડળમાંના એક યાહુદીને મારી વાત કહી. જવાબમાં, "કામ બહુ સહેલાઇથી થઈ શકશે, સાહેબ," કહીને તે અદશ્ય થયો. અર્ધો કલાક બાદ તે એક બીજા પોતાની જ નાતના જુવાનીઆને લઈને આવ્યો. તેની ઓળખાણ મને "ધી યુનિવર્સલ કંપની ફોર ધી ઇન્ટર્નેશનલ એક્સચેંજ ઑફ રેગ્ઝ એન્ડ બોન્સ"ના પ્રતિનિધિ તરીકે કરાવવામાં આવી. તેણે મારી હકીકત જાણીને જવાબ દીધો કે અમારો ધંધો તો મુખ્યત્વે કીમતી રેશમ વગરજકાતે પસાર કરી દેવાનો છે અને ચોપડીઓનું કામ તો વળી બહુ જ જોખમ-ભરેલું; જરાક કંઈ અવળું થાય તો અમારી કંપનીને ભારે નુકસાનમાં ઊતરવું પડે. ઉપરાંત, અમારા ભાવ પણ તમને નહિ પોસાય વગેરે એ બોલ્યો, ને હૉટેલવાળા યાહુદીને ભલામણ કરતો ગયો કે સાહેબને બીજા કોઈક પરવડતા આસામી સાથે મિલાવી દેજે. હૉટેલવાળાએ જે નવો માણસ આણ્યો તેણે મારું બંડલ જોઇ તપાસી પોતાના દામ કહ્યા, જે મધ્યમસરના જ હતા. મેં તો તેને કહેલું કે પૈસા તારે જોઇએ તેટલા લે, હું હશે તો થર્ડ ક્લાસમાં મુસાફરી કરીશ. કેમ કે મારી પાસે ઝાઝું ફાજલ છે નહિ. પણ તારે ગમે તેમ કરીને આ કામ કરી આપવાનું છે. પણ તેણે તો ઊલટું, સમભાવથી મારી સ્થિતિ સમજી લીધી અને પાંચ ડૉલર પોતા માટે અને એક હૉટેલના યાહુદી માટે કરાવી, બંડલ તેને સોંપ્યું. તેણે વચ્ચેના એક સ્ટેશનનું નામ મને આપ્યું, તથા

ત્યાં મને બંડલ સહીસલામત મળશે એવી ખાતરી આપી. અને સાચે જ, ટ્રેન એ સ્ટેશને પહોંચી ત્યારે એક પોર્ટર મારા ડબ્બા પાસે આવીને, પાસે જ લશ્કરનો સિપાઇ ફરતો હતો તે બરાબર સાંભળે તેમ કહે "આ આપની બૅગ: તે દહાડે આપસાહેબ અહીં ભૂલી ગએલાને, તે જ." આટલું કહીને તેણે મારી એ મોંઘામૂલી મતા મને સોંપી. એ આ રીતે બરાબર મને મળવાથી હું તો એટલો ખુશ થયો કે વોર્સોમાં પણ રોકાયા વિના, મારા ભાઈ ને એ કીમતી ખજાનો ભેટ ધરવા હું ઝટપટ, સીધો સેંટ પીટર્સબર્ગ જ જઈ પહોંચ્યો.

## ૧૨

# નિહિલિઝમ

## ૧

મારી ગેરહાજરી દરમિયાન રશિયાના સુશિક્ષિત યુવાનો અને યુવતીઓ એક જબરદસ્ત હિલચાલ ઉઠાવી રહ્યાં હતાં. દેશમાંથી ગુલામી નાબૂદ થઈ હતી એ ખરું, પરંતુ હજી દરેક જણના ઘર-સંસારમાં અને સમાજમાં એવી ઘણી ટેવો અને રિવાજોનાં જાળાં પથરાઈ રહ્યાં હતાં, જેને પરિણામે વ્યક્તિની માણસાઈ સંબંધી સર્વત્ર બેદરકારી બતાવાતી હતી, પિતાઓ કુટુંબોમાં જોહુકમી ચલાવતા હતા, તેમ જ પત્નીઓ અને પુત્રપુત્રીઓ દબાયેલી તાબેદારીનું જીવન ગાળતાં હતાં. આ સઘળાં માઠાં ફળ અઢીસો વર્ષ સુધી દેશમાં ઘર કરી રહી હતી તે ગુલામીની પ્રથાને આભારી હતાં. તેની છાપ રશિયાનાં કુટુંબો, લશ્કર અને નોકર—બધાની પર હતી. ગુલામીના જમાનાના અવશેષ જેવી એ બધી ગાદરગમ

આગળ આ જમાનાનાં કેટલાંક સારામાં સારાં સ્ત્રીપુરુષો પણ નમી પડતાં હતાં.

કાયદાઓ વડે નહિ પણ પ્રબળ સામાજિક હિલચાલ વડે જ આ દુર્દશા ફીટી શકે તેમ હતું. એવી હિલચાલ જ એ સઘળી હાનિકારક રીતો અને મનોદશા પર—તેના મૂળમાં જ—કુહાડો મારી શકે તેમ હતું. ઓછેવધુ અંશે એ હિલચાલ પશ્ચિમના બધા દેશોમાં આ સમયે ચાલતી હતી, પણ રશિયામાં તો સૌથી વધુ પ્રમાણમાં એ ફેલાયેલી હતી, અને ત્યાં તેના સમાજ પરના ટીકાપ્રહારો પણ સૌથી સખત રૂપમાં પડતા હતા. આ હિલચાલને 'નિહિલિઝમ' એવું નામ ટર્ગેનેફે પોતાની શકવર્તી નવલકથા 'ફાધર્સ ઍન્ડ સન્સ'માં આપ્યું છે.

પશ્ચિમ યુરપમાં એ હિલચાલ વિશે ઘણી ગેરસમજ ફેલાયેલી છે. દાખલા તરીકે, છાપાંવાળા ઘણી વાર 'ટેરોરિઝમ' (ભયત્રાસ, ખૂનામરકીની હિલચાલ) અને આ નિહિલિઝમનો ભેદ સમજ્યા વિના દરેકને એકબીજાની સાથે ગોટવી નાખે છે. આ ભૂલ છે. સ્ટોઇસિઝમ કે પોઝિટિવિઝમની ધાર્મિક કે સામાજિક હિલચાલો સાથે રિપબ્લિકનિઝમ જેવી પ્રજાસત્તાવાદની રાજકીય હિલચાલને ગોટવી નાખવાં જેવી જ જબ્બર એ ભૂલ છે. 'ટેરોરિઝમ'ની હિલચાલ તો સમયની જરૂરત પ્રમાણે આવે જાય છે; તેની સ્થાયી અસર જીવ જેવી હોતી નથી. ઊલટપક્ષે, નિહિલિઝમે રશિયાના શિક્ષિત વર્ગ પર એવી ઊંડી છાપ મારી છે જે વર્ષો ને વર્ષો સુધી ભૂંસાવાની નથી. નિહિલિઝમે જ આજના સંસ્કારી રશિયાનું જીવતર ઘણે ભાગે ઘડ્યું છે અને નિહિલિઝમે જ તે તેજી, સાફદિલી અને "મોટેથી વિચારવાની ટેવ" અમારા ઘણા લેખકોમાં આણી છે જે જોઈને પશ્ચિમ યુરપના વાચકો ભડકી ઊઠીને કોઈ વાર દાંતમાં આંગળાં પણ નાખી બેસે છે.

આવા એ નિહિલિસ્ટ એટલે કોણ? તેની ફિલસૂફી કેવી છે? તેનું જીવનદર્શન શું?

સૌથી પહેલું તો, જેને આપણે "સુધરેલી માણસજાતનાં રૂઢિગત જુઠાણાં" કહી શકીએ, તેની સામે નિહિલિસ્ટ લડાઈ જાહેર કરતો હોય છે. પૂરેપુરી નેકી અને સુનિષ્ઠા—'સિન્સેરિટી' —એ તેનું ખાસ લક્ષણ. એ નેકદિલીને પ્રતાપે, જેજે કંઇ બુદ્ધિગમ્ય ન હોય તેવું બધું—વહેમો, પૂર્વગ્રહો, ટેવો અને રિવાજો —તે પોતે છોડી દેતો તથા બીજાઓ પાસે પણ છોડાવી દેતો. બુદ્ધિ સિવાયની સત્તા તેને માન્ય નહોતી. દંભીમાત્રની સામે તે બળવો પોકારતો.

તેણે અલબત્ત પોતાના બાપદાદાઓના બધા વહેમોને જીવન-માંથી ટાળી નાખ્યા હતા. તેની તત્ત્વદર્શનની ભાવના જુઓ તો, તે નિશ્ચિતવાદી ( પોઝિટિવિસ્ટ ), અજ્ઞેયવાદી, સ્પેન્સરના સંપ્રદાયનો સમુત્ક્રાંતવાદી અથવા તો વિજ્ઞાનલક્ષી સ્થૂળવાદી હતો. હૃદયની એક આનવાર્ય આવશ્યકતા સમાન સાદી નેકદિલ ધાર્મિક માન્યતા પર જો કે તે કદી હુમલો કરતો નહિ તો પણ જે લોકો સગવડ-પંથી હોય છે, પોતાને ફાવે ત્યારે ધર્મનો અંચળો ઓઢી લે અને પછી તેને આઘો ઉરાડી દે—એવાઓ સામે તે કટ્ટરપણે લડત ચલાવતો.

સંસ્કૃતિવાન માણસોની જિંદગી રૂઢિગત જુઠાણાંથી ભરપૂર હોય છે. એકબીજાને મનમાં ધિક્કારનાર માણસો પણ રસ્તામાં ધિક્કારપાત્રને મળે ત્યારે મીઠું સ્મિત કરતા હોય છે. નિહિલિસ્ટ તેમ કરતો નથી. જેની તરફ પોતાને અણગમો હોય તેને પોતે દેખે ત્યારે તે બનાવટી મિઠાશ મોં પર લાવતો નથી. એ સ્મિત કરે છે તે, જેને જોઇને પોતાને ખરેખર આનંદ થયો હોય તેની તરફ જ. દંભરૂપ બાહ્ય શિષ્ટાચાર તેને સમૂળગો જ નાપસંદ હોય છે. એ તો, પોતાના મોટેરાઓએ જે સુંવાળી મિઠાશ હમેશ માટે

મુખ પર પાથરી રાખી હતી, તેના વિરોધ તરીકે પોતાની મુખમુદ્રા જાણીજોઈને જ કડક રાખતો.

તે જોતો કે મોટેરા ઊંચી ભાવનાની વાતો ઊર્મિલતાથી—જાણે કે ઊંડી લાગણીથી—કરે છે, પણ વહુછોકરાં ને નોકરો ભણીના વર્તનમાં તો જંગલી જ હોય છે. એવી ઊર્મિલતા સામે નિહિલિસ્ટ બંડ ઉઠાવતો. કલાના વિષયમાં પણ તેનું વલણ આવું જ હતું. જે કલા ગરીબોની નીચોવણી વડે પોષાતી તેને એ કલા કહેતો જ નહોતો. "તમારી મેડોનાઓનાં બધાં ચિત્રો અને શેકસ્પીઅર વિશેની બડીબડી બાતાંઓના કરતાં બૂટની એક જોડી વધારે મહત્ત્વની છે" એમ તે કહેતો. ટૉલ્સ્ટૉયની કલાભાવના તેને કુદરતી રીતે જ ઘણી પ્રિય હતી.

પ્રેમ વિનાનાં લગ્ન અને ખરી મૈત્રી વિનાની ઘરવટ—આ બંનેનો પણ નિહિલિસ્ટો ઈન્કાર કરતા. જો નિહિલિસ્ટ બાલાને તેનાં માબાપ પૈસાદાર વરને જ પરણાવવાનો આગ્રહ રાખતાં હોય તેને તે વર બીજી રીતે પસંદ ન હોય તો તે પોતાનું ઘર અને રેશમી પરિધાનો તજીને દુનિયામાં નીસરી પડતી, પણ ઢીંગલીઘરમાંની ઢીંગલી થવાનું કદી ય પસંદ કરતી નહિ. સાદામાં સાદાં કાળા ઊનનાં કપડાં તે પહેરતી, વાળ ટૂંકા કરાવી લેતી અને પોતાનું વ્યક્તિ-સ્વાતંત્ર્ય બધી રીતે સચવાય માટે હાઇસ્કૂલમાં જઇને ભણવા માંડતી. જો પરણેલી સ્ત્રીને પરિણીત જીવન હરકોઇ કારણે અકારું કે અસહ્ય થઈ પડે, તે એવી રીતે રીબાવા કરતાં ધણીનું ઘર છોડી, છોકરાં હોય તો તેને સાથે લઇ, ચાલી નીકળતી અને હજાર વિટંબનાઓ વેઠીને પોતાનું ને બાળકોનું જાતમહેનતથી પૂરું કરતીકરતી, અંતરનો આનંદ તો પૂરેપૂરો અનુભવતી.

નિત્યજીવનની ઝીણીઝીણી વિગતોમાં પણ નિહિલિસ્ટ પોતાની માન્યતાઓને વફાદાર રહીને જ વર્તતો. મોટા લોકની વાતચીતમાં

વધુપડતા શિષ્ટાચાર હોય છે ને તેણે છોડી દીધા હતા. પોતાના અભિપ્રાયોને તે ઓડી કે તોછડી લાગે તેવી રીતે, ટૂંકાંટૂંકાં વાક્યોમાં જ જાહેર કરતો; ને બાહ્ય કડકાઇ પણ ઘણી વાર ધારણ કરતો.

૨

નિહિલિસ્ટની નિખાલસતા તેના દરેક વર્તનમાં આગળ પડી આવતી અને તેની હિંમત માટે માન ઉપજાવતી. પૈસાદારોને જ્યારે તે પોતાનાં સુખાસનો પર બેસીને ગરીબોને વિશે સહાનુભૂતિ દેખાડતા જોતો ત્યારે તેમને મોઢામોઢ કહી દેતો કે તમે દંભી છો, નહિ તો અહીં એશઆરામ ભોગવતા બેસીને શાના દરિદ્રોની દયા ખાઓ છો? નિકળી પડો તેનાં દુઃખો કાપવા. એ જ રીતે અમલદારને નિહિલિસ્ટ સાફસાફ સુણાવી દેતો કે તું ગરીબોના ભલા માટે તારું કામ કર્યાની વાતો કરે છે તે ઢોંગ જ છે, ખરી રીતે તો તું ગરીબોના પૈસાનો પહેલા નંબરનો ચોર જ છે.

એ જ રીતે, સ્ત્રીઓ પ્રત્યે કૃત્રિમ ને વધુપડતા વિવેકથી તે વર્તતો નહિ. કોઇ સ્ત્રી ભપકાદાર પોશાક પહેરેલી હોય ને ગરીબોનાં દુઃખમાં સમભાવ બતાવવા માંડે તો નિહિલિસ્ટ કહે તેને કે, બાઈસાહેબ! પહેલાં આ મોંઘાં મસ્લિન ઉતારી નાખો, પછી એવી વાતો કરો. એ જ રીતે, સ્ત્રી ઓરડામાં દાખલ થઇ કે તુરત બીજા પુરુષોની જેમ તેને પોતાની બેઠક આપવી કે તેની ખુશામત આદરવી, એ નિહિલિસ્ટના સ્વભાવમાં નથી. પણ જો તેને એવી ખબર પડે કે પોતે પોતાના જ્ઞાનનો લાભ કોઈ ખરી જ્ઞાનપિપાસુ સ્ત્રીને આપી શકે તેમ છે, તો તે રોજ માઈલો ને માઈલો સુધી તેને ત્યાં જઇને પણ પોતાથી બને તે મદદ તેને કરતો.

ટર્જેનેફ અને ગોન્ચારોફે નિહિલિસ્ટોનાં ચિત્ર પોતાની નવલોમાં દોર્યાં છે. ગોન્ચારોફે 'પ્રેસિપિસ'માં દોર્યું છે તે તો વ્યંગ-ચિત્ર છે, પ્રતિનિધિરૂપ નિહિલિસ્ટ તેમાં ચિતરાયો નથી. ટર્જેનેફની કૃતિમાં વધુ કલા છે, પણ તેના નાયકની નકારાત્મક મનોવૃત્તિ અમને પસંદ પડી નહોતી, કેમકે નિહિલિસ્ટ વસ્તુમાત્રને નકારતો નથી; તેનો નકાર સમાજના દંભોપૂરતો જ હોય છે. બાકી વ્યક્તિના માનવહક્કો તો એ સ્થાપિત કરવા માગે છે; એ બાબતમાં તે અસ્તિવાદી છે, નાસ્તિવાદી નહિ. શર્નીશેવ્સ્કીની નવલ 'વોટ ઇઝ ટુ બી ડન' કલાદષ્ટિએ ઊતરતી છે, પણ તેનાં નિહિલિસ્ટ પાત્રોમાં અમને અમારી મનોવૃત્તિનો ખરો ખ્યાલ આપવામાં આવેલો જણાશે.

૩

અમારા કવિ નેક્રાસોફે એક સ્થળે લખ્યું છે: "આ તો કડવા લાગે છે—ગરીબો પાસે ઘડાવાયેલા આ રોટલા તો કડવા છે." એવા રોટલા ખાવાની ઘણા રશિયન જુવાનો હવે ખરેખર ના પાડવા લાગ્યા હતા. ગુલામોના પરસેવામાથી પેદા થએલી પોતાના વડીલોની દોલત તેમને અળખામણી થઇ પડી હતી. એ ગુલામો પછી જૂની ઢબના 'સર્ફ' હોય કે નવી ઢબના કારખાનાંના મજૂરો હોય, પણ તેમની પાસે ઓછા દામે કરાવાયેલા વધુ કામનાં ફળ હવે જુવાન પેઢીને નાકબૂલ હતાં.

કારાકોઝોફ અને તેના સાથીતો સામેના તહોમતનામામાં જ્યારે એમ જાહેર થયું કે એ પૈસાપાત્ર માણસો ઓછામાં ઓછા ખર્ચે જીવતા હતા, વધારાનું બધું ધન સહકારી ધોરણ પર રચાયેલાં કારખાનાં વગેરેમાં રોકી તેઓ જાતે તેમાં કામ કરીને પોતાનું ગુજરાન ચલાવતા હતા, ત્યારે રશિયાભરમાં આશ્ચર્યનું મોજું ફરી વળ્યું હતું. ત્યાર પછી પાંચ વર્ષે તો દરેક જુવાન રશિયન એ

પ્રમાણે જ કરતો થઇ ગયો હતો. "લોકોમાં ભળો; લોકસમૂહ સાથે એક થાઓ" આવો જ જુવાનોનો મુદ્રાલેખ હતો. એ પ્રવૃત્તિમાં જોડાવા અમીરકુટુંબનાં અનેક પુત્રપુત્રીઓ બહાર પડ્યાં હતાં. તેઓમાંનાં જેઓ હજી ભણ્યાં નહોતાં તેમણે શાળાકૉલેજમાં જઈને પહેલાં પોતાની તૈયારી પાકી કરી લીધી અને ગામડાંમાં જ્ઞાનામૃત રેડવા નીકળી પડ્યાં. તેઓ માત્ર જ્ઞાન આપતાં નહિ, લેતાં પણ ખરાં. વધારે સારા સામાજિક જીવનની લોકોની ભાવના શું છે એ જાણવા પણ તેઓ મથતાં. એમાંનાં કોઇને સમાજની પુનર્ઘટના કે વિપ્લવનો ખાસ ખ્યાલ નહોતો. પ્રજાને વાંચતી-લખતી કરવી, જ્ઞાન તેમને સુલભ કરવું, જરૂર પડ્યે દાક્તરી કે એવી મદદ કરવી—આવા સમાજસેવાના આદર્શોથી તેઓ પ્રેરાયાં હતાં.

હું જ્યારે સ્વિટ્ઝર્લેંડથી પાછો આવ્યો ત્યારે મેં આ હિલચાલને પૂરબહારમાં ચાલતી જોઈ.

૧૩

# ચેકોવ્સ્કીનું મંડળ

**મા**રા મિત્રોને હું મળ્યો એટલે તેમની આગળ મેં ઘણા ઉત્સાહ અને આતુરતાથી આંતરરાષ્ટ્રીય કામદારમંડળ વિશેના મારા અનુભવો વર્ણવી સંભળાવ્યા. વિદ્યાપીઠમાં તો હવે મારા સમોવડિયા કોઈ રહ્યા નહોતા અને ત્યાં વિચારવંત સ્વતંત્ર જુવાનો ઝાઝા આવતા પણ નહિ: કેમકે તેવાઓને હવે સત્તાધારીઓ વિદ્યાપીઠ લગી પહોંચવા જ ન દેતા. તેઓમાંથી માત્ર એકની—દ્મિત્રી કેલનિટ્ઝની—સાથે મારું મન મળી ગયું હતું. વિદ્યાપીઠમાં બે વર્ષ ગાળ્યા પછી તે ગયા પ્રકરણમાં કહી તે પ્રકારની સમાજ-સેવાની પ્રવૃત્તિમાં ગુંથાયો હતો અને ભાષાંતરો પર ગુજારો કરતો હતો. તેનો હાથ હમેશાં તાણમાં જ રહેતો તેથી તે કોઈ વાર લખવાના કાગળ પણ મારી પાસે માગી જતો. તે જબરો મહેનતુ અને ખંતીલો હતો. કોઇ છોકરાનો અભ્યાસ આગળ વધારવા તેને શાળામાં દાખલ કરાવવો હોય તો સો કામ પડતાં મૂકીને, માઇલો સુધી તે ચાલતો જઈને, કેલનિટ્ઝ પહેલું કામ તે કરે. શક્તિ હોવા છતાં નેતા થવાની હોંશ તેને હતી નહિ, સેવક રહેવું જ તેને પસંદ હતું.

તેવામાં—૧૮૭૨માં—જે ચૈકોવ્સ્કીના મંડળ તરીકે ઓળખાતું અને જે ઇતિહાસમાં પણ એ નામે જ અમર રહી જવાનું છે, તે મંડળમાં મને દાખલ કરાવનાર કેલનિટ્ઝ જ હતો. હોંશિયાર, સમર્થ અને સાફદિલ યુવકયુવતીઓનું તે મંડળ હતું. આખા રશિયામાં તેના સભ્યો હતા. તે વખતે તો મંડળ બંધારણવાદીઓનું બનેલું હતું. તેની સ્થાપના એક બીજા છૂપા મંડળથી—નેચાઈએફવાળા ૧૮૬૯ના મંડળથી—અસંતોષ પામેલા નીતિપ્રેમીઓએ કરી હતી, કેમ કે નેચાઇએફ તો પ્રસંગ આવ્યે છેતરપીંડી કરીને પણ પોતાનું નેતાપદ સિદ્ધ કરવા ચૂકે નહિ, તેમાંનો હતો. અમારા મંડળમાં તેવું નહોતું. અમે વ્યક્તિની જાતકેળવણીના માર્ગે તેનો વિકાસ વધુ સારો થાય એમ માનતા. અમારી સઘળી પ્રવૃત્તિ પરસ્પરને માટે માનવૃત્તિથી જ પ્રેરાયેલી રહેતી. આ કારણે અમે આખા રશિયામાં પથરાયા હતા અને આગળ જતાં આપખુદી સામે અમે ધીરતાથી ટક્કર ઝીલી અને વિપ્લવવાદી હિલચાલમાં કંઇક ભાગ ભજવી શક્યા, તે આ એકદિલી અને શુદ્ધ સંગઠનને પ્રતાપે જ.

પણ હું જોડાયો ત્યારે તો મંડળની પ્રવૃત્તિમાં ખાસ વિપ્લવવાદ જેવું કંઇ નહોતું. જાતસુધારણાનું એ મંડળ હતું. એવું જ એ રહ્યું હોત તો મઠની જેમ જડ બની ગયું હોત, પણ તેના સભ્યો ઘણું સક્રિય કાર્ય કરતા તેથી તેવું કંઈ ન બન્યું. લાસાલ, માર્ક્સ અને રશિયન ઇતિહાસનાં પુસ્તકો તેમણે અંદર-અંદર તથા જિલ્લાઓના વિદ્યાર્થીઓમાં મફત અને મોટી સંખ્યામાં વહેંચવા માંડ્યાં. આમ કરતાં ધીમેધીમે, જે કાળબળ રશિયામાં પ્રવર્તતું હતું તેને પ્રતાપે તેમ જ કામદારપ્રવૃત્તિના વિકાસના જે સમાચારો પશ્ચિમ યુરપમાંથી અમને મળતા તેની પ્રેરણાને લીધે અમારું કાર્ય સમાજસત્તાવાદી ભાવનાઓના પ્રચાર તરફ ઝોક લેવા લાગ્યું. પ્રવૃત્તિ આમ ફેલાવા લાગી એટલે—૧૮૭૨ની વસંત-

ઋતુમાં, હું જોડાયો તે જ અરસામાં-વિદ્યાર્થીઓ અને કામદારો વચ્ચેની પાળ તૂટીઃ સેંટ પીટર્સબર્ગમાં તેઓ એકમેક સાથે ઘણી છૂટથી હળતામળતા થઈ ગયા.

રશિયન સરકારના ભયંકર ત્રાસથી બને તેટલું બચવા રશિયાનાં છૂપાં મંડળોમાં દીક્ષા આપવી, સોગંદ આપવા વગેરે ક્રિયાઓ હોય છે તેવું કશું અમારા મંડળમાં નહોતું. અમે પૂરા વિશ્વાસપાત્ર માણસને જ અમારામાં ભેળાવા દેતા ને તેમ કર્યા પહેલાં પૂરી નિખાલસતાથી તેનું ચારિત્ર ચર્ચી લેતા. અમારું મંડળ એટલે સામાન્ય કાવતરાંબાજો કરતાં નૈતિક દૃષ્ટિએ ઘણાં ઊંચાં સ્ત્રીપુરુષોનું જૂથ. તે કુટુંબસમાન સંસ્થાનો સભ્ય થવા બદલ આજે પણ હું મગરૂર છું.

## ૧૪

# લોકજાગૃતિની હિલચાલ અને તેની મુસીબતો

## ૧

હું જ્યારે ચૈકોવ્સ્કીના મંડળમાં જોડાયો ત્યારે મેં જોયું કે તેના સભ્યો પોતાની પ્રવૃત્તિને કઈ દિશામાં વાળવી તેની ઉગ્ર ચર્ચાઓ ચલાવતા હતા. તેમાં બે પક્ષ હતા. એક કહેતો કે અમારે શહેરોના કેળવાયેલા જુવાનોમાં જ સમાજવાદી ભાવનાઓ પ્રસારવી; બીજા પક્ષવાળાનો મત એવો હતો કે અમારે ગામડાંના ખેડૂતો અને શહેરોના કામદારોમાં જાગૃતિ આણવાની હિલચાલ ઉપાડવી જોઈએ. સેંટ પીટર્સબર્ગમાં અને જિલ્લાઓમાં અમારા

જેવાં મંડળોના સેંકડો સભ્યોમાં આ બે દષ્ટિબિંદુ ચર્ચાતાં: અને સર્વત્ર વ્યાપક લોકજાગૃતિના પક્ષને ફતેહ મળતી.

યુરપઅમેરિકાના મધ્યવર્ગોની જેમ જો અમારા જુવાનો સમાજવાદની અમૂર્ત ભાવનાઓને જ ભજતા હોત, દૂરના ભવિષ્યમાં સ્થપાનારા કોઈક સામ્યવાદી ધોરણના સમાજનાં સ્વપ્નાં એશઆરામ સેવતા હોત, તો જુદી વાત હતી. પણ રશિયન જુવાનોએ તો પોતાના જીવનમાંથી જ મૂડીવાદને ફારગતી આપી દીધી હતી. આમવર્ગના માણસોની જેમ તેઓ ઘણી જ સાદાઈથી રહેતા હતા. ટોલ્સ્ટૉયે જે ઉપદેશ યુદ્ધવાદ સામે આપ્યો હતો—કે દરેક માણસે યુદ્ધ સામે પોકાર કરવા છતાં લશ્કરી ગણવેશ ('યુનિફૉર્મ') પહેરવાને બદલે, ન તો એ પહેરવો કે નહિ હથિયાર ધારણ કરવાં જોઈએ—તેનું આચરણ અમે સૌ સમાજવાદ પરત્વે અમારા જીવનમાં કરતા હતા. અમારા હજારો જુવાન સમાજવાદીઓએ બાપીકી મિલકત પરના પોતાના બધા હકો જતા કરીને ઘરબાર છોડ્યાં હતાં. તેઓ ખેડૂતો અને મજૂરોમાં ભળીને તેમની જ માફક જીવનારા થઈ ગયા હતા. પહેલાં તો આ વ્યવસ્થિત હિલચાલ નહોતી; જ્યારે માનવીનો આત્મા અમુકઅમુક કાળાન્તરે અચાનક જાગ્રત થઈ જાય છે ત્યારે જેવી સામુદાયિક હિલચાલ પ્રજામાં પથરાવા લાગે છે, તેવીમાંની આ એક હતી. પણ હવે એ નાનાં-મોટાં મંડળો દ્વારા વ્યવસ્થિત થવા લાગી હતી. આ લોકગામી સંચલનને ઘણાઓએ પરદેશથી પ્રેરાયેલું કહ્યું છે: અને બેશક પરદેશી કાર્લ માર્ક્સના અનુયાયી બાકુનિન પાસેથી અને આંતરરાષ્ટ્રીય કામદારમંડળમાંથી અમે પ્રેરણા પામ્યા હતા, પણ એ પ્રેરણા મળ્યા પહેલાં પણ કેટલાક—૧૮૫૯માં ટર્જેનેફ ને ૧૮૬૬માં કારાકોઝોફ—આ સંચલનને આવતું જોયું હતું. તેની ભાવનાઓને ચેકોવ્સ્કીના મંડળમાં પ્રસારવા હું પણ મારાથી બનતું તે કરતો

હતો; પણ હું તો તે જુવાળમાં ખેંચાતો કામ કરતો હતો, જે કોઇ પણ વ્યક્તિગત પ્રયત્ન કરતાં અનંતગણો વધારે બળવાન હોય છે.

અમારી આપખુદ સરકારની સામે રાજકીય ચળવળ ઉપાડવાની વાતો અમે અલબત્ત વારંવાર કરતા હતા, કેમકે તેના અસહ્ય કરભાર હેઠળ ખેડૂતો ચગદાતા હતા,—મધ્ય રશિયામાં તો, સરકારે પોતે કબૂલ કરેલું તેમ, તેઓ છેક પાયમાલ થઇ ગયા હતા—તેના અમલદારોના જુલમો ને હેવાનિયત કેટલીક વાર તો માની પણ ન શકાય તેટલાં અસાધારણ હતાં અને અમારા મિત્રોનાં ઘર પર અડધી રાતે દરોડા પડતા તથા તેમને કોણ જાણે કયા અજાણ્યા સ્થળે—દેશના કોઈક દૂરદૂરના પ્રાંતમાં—લઇ જવાતા અમે જોતા હતા. પ્રજાની ઉત્તમોત્તમ બુદ્ધિશક્તિને કચરનારી ભયાનક સત્તાની સામે રાજકીય લડત ઉપાડવાના વિચારો અમને આવે એ અનિવાર્ય હતું. પણ એ ઉપાડવી કઇ રીતે ? એવી લડતના પાયા તરીકે દર્શાવી શકાય તેવું કોઈ પણ કાયદેસરનું કે અર્ધકાયદેસરનું કારણ હતું નહિ.

અમારા મોટા ભાઇઓને અમારી સમાજવાદી અભિલાષાઓની કશી પડી નહોતી અને અમે એ અભિલાષાઓને જતી કરી શકીએ તેમ નહોતા. અરે, અમારામાંના કેટલાકે તે જતી કરી હોત તો પણ એ નકામું હતું; કેમ કે રશિયાના યુવાનમાત્રને તે સમયમાં શકદાર આસામી ગણવામાં આવતો હતો. જે કોઇ યુવાન લોકશાસનમાં માનતો હોય કે જે યુવતી માધ્યમિક શાળામાં કેળવણી લેતી હોય, તે દરેક જણ રાજ્યપોલિસ અને તેના ઉપરી કેટકૉફની નજરમાં રાજ્યનાં દુશ્મનો હતાં. જે છોકરીએ વાળ ટૂંકા કરાવ્યા હોય કે ભૂરાં ચશ્માં પહેર્યાં હોય, અથવા તો જે વિદ્યાર્થીએ ઓવરકોટને બદલે સ્કૉચ 'પ્લેઇડ' પહેરી હોય, તે દરેકને રાજકીય દૃષ્ટિએ બિનભરોસાલાયક ગણવામાં આવતાં, કેમ કે તેવો પોશાક વગેરે નિહિલિસ્ટ સાદાઈ અને પ્રજાજીવતાનાં ચિહ્નો હતાં. કોઈ

પણ વિદ્યાર્થી પર સત્તાવાળાઓને સહેજે ખોટોસાચો શક આવ્યો એટલે તેઓ તેને અનિશ્ચિત મુદતને માટે યુરલના પ્રદેશોમાં ઘસડી જતા. એવા શકને આધારે એક વાર તો ખુદ ચૅકોવ્સ્કીને પણ પકડીને ચારછ માસ કેદખાનામાં રાખવામાં આવ્યો હતો. આને પરિણામે તેના રસાયણશાસ્ત્રના અભ્યાસમાં ખલેલ પહોંચી હતી. પણ અંતે તો તેને છોડી દેવો પડચો; કેમ કે યુરલપ્રદેશોમાં તેને ધકેલી શકાય તેવો કોઈ પુરાવો તેની સામે મળી શક્યો નહિ. પણ તેને કહેવામાં આવેલું: "જો તું ફરીથી અમારે હાથ પડ્યો તો યાદ રાખજે, ઠેઠ સાઇબીરિયા પહોંચાડી દઇશું તને." ખરું જોતાં, આ બાબતમાં અલેક્ઝાંડર ધ સેકંડની અમરંગી યોજના એવી હતી કે એ દૂરના વેરાન પ્રદેશમાં રશિયાનાં બધાં ય શક-પડતાં જુવાનોનું—દસથી વીસ હજારનું—શહેર વસાવી દેવું અને તેના ફરતી રાતદહાડાની ચોકી પડછંદ કોસેકોની મૂકી દેવી. આ ઘેલો ખ્યાલ તેણે છોડી દીધો તે એવી બીકના માર્યા જ, કે એવું શહેર કોઇક દહાડો રાજ્યસત્તાને બહુ ભારે પડી જવાનું જોખમ સામે ઊભું હતું.

૨

અમારા સભ્યોમાં એક અમલદાર હતા. દેશની પ્રાંતિક ઝેમ્સ્ત્વો[૧] દ્વારા લોકસેવા કરવાની મહેચ્છા ધરાવનારાઓમાંના એક તેઓ હતા. એ દિશામાં જીવનભર ભેખધારીઓ તરીકે, સમાજ-સેવાના મિશનરીઓ તરીકે, કામ કરવાની એ સૌની અભિલાષા હતી અને તે પૂરી કરવા માટે તેમણે મધ્ય રશિયાની આર્થિક સ્થિતિનો ચીવટથી સંગીન અભ્યાસ કર્યો હતો. કેટલાક વખત સુધી બીજાં ઘણાં જુવાન સ્ત્રીપુરુષો પણ આવી જ આશાઓ સેવતાં હતાં. પરંતુ તેમની આ બધી આશાઓ સરકારી રાજ્યતંત્ર જોડેના સીધા સમાગમમાં આવતાં વાર જ નાશ પામી હતી.

૧. જિલ્લાઓમાંની નાનીમોટી, સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ.

. રશિયાના અમુક પ્રાંતોને બહુ મર્યાદિત સ્વરૂપનું સ્વરાજ્ય–સ્થાનિક સ્વરાજ્ય–આપ્યા પછી તુરત જ સરકારે એવાં પગલાં લીધાં કે એ સુધારાઓમાં કશો અર્થ કે જીવન રહે. એ સ્થાનિક 'સ્વરાજ્ય' એવું થઈ ગયું હતું કે તેમાં ભાગ લેનારાઓ પાછા રાજ્યના જ–સરકારી–અધિકારીઓ તરીકે સ્થાનિક કરવેરા ઉઘરાવે અને સરકારની સ્થાનિક જરૂરિયાતો માટે તે વાપરે. શાળાઓ, અધ્યાપનમંદિરો, ગામસફાઇ કે શહેરસફાઈના પ્રશ્નો, ખેતીવાડીની સુધારણા, આવા સર્વે પ્રશ્નો વિશે ઝેમ્સ્ત્વો કંઈ પણ પોતાની સ્વતંત્ર મતિથી કરવા જાય કે તુરત જ મધ્યસ્થ સરકાર તેના પ્રત્યે શકની નજરે જોવા માંડે, તેની ભણી શત્રુવટ પણ દેખાડે અને તેનું વાજિંત્ર 'મોસ્કો ગેઝેટ' તે સંસ્થાને વગોવવામાં કંઇ બાકી ન રાખે. એ છાપું ઝેમ્સ્ત્વોના દરેક નિર્દોષ અને કાયદેસરના પગલાને પણ જુદાઇવેડા[1] 'રાજ્યતંત્રના પેટામાં રાજ્યતંત્ર' ઊભું કરવાની બાજી અથવા તો ઝારની આપખુદ સત્તા સામેના બળવા તરીકે ઓળખાવીને એ સંસ્થાને વગોવવા માંડે.

સરકારી અને અમલદારી જોહાકીના આવા કેટલાક દાખલા તો એટલા ગંભીર છે કે યુરપઅમેરિકાના સ્વતંત્ર લોકશાસનાત્મક વાતાવરણમાં ઊછરેલાં માણસોના માનવામાં પણ ન આવે. એક-બે ઉદાહરણ લઈએ. જે હક ઝેમ્સ્ત્વોને કાયદાથી મળેલા હતા તે સંબંધમાં એક ઘણી જ વિનયી અને વફાદારીભરી અરજી એક ઝેમ્સ્ત્વોએ ઝારને કર્યાના બદલામાં, તેના સભ્યોમાંના જેઓ કંઇક વધુ મોભાદાર જેવા હતા તેમને ચેતવણી મળી કે આવું તેવું કંઈ તમારે કરવું નહિ. તમારે સ્વદેશખાતાના મંત્રીના તાબેદાર તરીકે જ ઝેમ્સ્ત્વોના સભ્ય રહેવાનું છે; અને બીજાઓને એટલે કે, એ

1 separatism.

સંસ્થાના નોકરો–શિક્ષકો, દાક્તરો વગેરે જેવાને–તો ચોવીસ કલાકની અંદર જ દેશપાર કરી દેવામાં આવ્યા હતા.

એક બીજો દાખલો—હજી ગયે વર્ષે જ (૧૮૯૮માં) બનેલો: શિક્ષણકાર્યમાં રસ લેનારી એક જમીનદારની પત્નીએ પોતાના જન્મદિવસના સમારંભમાં સાતઆઠ શિક્ષકોને નોતરેલા. આ વાત જાણીને સ્થાનિક અધિકારીઓની આંખ ફરી. શિક્ષકોથી એક સ્થળે ભેગા થવાય જ કેમ? ત્યાં એમણે રાજ્ય સામે કાવતરાં નહિ કર્યાં હોય તેની શી ખાતરી? એ લોકો પેલાં સન્નારી પાસે શિક્ષકોનાં નામ માગવા ગયા ત્યારે એમણે તો એ આપવાની ના પાડી; પણ એમની જગ્યાએ કોઇ ગરીબ માણસ હોત તો તેને તથા શિક્ષકોને યુરલપ્રાંતોમાં ચોક્કસ ધકેલી દેવામાં આવત. આ તો એ પોતે બચી ગયાં અને શિક્ષકોને પણ બચાવી શક્યાં. આજે —ઝેમ્સ્ત્વો સ્થપાયા બાદ ૩૩ વર્ષે પણ—આ દશા છે. તો સિત્તેરના દસકામાં—આજથી વીસ વર્ષ પર—એ કેવી, આનાથી કેટલી વધારે ખરાબ, હશે એ સહેજે સમજી શકાય તેવું છે. એ પ્રકારની સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓને પાયા તરીકે ગણીને રાજકીય લડત ચલાવી જ કેમ શકાય?

ટામ્બોફવાળી જાગીર મને મારા પિતા તરફથી વારસામાં મળી ત્યારે ત્યાંની ઝેમ્સ્ત્વો મારફત શિક્ષણ, સહકારપ્રવૃત્તિ, સુધારેલી અજમાયશરૂપ ખેતીવાડી વગેરેના સંબંધમાં કંઇક કામ કરવું એવો મારો વિચાર હતો. પણ એક બાજુથી એ કામ કરવાની તેમ બીજી બાજુથી અમલદારોને હાથે પજવણી પામતા કોઈ ખેડૂતની પડખે ઊભા રહેવાની જરૂર પણ મારે પડે તેમ હતું. અને ટામ્બોફના મારા મિત્રોએ કહ્યું કે એવી બંને વાત અધિકારીઓ બનવા નહિ દે. મને સલાહ મળી તે જુદી તરેહની પદ્ધતિ અંગીકાર કરવાની. મારે ધર્મપ્રચારક તરીકે ગામડાંમાં એવા બીજા પ્રચારકો સાથે જવું અને ત્યાં ધર્મપ્રચારને બદલે—ધર્મ શીખવવાને નિમિત્તે—

રાજ્યના જુલમો સામેનું પ્રચારકામ કરવું. આના જવાબમાં મેં જણાવેલું કે હું જોન વિક્લિફ અને તેના લૉલર્ડ્ઝ-પંથીઓની એ રીત સ્વીકારી શકું તેમ નથી. પણ એટલું તો ખરું કે એ પ્રકારની પ્રચારપદ્ધતિ હવે રશિયન ખેડૂતોએ સ્વીકારવા માંડી છે, શાંતિપ્રિય દુખોબોર લોકો પર વર્તાવાયેલા ત્રાસને પરિણામે, તથા રશિયાના જૂનવાણી ધર્મના મઠોમાં કેળવવા માટે બાળકોનાં અપહરણ કરાયાં છે તેને પરિણામે, એ સર્વ સામે બંડ ઉઠાવવાને લૉલર્ડ્ઝ જેવી મંડળીઓ રશિયામાં સ્થાપી થઇ છે.

૩

રશિયા માટેના રીતસરના બંધારણ માટે ચળવળ ઉઠાવવાનો પ્રશ્ન અમારી ચર્ચાઓમાં વારંવાર આગળ આવતો હોવાથી મેં એક વાર એવી દરખાસ્ત કરી કે અમારે તે ગંભીરપણે ઉપાડવો તથા તે માટેની પ્રવૃત્તિની યોજના પણ તૈયાર કરીને અમલમાં મૂકવા માંડવી. મારો મત તો હમેશાં એવો જ હતો કે મંડળ કંઇ પણ ઠરાવ સર્વાનુમતે કરે એટલે પછી દરેક સભ્યે પોતાની અંગત લાગણીને બાજુ પર રાખીને પોતાની સર્વ શક્તિઓને કામ પાર પાડવામાં રોકવી. આ સઘળું ધ્યાનમાં રાખીને બંધારણ-પ્રવૃત્તિ વિશે મેં જે કંઇ તેમને કહ્યું તેનો સાર એ હતો, કે દેખાવને ખાતર હું તેમના મંડળથી જુદો થાઉં અને જે કંઇ સંબંધ રાખું તે માત્ર ચૈકોવ્સ્કી જેવા એકાદ જણની સાથે જ; બીજી બાજુથી રાજદરબારીઓમાંના ઘણા જેઓ મારા પરિચિતો હતા અને જેઓ પણ હાલની રાજ્યનીતિના વધુઓછે અંશે વિરોધી હતા, તેમની સાથે ભળીને હું પ્રચારકામ સતતપણે ચાલુ રાખું; એ છેવટ જતાં લશ્કરના અફસરો સુધી પણ પહોંચાડવાનું. પ્રચારકામને પરિણામે જે વાતાવરણ તૈયાર થશે તે એક દહાડો અલેક્ઝાંડર ૨ સેકંડને ફરજ પાડશે કે તેણે રશિયાને રીતસરનું પ્રજાકીય

બંધારણ આપવું જ. સૂચના કર્યા પછી મેં એટલું પણ ઉમેર્યું કે મારી રાજીખુશીથી હું આવો માર્ગ ન લઉં, પણ જો તમે સૌ એવો નિર્ણય કરતા હો કે આ યોજના પરિણામે આપણને લાભદાયી છે અને તેને અમલમાં મૂકવી જ, તો હું તનમનથી તેને માટે કામ કરવા તૈયાર છું.

મંડળે તે દરખાસ્ત સ્વીકારી નહિ. અમે એકબીજાને સારી પેઠે પિછાનતા હતા તેથી મારા સાથીઓને લાગ્યું કે તે અમલમાં મૂકીએ તો હું મારી જાતને વફાદાર રહી નહિ જ શકું. મને પોતાને પણ હવે એમ લાગે છે કે એમનો અસ્વીકાર ઠીક જ હતો; કેમ કે એ પ્રકારના પ્રચારકામે મારી અંગત સુખશાંતિને હણી જ હોત અને અંગત જિંદગીની, વિશુદ્ધિ પણ હરાઈ હોત. પણ એ દરખાસ્તવાળા પ્રસંગ પછી છસાત વર્ષે જ્યારે મેં જોયું કે ભયત્રાસની નીતિ સ્વીકારનાર પ્રજાપક્ષની લડત ચલાવનાર અલેક્ઝાંડર ધ સેકંડની સાથે એક ભયંકર કલહમાં પડ્યા છે, ત્યારે મને શોક થયો કે દરબારીઓ અને લશ્કરને તૈયાર કરવાની ફરજ મારે બદલે બીજા કોઇકે પણ મારી સૂચનાના દિવસથી જ ઉઠાવી લીધી નહોતી. જો ઉઠાવી હોત, અમારી સમિતિના છૂપા કામની જોડેજોડે રાજમહેલમાં ને કદાચ આખા મહારાજ્યમાં પણ કંઈક એવું જ કામ થયું હોત તો કલહવેળા અનેકોનો કચ્ચરઘાણ વળ્યો તે ન વળત.

કેવળ રાજકીય લડતની આવશ્યક્તા આ પ્રમાણે ફરીફરીને અમારા મંડળમાં ચર્ચાતી હતી, પણ તેનું કંઈ પરિણામ આવતું નહિ. પૈસાદારો અમારી સામે હતા અથવા ઉદાસીન હતા, અને દમનનો ભોગ બનેલા જુવાનોના તીવ્ર અસંતોષની જ્વાળા જે ૭ વરસ પછી ભભૂકી નીકળી, તે હજી એટલી પ્રબળ થઇ નહોતી. અમે તો ઊલટા ૧૮૭૧–૭૮ દરમિયાન ઝારની રક્ષા કરવાના

મતના હતા અને દક્ષિણ રશિયામાંથી આવેલો એક માણસ તેનું ખૂન કરવાનો હતો તેને તેમ કરતો અટકાવેલો પણ. આમ કરવાનું કારણ સ્પષ્ટ હતું. અમે માનતા હતા કે આમવર્ગમાં એક વાર પૂરેપૂરી જાગૃતિ અમે કરતા હતા તેવા પ્રયાસો વડે આવી ગઇ, એટલે તેણે અને તેના અમીરઉમરાવોએ, ૧૭૮૯માં ફ્રાંસમાં બનેલું તેમ, પાર્લામેંટની રાષ્ટ્રસભા બોલાવીને દુઃખો દૂર કરવાં જ પડવાનાં. પણ અમારા મંડળબહારના જે છુટાછવાયા પ્રયાસો રાજકીય લડત માટે થતા હતા, તેના સૂત્રધારોને ઝાર અને તેના સાગ્રીતોમાં એવું પરિવર્તન થવાની આશા મુદ્દલ નહોતી. તેઓ તો કારાકાઝોફે કરેલો તેવાં ખુની હુમલા વિના આરો જ નથી એમ માનતા હતા. બીજી બાજુ, ઉપર કહ્યું તેમ, મહેલ કે મહારાજ્યમાં વાતાવરણ જમાવવાનું પ્રચારકામ પણ થએલું નહિ. પરિણામે હિંસાવાદીઓનો પ્રભાવ આગળ જતાં અમારી કાર્યવાહક સમિતિ પર પણ પડ્યો જ. દુઃખો અસહ્ય જ થયાં ત્યારે અમારામાંના પણ ઘણા જુવાનોને લડાઇનું રણશિંગું ફુંક્યા વિના ચાલ્યું નહિ.

## ૧૫

# સ્ટેપનિયાકઃ મંડળની વિશેષ પ્રવૃત્તિઓ

## ૧

**પ**કડાયા પહેલાંનાં જે બે વર્ષ મેં ચૅકોવ્સ્કીના મંડળ સાથે કામ કર્યું તેના ઊંડા સંસ્કાર મારી ત્યાર પછીની જિંદગી તથા વિચારસરણી પર પડ્યા. જિંદગીનાં એ બે વર્ષ સ્થૂલ તેમ જ માનસિક પ્રવૃત્તિથી ભરપૂર હતાં—એવી પ્રવૃત્તિ, જ્યારે શરીરનું રૂંવેરૂંવું સજીવતા અનુભવતું હોય છે અને જીવન જીવવાલાયક લાગે છે. એ દિવસોમાં હું જાણે એક કુટુંબમાં જ વસતો હતો— એવાં સ્ત્રીઓ ને પુરુષોનું કુટુંબ, જે એક સર્વસામાન્ય આશયની ગાંઠથી બંધાયેલાં હતાં. અમારા સૌના સંબંધો એટલા બધા વિશાળ-હૃદયી, નાજુક અને માયાળુ હતા કે અમારા મંડળનાં કોઈ પણ માણસોનાં મન ક્ષણવાર પણ ઊંચાં થયાં હોય તેવું મને યાદ નથી. રાજકીય ચળવળનો જેમને અનુભવ છે તેઓ મારા આ કથનનું મૂલ્ય આંકી શકશે અને તેની કદર કરી શકશે તેની મને ખાતરી છે.

મારી વિજ્ઞાનવિષયક કારકિર્દી તદ્દન છોડી દીધા પહેલાં મારે જ્યોગ્રાફિકલ સોસાયટીને માટે મારી ફિન્લૅંડની મુસાફરીનો વૃત્તાંત પૂરો કરી આપવો જોઈએ અને બીજું પણ કેટલુંક તે

સંસ્થા વતી માથે લીધેલું કામ પતાવી દેવું જોઈએ, એમ મને લાગતું હતું. મારા નવા મિત્રોએ પણ મને આ બાબતમાં ટેકો આપ્યો. એ કામો અધૂરાં મૂકવાં વાજબી નથી, એવો તેમનો પણ મત થયો. તેથી મેં મારાં ભૂગોળવિષયક તથા ભૂસ્તરશાસ્ત્રનાં પુસ્તકો પૂરાં કરવા માટે સતત કાર્ય કરવું ચાલુ રાખ્યું.

બીજી બાજુ અમારા મંડળની સભાઓ તો વારંવાર મળતી જ અને તેમાં હાજરી આપવાનું હું ચૂકતો નહિ. તે વેળા અમે સેંટ પીટર્સબર્ગના એક પરામાંના એક ઘરમાં મળતા. ઘર અમારા મંડળનાં એક સ્ત્રીસભ્ય સોફી પેરોવ્સ્કાયા, જે એક વખતે પાટનગરની ફૅશનેબલ અમીરી સમાજમાં મહાલનાર સન્નારી હતાં, તેમણે બનાવટી નામે અને કારીગરની બૈરી તરીકે ભાડે રાખેલું હતું. તેનો પિતા સેંટ પીટર્સબર્ગનો લશ્કરી ગવર્નર હતો. પણ તે પોતાની અત્યંત વહાલસોઈ માતાની સંમતિથી માધ્યમિક શાળામાં ભણી શકી હતી. તે સમયમાં જ તેણે કોર્નિલોફ નામે પૈસાદાર વેપારી કુટુંબની ત્રણ બહેનોની સાથે સમાજસેવાનું એક નાનકડું મંડળ શરૂ કર્યું હતું, જે પાછળથી અમારું સર્વનું મંડળ બન્યું. અમે સૌ તેને માનભાવે જોતા અને તે પણ હમેશાં અમને સસ્મિત સત્કારતી. તે બાલા સમી નિર્દોષ અને ઘણી ચપળ હતી. નૈતિક વિષયોમાં તે કંઇક સખત હતી, પણ પાદરીવેડા કરનારી નહોતી. ચારિત્રની બાબતમાં જરા પણ શિથિલ હોય તેવા માણસ ભણી તેને અણગમો જરૂર થતો, પણ એ અણગમો તે દર્શાવતી માત્ર એક સખત છતાં ઉદાર દૃષ્ટિપાત વડે—એવા દૃષ્ટિપાત જે પાપને નાપસંદ કરતો છતો એવી–પાપવાળી–પરિસ્થિતિ કેટલી માનવસહજ છે તે પણ ઉદારતાથી પારખી લેતો હોય. એવા કોઈકની વર્તણૂક વિશે બોલતાં તેણે "બૈરીઓનો માણસ" શબ્દો વાપરેલા, તે એવી રીતે અને એવા મુખભાવથી—પોતાના હાથમાંનું કામ અટકાવ્યા વિના—કે એ હમેશાં સદાકાળ મારી સ્મૃતિમાં કોતરાયેલા રહેશે.

પેરોવ્સ્કાયા આમવર્ગની જાગૃતિ અને ઉન્નતિ કરવામાં અંતઃકરણથી માનતી તેમ જ બળવાખોર પણ હતી—હૈયું પોલાદનું કરીને લડી જાણતી. તે ખેડૂતોને ચાહતી અને તેમના ઉદ્ધાર માટે પણ એવા બીજા કામ કરનારાઓની પેઠે તે એ લોકોમાં કાલ્પનિક સદ્‌ગુણો આરોપતી નહિ. તેઓ જેવા હોય તેવા જ તેમને ઓળખી લઈને તે આગળ વધતી. એક વાર તેણે મને કહેલું: "આપણે એક મહાભારત કાર્ય ઉપાડયું છે. એ પાર પાડયા પહેલાં તેમાં બે પેઢીનાં માણસો કદાચ ખપી જશે, પણ એ રીતે યે એ પૂરું કર્યે જ છૂટકો." અમારા મંડળમાંની એક પણ સ્ત્રીએ ફાંસીને માંચડે મળનાર મોતના વિચારે પાછી પાની ન જ કરી હોત; ઊલટું, એવા પ્રસંગે મૃત્યુ સાથે નજરેનજર મિલાવી તેણે સ્વાર્પણ કર્યું હોત. પણ અમારા પ્રચારકામને એ તબક્કે તેમનામાંની કોઈને પણ તેવા ફેંસલાનો વિચાર કરવો પડે તેમ નહોતું. પણ પાછળથી એ વખત આવ્યો જ. તે વખતે પેરોવ્સ્કાયાએ ફાંસીએ જતાં પહેલાં પોતાની માતાને લખેલો પત્ર એ જગતમાં સ્ત્રીહૃદયના સર્વશ્રેષ્ઠ પ્રેમાળ ઉદ્‌ગારોમાંના કેટલાકથી ભરેલો છે.

૨

અમારા મંડળમાં એક બીજો સૌ કોઈની સાથે હળી ગએલો પુરુષ પણ હતો—સર્ગેઈ ક્રાવ્ચીન્સ્કી. તે ઈંગ્લંડ અને યુનાઇટેડ સ્ટેટ્સમાં સ્ટેપનિયાકના નામથી વધારે જાણીતો છે. અમે ઘણી વાર તેને 'બચુ' ('ષ બેબી') કહીને પણ સંબોધતા, કેમ કે પોતાની સલામતી માટે તેને તલભાર પણ દરકાર નહોતી. તેની આ મનોવૃત્તિ સંપૂર્ણ અભયમાંથી જન્મેલી હતી. મને લાગે છે કે જેની પાછળ રાતદહાડો પોલિસ ભમતી હોય—તેને શોધી કાઢવા મથતી હોય—તેવા માણસ માટે એ વૃત્તિવાળા હોવું એ સૌથી સારું છે. મંડળમાં જોડાયા પછી થોડે જ વખતે કામદારોના લત્તામાં તેના

ખ્રિસ્તી નામ સર્ગેઇથી કામ કરવા માટે તે જાણીતો થયો ને તેથી પોલિસ તેની શોધમાં બહુ રહેતી. એ બધું છતાં, સંતાતો ફરવાની કશી સાવધાની તે રાખતોજ નહિ. એક વાર તો, સભામાં આવતાં મોડું થઇ ગયું તેથી ભરરસ્તે દોટ મૂકીને તે દોડેલો. આમ કરવા માટે અમે તેને ઠપકો આપ્યો; કેમ કે સાધારણ ચોર તરીકે એ તુરત પકડાઈ ગયો હોત. પણ સર્ગેઇને પંડનો વિચાર આવે જ નહિ—જો કે, બીજાંની સલામતીનો સવાલ હોય ત્યારે તે ખૂબ જ સંભાળથી વર્તતો—એવી સંભાળ, જેવી અમારામાંના બીજા ઘણાએ રાખી હોત એમ હું ઇચ્છું છું.

મારે સ્ટેપનિયાકનો ગાઢ પરિચય એક જરા અસામાન્ય સંજોગોમાં થયો હતો. લિવિંગસ્ટન વિશેની તેના સાથી સ્ટેનલીની અંગ્રેજી ચોપડીનાં એક સાથે સોળ પાનાં એક જ રાતમાં રશિયનમાં કરી નાખી મંડળ તરફથી છપાતી એ ચોપડી માટે છાપખાનામાં આપવાનાં મારે ભાગે આવતાં, ને તે કામમાં મદદનીશની મેં માગણી કરતાં, તે તૈયાર થયો તથા કામ કરતો રાતોરાત મારી સાથે જાગ્યો હતો. અમે બંનેએ, સવારના આઠ સુધીની મુદત અપાઇ હોવા છતાં, મળસ્કે ચાર વાગે તો કામ પતાવી પણ નાંખ્યું. સખત મહેનત કરનારાં માણસો મને ગમે છે અને આ દિવસથી સ્ટેપનિયાક તરફ મારું આકર્ષણ થવા લાગ્યું. સાચદિલી, નિખાલસતા, જુવાનીનું જોમ, સમજશક્તિ, ઉચ્ચતર બુદ્ધિમત્તા, સાદાઈ, હિંમત અને ખંતઃ આ સર્વ તેના ગુણોની મને વધુ ને વધુ પ્રતીતિ થતી ગઇ તેમતેમ મારા હૃદયમાં તેને માટે પ્રેમ પણ જાગ્યો. તેણે વાંચ્યુંવિચાર્યું પણ ઘણું હતું, ને તેણે ઉઠાવેલા વિપ્લવને લગતા કાર્યમાં અમારા બંનેના વિચારો સમાન હતા. મારાથી તે દશ વર્ષે નાનો હતો અને આગામી વિપ્લવમાં થનારાં તુમુલ યુદ્ધો અને આકરી કસોટીનો તેને કદાચ પૂરો ખ્યાલ નહિ હોય એમ મને લાગ્યું હતું. ગામડાંમાં તે પ્રચારકામ કરતો, તે

પણ સાવ હળવે હૈયે. એક વાર તો, ગાડું હાંકતા એક ખેડૂતને તેણે ઉપદેશ દેવા માંડેલો કે કર ભરવાની જરૂર નથી, ને બળવો ચંદરોઝમાં જાગશે ત્યારે તમે લોકો જમીનના સાચા માલિક બનશો. ખેડૂતે બિચારાએ આ સાંભળીને ઘોડાને ચાબુક મારી, ગાડું દોડવા માંડયું, ને તેની બાજુમાં સર્ઘેઈ તથા તેનો સાથી બેઉએ દોડતાદોડતા પોતાનું ખેડૂતોદ્ધારનું કામ ચાલુ જ રાખ્યું. બંને જણ જ્યારે છેક શ્વાસે ભરાઈ ગયા, ત્યારે જ તેમણે પેલાનો પીછો છોડેલો.

સર્ઘેઈએ કેટલોક વખત અમારાથી દૂર કઝાનમાં રહેવું પડેલું તે વખતે અમારા ખાનગી કાગળો એવી રીતે લખાતા કે અજાણ્યા વાંચનારને દરેક કાગળ ખેરખુશીનો કે ઘરસંસારી બાબતોનો જ લાગે; પણ તેના દરેક પાંચમા શબ્દને જુદો તારવીને વાંચો તો અમારી વિપ્લવપ્રવૃત્તિની વાર્તા તેમાંથી ઊગી આવે. પાછળથી સર્ઘેઈ કહેતો કે આ પદ્ધતિથી પોતાની બુદ્ધિ તથા કલ્પનાશક્તિને જે તાલીમ મળી તેણે તેની લેખનવૃત્તિને ઘણી ખીલવી હતી. માણસમાં બુદ્ધિ અને કાર્ય કરવાની વૃત્તિ હોય તો દરેક વસ્તુ તેના વિકાસમાં સહાયતા આપે જ છે.

કેટલોક વખત સર્ઘેઈ તથા તેના સાથી રોગાચોફે લાકડાં વહેરનાર કારીગરોના વેશમાં ગામડાંમાં ફરીને ઘણું તીવ્ર અને અસરકારક પ્રચારકામ કરેલું. ખેડૂતોના તેઓ ઘણા માનીતા થઈ પડ્યા હતા—તે એટલે સુધી કે તેમની ખાધાખોરાકીના પૈસા લેવા પણ તેઓ ના પાડતા. તેમના કાર્યની અસર ઘણી પ્રબળ થઈ ત્યારે તેઓ પકડાયા. તેમને તે પછી ખેડૂતરક્ષકોના હાથ નીચે ગામડામાંથી મુખ્ય પોલિસથાણા પર મોકલવામાં આવ્યા. રસ્તામાં એક ગામમાં રક્ષકો દારૂની ઉજાણી કરવામાં રોકાયા. કેદીઓને પણ પીવાની બોહોંસ કરવામાં આવી. તેમણે પોતાને

પીવો'તો એટલો જ—બહુ થોડોથોડો—પીધો. બીજા બધા બેભાન થયા એટલે એક જુવાન ખેડૂત આવીને તેમના કાનમાં ફૂંક મારી ગયો કે આગલું બારણું હું અળગું જ રાખીશ. આ સૂચનાનો લાભ લઈ, મોડી રાતે બેઉ નાસી છૂટયા, વીસ માઇલ સુધી દોડયા જ કર્યું, ને એક નાનું રેલવેસ્ટેશન આવ્યું ત્યાંથી મૉસ્કો ભણી પલાયન કરી ગયા.

સર્વેઈ પછી ત્યાં જ—મૉસ્કોમાં—વસ્યો. પાછળથી જ્યારે અમે બધા સેંટ પીટર્સબર્ગમાં પકડાયા ત્યારે, તેની આસપાસ મૉસ્કોમાં નીમેલા મંડળે, તેની તથા વોઇના રેલ્સ્કીની પ્રેરણા હેઠળ, અમારી હિલચાલનું કામ ચાલુ રાખ્યું. ખરું જોતાં, એ વખતે હિલચાલનું કેન્દ્ર જ મૉસ્કો બન્યું હતું.

૩

અમારા પ્રચારકામને અંગે શહેરો તેમ જ ગામડાંમાં ઠેકઠેકાણે પ્રચારકોની ટુકડીઓ જુદેજુદે રૂપે જમા થઇ ગઈ હતી. અમે લુહારોની કોઢો અને નાનાં ખેતીનાં મથકો ખોલ્યાં હતાં. તેમાં વધારે પૈસાદાર વર્ગના જુવાનો, પોતે શ્રમજીવી આમવર્ગની સાથે રાતદહાડો સમાગમમાં રહી શકે એ દષ્ટિએ, કામ કરતા હતા. મૉસ્કોમાં તો, સ્યુરિકના વિદ્યાપીઠમાં કેળવાયેલી ધનવાન કુટુંબોની કિશોરીઓએ માત્ર પોતાની અલગ સંસ્થા સ્થાપી હતી, એટલું જ નહિ પણ તેઓ રૂનાં કારખાનાંમાં પણ દાખલ થઇ હતી, રોજના ચૌદથી સોળ કલાક કામ કરતી, અને રશિયાનાં કારખાનાંમાં કામ કરનારી છોકરીઓ જે કંગાળ જીવન જીવે છે તે તેઓ એવી છોકરીઓ માટેની બરાખમાં રહીને જીવતી હતી. તે એક અદ્ભુત સંચલન હતું. તેમાં ઓછામાં ઓછાં બેથી ત્રણ હજાર માણસો સક્રિય ભાગ લેતાં હતાં અને બીજાં તેથી બે ત્રણગણાં બહારથી

સહાનુભાવકો તરીકે ટેકો આપતાં હતાં. એ જબરી ફોજના અર્ધાક ભાગ સાથે અમારું સેંટ પીટર્સબર્ગનું મંડળ નિયમિતપણે મીંડાળા અક્ષરો ('સાઇફર') દ્વારા પત્રવહેવાર ચલાવતું હતું.

જે લખાણોમાં સમાજવાદની સહેજ પણ ગંધ આવે તેને રશિયામાં છાપવાની ભારે મુશ્કેલી પડતી હોવાથી અમે થોડા જ વખતમાં પરદેશમાં અમારું છાપખાનું કાઢ્યું. ત્યાં અમારું ઘણું લખાણુ—પુસ્તકો, પત્રિકાઓ, વગેરે—છપાતું, છાની રીતે સ્વદેશમાં લવાતું, ચુપકીથી એવી જ છાની રીતે મોટી વખારોમાં સંઘરાતું અને ત્યાંથી પ્રજામાં સ્થાનિક મંડળો દ્વારા એવી જ રીતે એ ફેલાવાતું. આ બધું પાર પાડવા માટે એક સુવિશાળ સંસ્થાની જરૂર હતી, પ્રવાસ પણ ઘણો કરવો પડતો, તથા અમારા કાર્યકરો તેમ જ પુસ્તકભંડારોની પોલીસથી રક્ષા કરવા માટે બેશુમાર પત્રવહેવાર કરવો પડતો. મીંડાળા અક્ષરના એ પત્રો અમે પુરુષો પૂરતી ચોકસાઇથી નથી કરી શકતા એવી માન્યતાને આધારે અમારાં મંડળોનાં સ્ત્રીસભ્યો એ કામ ઘણે ભાગે માથે ઉઠાવી લેતાં.

અમારી સભાઓમાં પૂરેપૂરી દિલબરી પ્રવર્તતી. નેકદિલી પણ એટલી જ. ત્યાં પશ્ચિમ યુરપની સભાઓ જેવાં નાટકી ભાષણો નહોતાં ને નહોતા ત્યાંના વધુપડતા વિધિનિષેધો. વધુમાં વધુ અને જલદી કામો આટોપવાં એ જ અમારો નિશાનો હતો. ઘણી વાર અમે અમારું 'રાય'ની રોટલી, કાકડી, પનીર ને પીવી હોય તેટલી પુષ્કળ નરમ (બિનકડક) ચાનું ખાણું પણ સભામાં જ લેતાં. ખાણામાં અમે કરકસર કરતા, તે પૈસાને અભાવે નહિ. એમ તો પૈસા ઠીકઠીક અમને મળી રહેતા. પણ અમારાં પ્રચારકામને અંગે—છાપખાનાંનાં બિલો, પુસ્તકોની લાવ–લઇજા, પોલિસથી મિત્રોને સંતાડવા અને નવાં સાહસો ઉઠાવવાં: એ સર્વને અંગે—પૈસાની એટલી બધી જરૂર પડતી, કે ગમે તેટલા મળે તોય ઓછા પડે;

ને તેમાં ખર્ચ એટલું બધું કરવું પડતું કે અમારો આહાર સાદામાં સાદો રહે તો જ અમને પરવડે તેમ હતું.

સેંટ પીટર્સબર્ગના કામદારોના મિત્રો બની જતાં તો અમને વાર જ લાગી નહિ. અમારામાંના એક ઉત્તમ રીતે સુશિક્ષિત કાર્યકર સર્દુકોફે તો ત્યાંના ઇજનેરો સાથે પણ મૈત્રી કરી હતી અને અમારું સાહિત્ય તેમને વહેંચ્યું હતું. ઇજનેરો એ રીતે તો સમાજવાદી સાહિત્યના અચ્છા અભ્યાસી તથા તેની ભાવનાઓના પોષક હતા; પણ તેમણે અમારી બધી આશાઓ પૂરી નહિ. કામદારો સાથે ભળનાર ઉગ્ર પ્રચારકો તેઓ ન બની શક્યા. જીનીવાના ઘડિયાળી ધંધાદારીઓના 'નેતાઓ'ની માફક આ ઇજનેરોને પણ કામદારવર્ગ તરફ એક જાતનો તિરસ્કાર હતો. એ તો પાછળથી, જ્યારે તેમણે પોતે જ રશિયન આપખુદીનો કડવો જાતઅનુભવ —અને તે માત્ર સમાજવાદી **વિચારો** ધરાવવા બદલ—તુરંગમાં ત્રણ વર્ષ ગાળીને મેળવ્યો, ત્યારે જ તેઓ સમાજવાદના—વિશેષે કરી, રાજકીય વિપ્લવના—પ્રખર અવિરત પ્રચારકો બની શક્યા.

૪

મારું પોતાનું દિલ તો વણકરો તથા કપાસનાં કારખાનાંના મજૂરો તરફ સૌથી વધારે ઢળતું હતું. તે લોકોની વસ્તી સેંટ પીટર્સબર્ગમાં જ હજારોની હતી. શહેરમાં તેઓ શિયાળા દરમિયાન રહેતા અને ઉનાળામાં ગામડે ખેતી કરવા જતા. તેઓ આમ તો અર્ધા ખેડૂતો અને શહેરી કામદારો હતા, પણ રશિયન ગામડિયાની સામાજિક ભાવના તેમણે જાળવી રાખી હતી. અમારી હિલચાલ દાવાનલ પેરે તેમનામાં પ્રસરી. તેમનામાં તો એટલી જાગૃતિ આવી હતી કે અમે તેમના ઉત્સાહને મર્યાદિત ન કર્યો હોત તો અમારાં રહેઠાણે તેઓ એક સાથે જ સેંકડોની સંખ્યામાં ઊતરી પડત. તેઓ દસથી બારનાં જૂથમાં—'આર્ટેલ' કરીને તેને કહે

છે—વસતાઃ રહે ભેગા, ખાય પણ ભેગા. માસઆખરે દરેક જણ પોતાનો ખર્ચનો ભાગ ભરે. તેઓએ અમને તેવાં જ સુથારો અને કડિયાનાં 'આર્ટેલ'માં પ્રવેશ કરાવ્યો હતો. અમે કોઇ વાર તે લોકોની સાથે રાતો ને રાતો સામ્રાજ્યવાદનો બોધ આપવામાં ગાળતા અને કેટલીક વાર તેઓ પણ નાની મંડળીઓમાં અમારે ત્યાં આવીને લખતાવાંચતા તથા કામદારપ્રવૃત્તિઓ વિશેની વાતો સાંભળતા. અવારનવાર અમે તેમની સાથે તેમનાં ગામડાંમાં પણ બે'ક અઠવાડિયાં ગાળી આવતા ને ખેડૂતોમાં લગભગ ખુલ્લી રીતે અમારું પ્રચારકામ કરી આવતા.

અમારો પોશાક, અલબત્ત, તેમની વચ્ચે અમે કામ કરતા તેમના જેવો જ એટલે કે ખેડૂતનો અમે રાખતા. જાડું સુતરાઉ ખમીસ, ઊંચા મોટામોટા બૂટ અને ઉપર ઘેટાનું ચામડું: આવો તે પોશાક હતો. કોઈ વાર એવું યે બનતું કે કોઇ અમીરની મહેલાત કે ખુદ વિન્ટર પેલેસમાં સાંજનું ખાણું લીધા પછી તુરત જ મારે કામદારોના લતામાં જવાનું હોય ને તે વખતે મારો ભપકાદાર પોશાક કોઈક વિદ્યાર્થીને ત્યાં ઉતારી હું ઉપલાં ખેડૂતનાં કપડાં પહેરી લેતો અને ખેડૂતમિત્રો સાથે ટોળટપ્પા કરતો મારે કામે પહોંચી જતો. કેટલીક વાર મહેલ અને મહેલાતોમાં પણ લોકો-દ્વારની ડાહીડાહી વાતો થતી ને તેની મુશ્કેલીઓ પર પણ પ્રવચનો થતાં. એ બધા વિતંડાવાદનું ખરું રહસ્ય એ હતું કે વાતોડિયાઓ સ્વભોગ આપી, દલિતો સાથે ભેળાવા, તન તોડીને કામ કરવા તૈયાર નહોતા. એથી ઊલટું, અમે કાર્યકરો જ્યારે એ જ દલિતોની મધ્યમાં વિપ્લવની વાતો કરવા ઉપરાંત તેની આગામી વિટંબના-ઓનો ખ્યાલ આપતા ત્યારે પણ નિર્ભયપણે અમને અનુસરવાની તેમની તૈયારી સ્પષ્ટ દેખાતી. તે વખત આવ્યો ત્યારે વિટંબનાનો તેમણે ભારે બહાદુરીથી સામનો જ કર્યો.

## ૧૬

# ગિરફતારી અને કારાવાસ

## ૧

જે બે વર્ષની બીનાઓ હું હાલ વર્ણવી રહ્યો છું, તે દરમિયાન સેંટ પીટર્સબર્ગમાં તેમ જ જિલ્લાઓમાં ઘણાંને ગિરફતાર કરવામાં આવ્યાં હતાં. દરેક મહિનામાં અમારામાંથી કોઇ ને કોઈ તો ગુમ થતું જ. ૧૮૭૩ની આખર પાસે આવી તેમતેમ ગિરફતારીઓ વધતી ગઈ. તે વર્ષના નવેમ્બરમાં સેંટ પીટર્સબર્ગનાં પરાંમાં અમારાં જે મુખ્ય થાણાં હતાં તેમાંના એક પર પોલિસે દરોડો પાડ્યો. એ વખતે અમે પેરોવ્સ્કાયા તથા બીજા ત્રણ મિત્રો: એટલાંને ખોયાં. શહેરથી વધારે દૂર અમે એક નવું થાણું જમાવ્યું પણ તેને યે થોડા દિનમાં જ અમારે છોડવું પડ્યું. એ ભાગના કામદારો સાથેનો બધો સંબંધ અમારે તેવામાં મોકૂફ કરવો પડ્યો; કેમ કે પોલિસવાળા ઘણા સાવધાન બની ગયા હતા: કોઈ પણ વિદ્યાર્થી કામદારોના લત્તામાં દેખાય, તે બનાવ તેઓ તુરત જ નજરમાં રાખી લેતા. કામદારો પર પણ ચોકસાઇથી નજર રાખવા માટે તેમની વચ્ચે જ જાસુસો રાખવામાં આવ્યા હતા. દ્મિત્રિ કેલનિત્ઝ, સર્ગેઇ અને હું તો ખેડૂતના દિદાર ધારણ કરીને તેમ જ ઘેટાનાં ચામડાં ઓઢીને ફરતા એટલે સહેજે પરખાઇ આવતા નહિ અને

પોલિસની તકેદારી હેઠળના લત્તાઓમાં પણ જઈ આવી શકતા. અમારામાંના પહેલા બે તો કામદારોમાં અત્યંત માનીતા માણસો બન્યા હતા એટલે તેમને ઝડપવા તો પોલિસ ખૂબ જ આતુર હતી; અને જો તેમના મિત્રોમાંના કોઈકને ત્યાંના અધરાત-મધરાતના પોલિસદરોડા વખતે તેમનામાંથી કોઈ એ દરોડાવાળા ઘરમાં ભોગજોગે નજરે ચડી ગયો હોત તો તે જ પળે તેને કેદ કરી લેવામાં આવત.

૧૮૭૪ના જાન્યુઆરીના પહેલા દિવસોમાં વણકરોમાં અમારું જે પ્રચારકામ ચાલતું તેનું એક મજબૂત થાણું પણ અમે ખોયું. અમારા કેટલાક સારામાં સારા પ્રચારકો 'થર્ડ સેક્શન'ના ભેદી કેદખાનાના દરવાજા પાછળ અદૃશ્ય થઈ ગયા. અમારું મંડળ સાંકડું થતું ગયું અને અમારી સર્વસામાન્ય સભાઓ મેળવવાનું કાર્ય વધારે દુર્ઘટ બનતું ગયું. આ કારણે, અમે ભારે પ્રયત્નો કરીને પણ એવા નવા કાર્યકરો મેળવવાની તજવીજ કરી, જેઓ અમે પકડાયા પછી પણ કાર્ય ચાલુ રાખી શકે. ચેકોવ્સ્કી તો દક્ષિણ રશિયામાં હતા અને દૃમિત્રી તથા સર્ગેઈને તેમની ઇચ્છા વિરુદ્ધ—સખત અને તાકીદના હુકમો કરીકરીને, અમે સેંટ પીટર્સબર્ગ છોડવાની ફરજ પાડી. હવે મંડળનું કામકાજ ચાલુ રાખવા માટે અમે પાંચ કે છ જ જણ પાટનગરમાં રહ્યા હતા. મારી શોધોનો વૃત્તાંત જ્યોગ્રાફિકલ સોસાયટી પાસે રજૂ થઈ જાય કે તુરત જ રશિયાના નૈઋત્ય ખૂણાના પ્રદેશમાં જઈને, તે અરસામાં જ જે જમીનસુધારાના સંઘો—'લૅંડ લીગઝ'—આયર્લંડમાં ખૂબ સબળ બન્યા હતા, તેને મળતી પ્રવૃત્તિ અમારા દેશમાં પણ ઉપાડવાનો મારો વિચાર હતો.

બે મહિના પ્રમાણમાં શાંતિપૂર્વક પસાર થયા. પછી માર્ચની અધવચમાં અમને ખબર મળ્યા કે અમારી પ્રવૃત્તિમાં ભાગ લેનાર લગભગ બધા ઇજનેરો પકડાઈ ગયા હતા. કમનસીબે,

તેમની સાથે તેમની ઘણી ખાનગી હકીકતો જાણનાર એક માજી વિદ્યાર્થી નામે નિક્રોવિકિન પણ પકડાયો હતો. આ માણસ અમારે સૌને વિશે જે જાણતો હતો તે સત્તાવાળાઓને પહેલી જ તકે કહી દેવાનો ને એ રીતે છૂટી જવાનો, એવી અમારી ખાતરી હતી. તે દૃમિત્રી અને સર્ઘેઇને મંડળના સ્થાપકને, સર્ડુકોફને અને મને પણ પિછાનતો હતો. તેને જ્યારે અમારે વિશે દબાણથી સવાલો પૂછવામાં આવશે ત્યારે તે અમારાં નામઠામ ને કામ બધું જ કહી સંભળાવશે, એ વિશે પણ અમને શંકા નહોતી. થોડાક દિવસ પછી, વણકરોમાંના બે પકડાયા. એ બંને જણ ઘણા બિનભરોસેદાર માણસો હતા. પોતાના સાથીઓના કેટલાક પૈસા પણ તેમણે ઉચાપત કરેલા. તેઓ મને મારા ધારણ કરેલા નામથી—'બોરોડિન' તરીકે —ઓળખતા હતા. તેઓ બંને પણ, વણકરોની સભામાં બોલનાર ખેડૂતનો પોશાક પહેરેલા એ બોરોડિનને શોધી કાઢવામાં પોલિસને મદદ કરે તેમ હતા જ એ હું જાણતો હતો.

એક વધુ અઠવાડિયાના ગાળામાં તો મારા અને સર્ડુકોફ સિવાયના અમારા મંડળના બધા જ સભ્યો પોલિસના કબજામાં જઈ પડ્યા હતા.

હવે અમારે સેંટ પીટર્સબર્ગથી નાસી છૂટ્યા વિના બીજો આરો નહોતો. પણ એ તો અમારે કરવું જ નહોતું. અમારી સંસ્થાનું ભારે જોખમદારીઓથી ભરેલું કામ પાટનગર તેમ જ જિલ્લાઓમાં એટલું બધું પથરાએલું પડ્યું હતું, તે એટલું અટપટું અને કાળજી માગી લેનારું હતું, કે અમે તે માટે પાકો બંદોબસ્ત કર્યા વિના તેને છોડી શકીએ તેમ હતું જ નહિ. બંદોબસ્તના હેતુથી અમે બે નવા સભ્યો સ્વીકાર્યા અને તેમને અમારા કાર્યનાં વિવિધ સ્વરૂપોથી—સહાનુભાવકો જોડે અંગત મુલાકાતો, મીંડાળા અક્ષરનો ખાસ પત્રવહેવાર, સેંકડો સરનામાં જે લખીને અપાય તો જોખમમાં આવી પડીએ તેથી તેનું ગોખણુ, છૂપી રીતે પરદેશોથી

લવાતા સાહિત્યની આંટીઘુંટીઓઃ આ સર્વથી—માહિતગાર કરવા માંડ્યા.

આ સમયે અમારે પોતાને પણ સંતાતા ફરવાની અને જુદેજુદે નામે જુદેજુદે સ્થળે ફૂટી નીકળવાની જરૂર હતી. સર્ડુકોફ તેમ કરતો ય ખરો. મારાથી તેમ થાય તેવું નહોતું. મારે જ્યોગ્રાફિકલ સોસાયટીને નિવેદન કરવાનો હતો તે વૃત્તાંત હવે પૂરો થઇ ગયો હતો અને તે સંસ્થાની ટૂંક વખતમાં મળનારી સભામાં મારે તે વાંચવાનો હોવાથી સંતાતા ફરવું મારે માટે અશક્ય હતું. અધૂરામાં પુરું, એ સભા ઠરાવેલી તે જ દિવસે બે ભૂસ્તરશાસ્ત્રીય સંસ્થાઓની તાકીદની સભા હોવાથી, આ સભાને એક અઠવાડિયું આઘી ઠેલવામાં આવી એટલે તે આડે દહાડા મારે મારા ઘરમાં જ રહેવું પડે તેવો મોકો હતો.

આ દિવસો દરમિયાન અજાણ્યા આદમીઓ મારા ઘરની આસપાસ ભટકયા કરતા હતા. તેઓ મારી મુલાકાતે પણ કંઇ-કંઈ ચિત્રવિચિત્ર બહાનાં કાઢીને આવતા. તેવા એક જણને તો, તામ્બોફમાં આવેલી મારી ઝાડપાન વગરની જાગીરનું "ઝાડીઓનું જંગલ" ખરીદવું'તું. પેલા એમાંના એક વણકરને પણ મેં મારી શેરીમાં આથડતો જોયો. આ પરથી હું સમજ્યો કે મારા ઘર પર એક જાતની ચોકી રખાયા કરે છે. આમ છતાં મારે તો જાણે કઈ બન્યું જ ન હોય તેમ વર્તવાનું હતું; કેમ કે આવતા શુક્રની રાત્રે મારે જ્યોગ્રાફિકલ સોસાયટીની સભામાં હાજરી આપવાની હતી.

એ સભા આવી અને ગઇ. મારો વૃત્તાંત વંચાયા પછી, પુરાતન કાળમાં મધ્ય રશિયા લગી બરફના પગથાર વિસ્તરેલા હતા કે નહિ એ તેમાં ચર્ચાયેલા પ્રશ્ન વિશે મતભેદ તો ઘણો પડ્યો પણ મારાં સંશોધન—પગથાર હતા એવા મતનો હું

હતો ને તે મેં પ્રમાણપુરઃસર સિદ્ધ કરેલું—એટલાં મહત્ત્વનાં તો મનાયાં જ કે તે વિશે વધારે શોધ અને અભ્યાસ સંસ્થાએ માથે લેવાની સૂચના કરવામાં આવી. આ હેતુથી, મારા મનમાં જ્યારે એ વિચારો ઘોળાતા હતા કે મારી આજની રાત 'થર્ડ સેક્શન'ની દિવાલો પાછળ જ પડશે કે શું, ત્યારે સભામાંના મિત્રોએ મને સંસ્થાની ભૌતિક ભૂગોળના (ફિઝિકલ જ્યોગ્રાફીના) વિભાગનો પ્રમુખ નીમવાની દરખાસ્ત આણી હતી.

૨

ખરી રીતે તો, એ સાંજે ઘેર ન જવું એ જ સૌથી સારો રસ્તો હતો; પણ છેવટના થોડા દિવસોની હાડમારીથી હું થાકીને લોથ થઈ ગયો હતો ને તેથી ઘેર ગયો જ. એ રાતે તો પોલિસનો દરોડો પડ્યો નહિ. મારી પાસે મારા કામકાજને—સમાજવાદી પ્રચારકામને—લગતાં કાગળિયાં જે થોકનેથોક હતા તે મેં તે રાતે તપાસી કાઢ્યા. તેમાં કોઈને પણ જરા ય સંડોવે એવું જે કંઈ હતું તેના ચૂરા કર્યા. મારી બધી ચીજ-વસ્તુઓ બાંધી લીધી અને ચાલી નીકળવા માટે તૈયાર રહ્યો. મારા ઘરની છૂપી રીતે ચોકી થતી હતી એ તો હું જાણતો જ હતો, પણ મને આશા હતી કે મોડી રાત પહેલાં પોલિસવાળા મારી મુલાકાતે નહિ આવે ને ત્યાર પહેલાં એટલે કે અંધારું થતાંમાં તો હું છાનોમાનો ઘરમાંથી સરકી જઇશ. અંધારું થવા માંડ્યું ને હું નીકળી જવાની તૈયારીમાં હતો ત્યાં ઘરમાં કામ કરનારી છોકરીએ આવીને કહ્યું: "તમે પાછલે બારણેથી જાઓ તો વધુ સારું." તેના કહેવાનો અર્થ હું સમજ્યો અને તુરત જ એ બારણેથી ઘરની બહાર નીકળી ગયો. બારણા આગળ ઊભેલી બગીમાં હું કૂદી પડ્યો. હાંકનાર મને નેવ્સ્કી પ્રોસ્પેક્ટના ચોગાનવાળા ભાગ તરફ લઇ ગયો. પહેલાં તો મને લાગ્યું કે કોઇ પાછળ પડ્યું નથી તેથી

સલામત છું. પણ થોડી જ વારમાં મેં જોયું કે મારી પાછળ એક બીજી બગી ઝપાટાભેર દોડતી આવે છે. અમારો થોડો કોઇ કારણે ધીમો પડ્યો એટલે પેલી બગી અમારી આગળ નીકળી ગઇ.

એ બગી પડખેથી પસાર થઇ ત્યારે મેં ભારે અચંબા વચ્ચે જોયું કે પેલા પકડાયેલા બે વણકરોમાંનો એક તેમાં બેઠો છે ને તેની સામે કોઈ બીજો માણસ પણ છે. પસાર થતી વેળા વણકરે પોતાનો હાથ મારા તરફ એવી રીતે હલાવ્યો કે જાણે તે મને કંઈ કહેવા માગતો હોય. એ પરથી મેં વિચાર્યું કે "કદાચ તેને પોલિસપહેરામાંથી છૂટો કરવામાં આવ્યો હશે અને અમારી પ્રવૃત્તિ વિશે કે મારે પંડને વિશે કંઈ અગત્યની વાત તેને મારી સાથે કરવી હશે." આમ વિચારી મેં મારી બગી ઊભી રખાવી, પણ જેવી તે ઊભી તેવી જ સાથેના પેલા બીજા માણસે —તે ડીટેક્ટીવ હતો—મોટેથી બૂમ પાડી: "મિ. બોરોડિન, પ્રિન્સ ક્રોપોટકિન, હું તમને પરહેજ કરું છું." આટલું કહેતામાં જ તેણે, સેંટ પીટર્સબર્ગના ધોરી રસ્તાઓ પર ટોળાબંધ ફર્યા કરતા પોલિસસિપાઇઓને ઈસારત કરી અને તે જ પળે મારી બગીમાં તે કૂદી પડ્યો. પછી, સેંટ પીટર્સબર્ગની મહોરછાપવાળો કાગળ મને બતાવતો બોલ્યોઃ "ગવર્નરજનરલ પાસે ખુલાસો આપવા તમને લઈ જવાનો હુકમ મને મળ્યો છે." સામે થવું અશક્ય હતું—બે સિપાઇઓ તો અમારી લગોલગ આવી પહોંચ્યા પણ હતા—તેથી મેં મારા બગીવાળાને પાછો ફરવા અને ગવર્નરજનરલને બંગલે બગી લઇ જવા સૂચવ્યું. વણકર પોતાની બગીમાં અમારી પાછળ-પાછળ આવ્યો.

હવે મને સ્પષ્ટ સમજાયું કે પોલિસવાળા દસ દિવસ સુધી તો મને પકડતાં અચકાયા કર્યા હતા, કેમ કે વણકરો ને બીજા કામદારોમાં ભળનારો 'બોરોડિન' તે જ હું, તે વાતની તેમને ખાતરી નહોતી; પણ પેલા વણકરે મને સાદ કર્યો ને મેં તેને ઓળખી સાદનો જવાબ આપ્યો, તેથી તેમની બધી શંકાઓ ટળી હતી.

હું પકડાયા પછી અમારે સૌને કેટલા ય કલાક સરકારી વકીલને માટે ખોટી થવું પડ્યું. એ હોય છે તો શોભાનું પૂતળું જ, કેમ કે પોલિસખાતું તેનો ઉપયોગ માત્ર પોતાનાં કામકાજને કાયદેસર ચાલતું દેખાડવાના ઢોંગપૂરતો જ કરતા હોય છે. અમલદાર કયાં લગી નહોતો જડતો તે જડ્યો એટલે મને લઈ ગયા મારે ઘેર, અને ત્યાં ત્રણ કલાક સુધી મારાં કાગળિયાં ખૂબ કાળજીથી એ લોકોએ ફેંદ્યાં, પણ મારી કે કોઈની પણ વિરુદ્ધ વાપરી શકાય તેવો ટુકડો સરખો તેમને હાથ લાગ્યો નહિ.

મારે ઘેરથી મને લઇ ગયા 'થર્ડ સેક્શન'માં. આ સર્વ-શક્તિમાન સંસ્થાએ નિકોલસ ધ ફર્સ્ટના સમયથી આજ સુધી રશિયા પર રાજ્ય કર્યું છે. તેને "રાજ્યમાંનું રાજ્ય" કહેવામાં આવ્યું છે તે યોગ્ય જ છે. તેના બધા જ કાર્યકરો લશ્કરી માણસો છે. એ માણસો ઝાર અને પ્રાંતસૂબાઓથી માંડીને દરેક રશિયન અમલદાર કે પ્રજાજન પર ઝીણવટભરી તકેદારી રાખે છે. તેના અફસરો અને સિપાઇઓ પોતાની મોજમાં આવે તે માણસોના ઘર પર દરોડો પાડી શકે છે અથવા તો તેમને રશિયાના અગ્નિ-ખૂણાના પ્રદેશમાં કે સાઈબીરિયામાં ધકેલી શકે છે. આવા જુલમ હજારો માણસો પર તેમણે કરેલો. તેમની પર કોઈનો જ અંકુશ નથી—સ્વદેશખાતાના મંત્રીની સહી તેમના તૈયાર કરેલ હુકમો ને બીજા તુમારો પર મેળવાય છે, તે માત્ર એક જરૂરી વિધિ તરીકે. મંત્રી બિચારો તો જાણતો પણ નથી હોતો કે એ સંસ્થામાં શું કામ કોને હાથે થતું હોય છે. એ લોકો પર તેનો કશો અંકુશ જ નથી.

મારી તપાસ પરોઢના ચાર વાગે શરૂ થઇ. તે વખતે ખૂબ ગંભીરતાથી મને કહેવામાં આવ્યું: "ચાલુ રાજ્યતંત્રને ઊથલાવી પાડવાની નેમવાળા તથા નામદાર શહેનશાહની સામે કાવતરાં કરનાર ગુપ્તમંડળમાં જોડાએલા હોવાનો આરોપ તમારી પર મૂકવામાં આવે છે. તમે એ ગુનો કર્યો છે કે નહિ?"

"જ્યાં હું જાહેર રીતે બોલી શકું ત્યાં–અદાલતમાં–મને ઊભો કરવામાં નહિ આવે ત્યાં સુધી હું તમને કશા જવાબ આપવાનો નથી."

એ લોકોને મેં મારું વલણ આમ પહેલેથી જ બહુ સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું હોવા છતાં તેઓએ મને વારંવાર ચૈકોવ્સ્કી અને પોલાકોફ વિશે તથા અમારી હિલચાલ વિશે આડાઅવળા સવાલો પૂછીને મારી પાસેથી બાતમી મેળવવાનાં ઘણાં ફાંફાં માર્યા કર્યા; પણ મેં તે દરેક વખતે–બધું મળી કલાક સુધી–ઉપરની મતલબનો જ જવાબ, વધુ ટૂંકામાં, એમને આપ્યા કર્યો. વળી મેં એવો ખુલાસો પણ તેમને મોઢે જ કરી દીધો કે તમે જે માણસો વિશે પૂછો છો તેમને વિશે હું કંઇ પણ કહું તો તમે, એમનાં નામ મેં દીધેલાં એવું એમને કહી, અનેક રીતે એમને રંજાડો એ હું સમજું છું, ને તેથી કશા જવાબ નથી આપવાનો. તપાસ દરમિયાન–એમના સવાલોથી તેમ અંદરઅંદરની વાતચીતથી પણ–મારા જાણવામાં આવ્યું કે પેલા બે દ્રોહી વણકરો સિવાય સૌ કોઇ ઘણી સારી રીતે વર્ત્યા હતા—પૂરી વફાદારીથી. મારે વિશે એ વણકરોને જે કંઈ માહિતી હતી તે એટલી જ કે ડઝનેક કામદારોને હું બે વાર મળ્યો હતો; લશ્કરીઓને–'થર્ડ સેકશન 'વાળાઓને–અમારા મંડળ વિશે તો કશી ખબરખબર છે નહિ એમ પણ મને સમજાયું.

એક લશ્કરી અમલદાર, મને પૂરવાના હતા તે કોટડી પર મને લઈ જતો હતો તે, ત્યારે મને ભલાઈથી ચેતવવા લાગ્યો કે જવાબ આપવાની મેં ના પાડી એ હકીકતનો મારી વિરુદ્ધ ભયંકર ઉપયોગ થશે. મેં જવાબ આપ્યો કે ના પાડવાનો ને ખુલ્લી તપાસ જ મને માન્ય છે એમ કહેવાનો તો મને હક જ છે ને! એ બિચારો "હા—પણ તમે જાણો છો ને—" કહી ગૂંચવાતો અટકયો. પછી બોલ્યો: "આ કોટડી તમને બધી રીતે ફાવશે એવી

આશા રાખું છું. તમે પકડાયા ત્યારથી જ તેને સગડીગગડી વડે ગરમ રાખી છે."

ઓરડી બધી રીતે સગવડવાળી છે એમ મને જણાયું. હું તેમાં ઊંઘી ગયો ને ઘસઘસાટ ઊંઘ્યો.

સવારમાં મને એક જેન્ડાર્મે-લશ્કરી સિપાઈએ-આવીને જગાડ્યો. તે મારી ચા પણ લાવ્યો હતો. તેના પછી તુરત કોઈ બીજું તેની પાછળ આવ્યું ને પૂરી બેફિકરીથી મારા કાનમાં ગણગણી ગયું: "લ્યો આ કાગળપેન્સિલ. તમારે લખવો હોય તે કાગળ લખીને આપી દો." તેને હું નામથી તો જાણતો જ-અમારો એક હમદર્દી તે હતો--'થર્ડ સેક્શન'ના કેદીઓ સાથે અમારા પત્રોની—હું બહાર હતો ત્યારના—લાવ-લઇ જા કરનાર પુરુષ તે હતો.

હવે મેં ઓરડીની બધી બાજુથી એક પછી એક ઝડપબંધ આવતા ટકોરા સાંભળવા માંડ્યા. એ સાધન વડે કેદીઓ એક-બીજા સાથે વાતો કરતા હતા; પણ હું તો તુરતનો નવો જ આવેલ તેથી, મકાનની બધી બાજુએથી આવ્યા કરતા એ અવાજનો કશો અર્થ બેસાડી શક્યો નહિ.

૩

એ જ દિવસે મોડેથી મને ચાર પૈડાંની બગીમાં બેસાડીને સેંટ પીટર અને સેંટ પોલના કિલ્લાવાળા પ્રખ્યાત કેદખાનામાં લઈ જવામાં આવ્યો.

ત્યાં જવા માટે બગી જ્યારે પેલેસ બ્રિજ પરથી પસાર થતી હતી ત્યારે નીચેની સુંદર નદીનું દૃશ્ય હું રસપૂર્વક જોઈ રહ્યો. મેં તે એકીટશે અને કંઇકંઇ લાગણીઓ અનુભવતાં જોયું; કેમ કે કેટલાય વખત સુધી તે ફરીથી જોવા મળવાનું નથી એ હું જાણતો હતો.

સૂર્ય ત્યાં નદી પર અસ્ત પામતો હતો. પશ્ચિમમાં ફિન્લૅંડના અખાત પર ઘાડાં ભૂખરાં વાદળાં તોળાઇ રહ્યાં હતાં અને મારે

માથે આછાં હલકાં વાદળાં તરતાં હતાં, જેની વચ્ચેથી અહીંતહીં ભૂરા આકાશખંડ નજરે પડતા હતા. પછી બગી ડાબા હાથ તરફ વળી અને એક કમાનદાર અંધારા દરવાજામાં દાખલ થઈ. એ કિલ્લાનો જ દરવાજો હતો.

"મારે હવે અહીં બે'ક વરસ રહેવાનું થશે" મારી સાથેના લશ્કરી અમલદારને મેં કહ્યું.

"ના ના; એટલો બધો વખત શા માટે?" તેણે પોતાનું આટલા વખત લગીનું મૌન હવે તોડતાં કહ્યું: "તમારી બાબતને લગતી અવ્વલતપાસ લગભગ પૂરી થઇ છે. પખવાડિયામાં તો મુકદ્દમો અદાલત પાસે ચાલશે પણ ખરો."

"મારી બાબત અને બીના તો બહુ સાદી છે, પણ મને અદાલતમાં ઊભો કર્યા પહેલાં તમે રશિયાના બધા ય સમાજવાદીઓને પકડવાનો પ્રયત્ન કરશો. ને તે લોકો છે એટલા બધા, કે બે વર્ષે પણ તમે તેમને પકડતાં પરવારવાના નથી." આ બોલતી વખતે મને પૂરો ખ્યાલ નહોતો કે મારું બોલવું ભવિષ્યવાણી જેવું નીવડવાનું છે.

એટલામાં તો અમારી બગી એ કિલ્લાના સૌથી વડા લશ્કરી અમલદારના મકાન પાસે જઇને ઊભી. અમે ઊતર્યા અને તેના દિવાનખાનામાં દાખલ થયા. તે અમલદાર—જનરલ કોર્સાકોફ તેનું નામ હતું—એક પાતળો, બુઢ્ઢો અને ચીડિયો દેખાતો માણસ હતો. મારી સાથેના અમલદારે તેની સાથે કંઈ ધીમી ધુસપુસ કરી લીધી એટલે જનરલે તેની તરફ એક જાતના તિરસ્કારથી ભરેલી નજર નાખી, "બહુ સારું" કહ્યું. પછી તે મને નિહાળવા લાગ્યો. દેખીતું હતું કે તુરંગમાં એક વધુ આસામી દાખલ કરવાનો છે એ તેને જરા ય ગમતું નહોતું. તેને પોતાના કામથી કંઈક શરમ આવતી હોય તેમ પણ લાગ્યું. પણ તે જાણે એમ કહેતો હોય કે "હું તો રહ્યો સૈનિક. મારે ફરજ બજાવ્યે જ છૂટકો." એવું ય લાગતું હતું.

પછી તુરત જ અમે બગીમાં પાછા બેઠા. તે ચાલી અને જરા રહીને એક બીજા દરવાજા પાસે ઊભી. ત્યાં કયાં ય લગી ખોટી થવું પડ્યું. આખરે, શિપાઈઓની એક ટુકડીએ તેની અંદરથી જ આગળ આવીને તે દરવાજો ઉઘાડ્યો ત્યારે અમે તેમાં દાખલ થઈ શક્યા. અંદરની સાંકડી ગલીઓ એક પછી એક વટાવતા અમે એક ત્રીજા લોખંડી દરવાજા પાસે આવ્યા. તે ઉઘાડીને એક અંધારા કમાનદાર રસ્તામાં જવાતું હતું. એ રસ્તે થઈને અમે એક અંધારી ભેજવાળી કોટડીમાં પ્રવેશ કર્યો.

અહીં એક બીજા ઉપરીઅધિકારીએ, એક ચોપડીમાં, નવો કેદી મળ્યાની પહોંચ મારી સાથેના અમલદારને લખી આપી. હવે મારાં કપડાં બદલાવી નાખવામાં આવ્યાં. ત્યાંની ભેજભરી હવામાં મારે રેશમનું અંદર પહેરવાનું પહેરણ રાખવાની જરૂર હતી ને તે હું રાખતો હતો. પણ તે મારી મરજી વિરુદ્ધ કઢાવી નાંખી, મને લીલા ફલેનલનો ડ્રેસિંગ ગાઉન, માનવી પણ મુશ્કેલ એવી જાડાઈનાં ઊનનાં ગરમ મોજાં અને હોડી-ઘાટના પીળા સ્લિપર—આટલું પહેરવા માટે આપવામાં આવ્યું. ડ્રેસિંગ ગાઉનનો તો હું ધિક્કાર જ છું અને પેલાં મોજાંથી પણ ખૂબ કંટાળો આવેલો. પણ એ બધું મેં જેમતેમ પહેર્યું અને રેશમી પહેરણ કઢાવ્યા બદલ કેટલીક ધાંધલ પણ કરી મૂકી. આખરે મને એ પેલા બુઢ્ઢા જનરલના હુકમ અનુસાર પાછું આપવામાં આવ્યું ખરું.

પછી પાછું એક વધુ અંધારી ગલીમાં થઈને જવાનું હતું તેમાં અમે ગયા. અહીં હથિયારબંધ સંત્રીઓ પહેરો ભરતા હતા. આ ભાગની એક એકાંત કોટડીમાં મને પૂરવામાં આવ્યો. કોટડીમાં હું દાખલ થયો એટલે ઓકના લાકડાનો ભારે દરવાજો મારી પાછળ દેવાયો, તાળામાં એક ચાવી ફરવાનો અવાજ થયો અને તે આછેરા પ્રકાશવાળી ઓરડીમાં હું એકલો પડ્યો.

# વિભાગ પાંચમો : કિલ્લામાં; અને ત્યાંથી નાસભાગ

## ૧

## અંધારકોટડીમાં

### ૧

**આ** ત્યારે તે જ કિલ્લો જેમાં ગયા બે સૈકા દરમિયાન રશિયાનું કેટલું યે સાચું ખમીર નાશ પામ્યું છે અને જેનું નામ પણ સેંટ પીટર્સબર્ગમાં બીકભર્યે ધીમે સાદે ઉચ્ચારાય છે.

અહીં પીટર ધ ફર્સ્ટે પોતાના પુત્ર એલેક્સિસને યાતનાઓનો ભોગ બનાવી પોતાને જ હાથે ઠંડો કર્યો હતો; અહીં રાજકુમારી તરકનોવાને એક એવી સાંકડી કોટડીમાં પૂરવામાં આવેલી, જેમાં એક વખતે રેલનાં પાણી ભરાવાથી, પાણીથી બચવા માટે ઉંદરો તેના શરીર પર ચડી ગયા હતા; અહીં ગોઝારા મિનિક પોતાના દુશ્મનો પર ભયંકર જુલમ ગુજાર્યો હતો અને કેથરિન ધ સેકંડે, જેઓ તેના પતિના તેણે પોતે કરેલા વધની સામે પડ્યા, તેમને જીવતા દાટ્યા હતા. અને, પીટર ધ ફર્સ્ટના સમયથી શરૂ કરીને પૂરાં એકસો ને સિત્તેર વર્ષ લગી, વિન્ટર પેલેસના રાજમહેલની સંમુખ

અને નીવા નદીને તીરે જમાવેલા આ કાળમીંઢ પથ્થરોની તવારીખ એટલે ખૂનો અને યાતનાઓની, મનુષ્યો જીવતાં દટાયાની કે આસ્તેકદમ ચાલ્યા આવતા મોતના ભોગ બન્યાની અથવા તો તેની અંધારી ભેજભરી ગુહાઓની એકલતામાં પાગલ થઈ ગયાની તવારીખ.

વળી અહીં જ રશિયામાં પ્રજાસત્તાક રાજ્યતંત્રને, તથા ગુલામીના નાશનો ઝુંડો પહેલવહેલો ફરકાવનારા ડિસેંબ્રિસ્ટોને શહાદતના પહેલા અનુભવો મળ્યા હતા. આ રશિયન બેસ્ટીલમાં હજી ય તેમના અવશેષ હાથ લાગે ખરા. અહીં જ કવિઓ રાયલેયફ અને શેવચેન્કોને, ડૉસ્ટોયેવ્સ્કી, ચર્નીશેવ્સ્કી, પિસારેફ અને અમારા કેટલા ય સમકાલીન લેખકોને પૂરવામાં આવ્યા હતા. અહીં કારાકોઝોફને તેના પર ત્રાસ વર્તાવીવર્તાવીને અંતે લટકાવી દેવામાં આવ્યો હતો.

આ સર્વ તથા બીજા એવા કેટલા ય શહીદોની છાયામૂર્તિઓ મારી કલ્પના સમક્ષ ખડી થઈ; પણ મને સૌથી વધુ વિચારો આવતા હતા તે તો બાકુનિનના. એ વીરનરને એક ઑસ્ટ્રિયન કિલ્લામાં, ૧૮૪૮ પછી, બે વર્ષ લગી દિવાલ સાથે સાંકળ વતી જકડી રાખવામાં આવ્યો હતો. પછી નિકોલસ ધ સેકંડે તેને રશિયા આણ્યો અને આ કેદખાનામાં બીજાં ૭ વર્ષ રાખ્યો; છતાં તે મુદતની આખરે તે, એ 'લોખંડી ઝાર'ના મરણ પછી તેને છોડવામાં આવ્યો ત્યારે, પોતાના જે સાથીઓ છૂટા ફરતા હતા, તેમના કરતાં વધારે તાજો અને સ્ફૂર્તિમાન થઈને છૂટ્યો હતો. આ બધું સંભારીને હું વિચારવા લાગ્યો: "તે જેમ એ સઘળી દુર્દશાને પાર કરીને જીવતો રહ્યો તેમ મારે પણ જીવવું જ છે–હું અહીં જ ખતમ થઈ જવાનો નથી."

હવે, જેમાં મારે કોણ જાણે કેટલાં ય વર્ષ ગાળવાં પડવાનાં હતાં તે અંધારકોટડીની તપાસ મેં શરૂ કરી. તેમાં ખૂબ મજબૂત સળિયાવાળું પાંચ ફીટ જાડી દિવાલમાં કારેલું અને અતિશય

ઊંચું એક જ જાળિયું હતું. તેનાથી બારેક વાર દૂર ઊભો રહી તેની ભણી નજર નાખું ત્યારે કિલ્લાની બહારની દિવાલ દેખાતી; ને ડોક ઘણી ઊંચી તાણું ત્યારે દિવાલને માથે આકાશનો નાનો અમથો ટુકડો કળાતો. આ મકાન ખરી રીતે તોપો રાખવાના એ માળના બુરજનો એક ભાગ હતું: પેલું જાળિયું એટલે, તોપની નળી તેમાં ગોઠવીને ફોડવાનું બાકુ. કોટડીની જમીન મેં તપાસી તો જણાયું કે 'ફેલ્ટ'નું કપડું તેના પર જડવામાં આવ્યું છે; તે જ રીતે, ભીંતોને ચોડેલા કાગળની પાછળ કેનવાસ, લોઢાના તારનું ગૂંથણ, ફેલ્ટ, અને તેની પછી પથ્થરો—એવી રચના માલૂમ પડી.

કોટડીના આગલા ભાગમાં નાનું એકનું ટેબલ, તેવું જ સ્ટૂલ અને લોઢાનું બિછાનું હતું; ને પાછલા ભાગમાં હાથ ધોવાનું કુંડું હતું તથા એક બાજુએ નાની સાંકડી બારી, બહારથી બરાબર લોઢે જડેલી, તેમ જ તેવી જ સખત જાળીવાળું ને કાચના બારણાવાળું બાકોરું હતું. બારીમાંથી ખાણાનાં વાસણ પસાર કરાતાં અને બાકોરાનું નાનું ઢાંકણું અવારનવાર ઊંચકી, ત્યાં પહેરો ભરતો સંત્રી કેદીની બધી હિલચાલ પોતે ધારે ત્યારે જોઈ શકતો. તેની સાથે વાતચીત કરવા મેં એક વાર પ્રયાસ કર્યો, પણ જવાબમાં પેલું ઢાંકણું સરકતુંક ને બંધ થયું. બે મિનિટ બાદ પાછું એ ઊંચકાયું અને સંત્રીની વધુ બિહામણી બનેલી આંખનો ડોળો તેમાંથી કળાયો. (ડોળા સિવાય બીજું કંઇ ભાગ્યે દેખાય તેવડું નાનું એ હતું.) આવી લીલા થોડી વાર ચાલી. પણ જવાબ મને કશો જ મળ્યો નહિ.

સંપૂર્ણ મૌન બધે પ્રવર્તતું હતું. મેં સ્ટૂલ ઊંચા જાળિયાની બાજુએ ઘસડ્યું અને આકાશના પેલા ટુકડાને તેમાંથી નીરખવા લાગ્યો. ત્યાં બેસીને, કિલ્લા બહારની નદી પરથી કે તેને સામે પારથી કંઈ યે અવાજ આવતો હોય તો તે સાંભળવા મેં કાન

શરવા કર્યા, પણ કશું ન સંભળાયું. આ મોત સમું મૌન મને પીડવા લાગ્યું. મેં ગાવા માંડયું–પહેલાં હળવેહળવે અને પછી તાણીને.

ગાયન મારા એક માનીતા સંગીતનાટકમાંથી હતું; પણ તે સંત્રીથી ખમાય શાનું? તેથી પહેલાં તો તેણે જાતે, અને પછી તુરંગના ઉપરીઅધિકારીને આણી તેની મારફત, મને રોકવા પ્રયત્ન કર્યો. બુઢ્ઢો અધિકારી બિચારો ભલો આદમી હતો. પણ તેણે ય એટલું તો કહ્યું જ કે ગાવું હોય તો ધીમેથી ગાઓ, નહિ તો અમારે તમારી સામે રિપોર્ટ કરવો પડશે. પણ ધીમું ગાવું અશક્ય જેવું હતું. થોડા દહાડામાં મારી ગાવાની વૃત્તિ જ ગુમ થઈ ગઈ. પણ એક નિશ્ચય તો મેં હવે કર્યો જ: મારી આસપાસના પ્રતિકૂળ વાતાવરણથી હતાશ થઈ જવું નહિ. તેથી, બે વર્ષ માટે હું શોધખોળ કરવા ઉત્તરધ્રુવ ગયો હોઉં ને ત્યાં એક ઝુંપડામાં વસતો હોઉં એવું મેં કલ્પ્યું. અને કસરત વિના શરીર બગડે નહિ માટે દિવસ ને રાત મળીને પાંચેક માઈલ થાય તેટલા આંટા એ લાંબી ઓરડીમાં ફરવાનું તથા સ્ટૂલને મુગદળ તરીકે ઉપયોગમાં લઇ ચોગરદમ ફેરવવાનું નક્કી કર્યું.

## ૨

મને તુરંગમાં આણ્યા પછી થોડે કલાકે મને જ્યૉર્જ લ્યુસ-કૃત ' ફિઝિયોલોજી 'નું રશિયન ભાષાંતર તથા બીજાં પુસ્તકો આણી આપવામાં આવ્યાં હતાં. મેં કાગળ કલમ અને શાહીની માગણી કરી પણ તે સ્વીકારાઈ નહિ; કેમકે ખુદ શહેનશાહની રજા વિના તે વસ્તુઓ કોઇ કેદીને અપાતી નથી. પણ મારા ભાઇ અલેક્ઝાંડરે કેટલીક લાગવગ પહોંચાડીને કલમ અને શાહી મને મેળવી આપી.

એક દહાડો મને ચાર પૈડાંની એક ગાડીમાં બેસાડીને " થર્ડ સેક્શન'માં લઈ ગયા હતા. ત્યાં બે લશ્કરી અમલદારોની હાજરીમાં અલેક્ઝાંડર જોડે મારી મુલાકાત કરાવવામાં આવી.

હું પશ્ચિમ યુરપમાંથી રશિયા પાછા ફર્યો કે તુરત અલેક્ઝાંડરે રશિયા છોડીને સ્વિટ્ઝર્લેંડની અંદર સ્યુરિકમાં નિવાસ કર્યો હતો. તે અતિશય નિખાલસ હતો અને કોઈ પણ પ્રકારનો અહંકાર કે છેતરપિંડી સહી શકતો નહિ તેથી, ઘણા રશિયન શાહેરીઓની જુલમને વશ રહેવાની તત્પરતાથી તથા અમારા ઘણા લેખકોની એ જુલમો પર ઢાંકપિછોડા કરીને જ લખવાની ટેવથી તે કંટાળ્યો હતો. વળી, તેનાં બે બાળકો–એક કૉલેરાથી, બીજું ક્ષયથી–થોડા થોડા દિવસને જ આંતરે મરી જવાથી, સેંટ પીટર્સબર્ગ તેને એવડું અળખામણું થયું હતું.

તેથી તે સ્યુરિક જઇ રહેલો. ત્યાં તે પોતાનો ફિલસૂફીનો અભ્યાસ એકાગ્રતાથી કરતો તથા સમાજવાદના સિદ્ધાંતોમાં પોતે માનનાર હોવાથી ઘણું સાદું કરકસરવાળું જીવન જીવતો.

હું પકડાયો છું એમ જાણતાં જ તે પોતાનું બધું કામકાજ દૂર મૂકી મને મારા તુરંગવાસ દરમિયાન બને તે બધી મદદ કરવા તે પાછો સેંટ પીટર્સબર્ગ આવી પહોંચ્યો હતો.

મુલાકાત વેળા અમો બંનેને ઘણી લાગણી થઇ હતી. મારો ભાઇ તો લશ્કરી સિપાઈઓના ભૂરા વેશને જ એટલો ધિક્કારતો હતો કે તેણે તેમની હાજરીમાં જ એ સ્વાતંત્ર્ય ભક્ષકો વિશેના પોતાના વિચારો બહુ ખુલ્લા દિલથી કહી નાંખ્યા. હું અલબત્ત તેને પાછો રશિયા આવેલો જોઈને તથા મળીને ઘણો રાજી થયો પણ તેના છૂટાપણાની સલામતી માટે મને હવે ભારે ચિંતા થવા લાગી. બીજી બાજુ, તેને પાછા સ્વિટ્ઝર્લેંડ જવાનું કહેવું નકામું હતું કેમકે હું કેદમાં હોઉં ત્યાં સુધી એ પીટર્સબર્ગમાંથી ખસે તેમ નહોતું. તેણે અમારી મુલાકાત પછી, ને નિષ્ક્રિય રહેવાથી હું તો મરવાનો એ પણ તે સમજતો હોવાથી, પાટનગરનાં વૈજ્ઞાનિક મંડળોમાં મને લખવાની અનુકૂળતા મળે માટે તેણે ખૂબ ધમાલ

મચાવી મૂકી અને આખરે સૂર્યાસ્ત લગી–બપોરના ત્રણ લગી, શિયાળામાં તો– લેખનસામગ્રી મને મળે તથા જ્યૉગ્રાફિકલ સોસાયટી માટેના મારા સંશોધનોવાળો રીપોર્ટ હું પૂરો કરી શકું, તેવી ગોઠવણ કરી આપી.

૨

## તુરંગમાં વાચનલેખન

ત્યારે—હવે તો હું મારું કામ કરી શકીશ!

મારું લેખનકાર્ય હું ફરીથી આગળ ચલાવી શકીશ, એમ જાણીને મારા મનને જે રાહત મળી તે ભાગ્યે જ વ્યક્ત થઇ શકે એવી હતી. મને જો માત્ર મારું કામ કરવાની છૂટ મળે તો કેવળ રોટલી અને પાણી પર તથા ગમે તેવી ભેજવાળી કોટડીમાં દિવસો ગુજારવાનું મેં સ્વીકાર્યું હોત.

પણ આખી તુરંગમાં હું એક જ કેદી એવો હતો જેને લેખન-સામગ્રી આપવામાં આવી હોય. મારા સાથીઓમાંના કેટલા ય ત્રણ વર્ષ કે તેથી વધુ ત્યાં રહ્યા છતાં સ્લેટ—જેની પર તેઓ ભાષા-શિક્ષણના પાઠ ભણતા કે ગણિતના પ્રશ્નો ઉકેલતા તે—સિવાય તેમને કશું અપાયું નહોતું. પણ એ કંટાળો આપતા એકાંતવાસમાં તેમને માટે તો સ્લેટ પણ સત્કારપાત્ર હતી.

મારું તુરંગજીવન—કસરતો અને કાર્ય, બંને—હવે વધારે નિયમિત બન્યું; કેમ કે એ જીવન પણ હવે—કામની છૂટ મળતાં—

અમુક કંઈક ઉદ્દેશવાળું બન્યું હતું. જ્યોગ્રાફિકલ સોસાયટી માટે હું જે રીપોર્ટ તૈયાર કરતો હતો તેમાં ફિન્લેંડમાંની મારી શોધખોળના વૃત્તાંત ઉપરાંત, યુરપમાં પ્રાચીનકાળમાં વિસ્તરેલા બરફપગથારને લગતા સિદ્ધાંતો અને અનુમાનોની ટૂંકી ચર્ચા પણ હતી. એ ચર્ચાને હવે મેં સારી રીતે વિસ્તૃત કરી; કેમ કે મને જોઈતાં પુષ્કળ પુસ્તકો પણ સોસાયટીના પુસ્તકાલયમાંથી મળતાં હોવાથી, તે સર્વમાં આ વિસ્તરણ માટે પૂરતી સામગ્રી મને મળેલી. રીપોર્ટ પૂરો થયો ત્યારે મોટા બે ગ્રંથ ભરાય તેવડો થયો હતો. તેમાંનો પહેલો સોસાયટીના સામયિકના અંક તરીકે પ્રગટ થયો હતો તથા બીજો (જે હું નાસી છૂટયો ત્યારે અધૂરો હતો ને 'થર્ડ સેકશન'ના અમલદારોના કબજામાં રહેલો, તે) મને ૧૮૯૫ની સાલમાં લંડનમાં સુપરત કરવામાં આવ્યો હતો.

શિયાળામાં સાંજના ત્રણ વાગે અને બીજી ઋતુમાં પાંચ વાગે મારી પાસેથી લખવાનાં સાધન રોજ પાછાં લેવાતાં. ત્યાર પછી જે નાનો દીવો આપવામાં આવતો તેને અજવાળે તે દિવસોમાં યુરપના મધ્યકાલીન તથા બીજા ઈતિહાસોના ગ્રંથ, આમવર્ગના જીવનની વખતેવખતે ઝાંખી કરાવતી 'લાઇવ્ઝ ઑફ ધ સેન્ટસ' તથા નાતાલને ટાંકણે હાસ્ય તેમ જ રુદન ઉપજાવતાં ડિકન્સનાં નવલો હું રસપૂર્વક વાંચતો.

૩

# એક ભારે ફટકો

૧

જે સૌથી નરસું હતું તે તો, મારી ચોપાસ સર્વત્ર ફેલાએલું કબરમાં હોય છે તેવું મૌન. દિવાલો પર મેં હાથ વડે ટકોરા મારી જોયા અને જમીનને કેટલીય વાર પગથી ઠોકી; પણ બધું ફોકટ હતું. એ રીતે એકબે નહિ, પંદરપંદર મહિના લગી મેં કર્યા કર્યું, પણ જવાબ જ ન મળ્યો. આ તુરંગની છૂટીછૂટી કોટડીઓમાં અમે તે વખતે માત્ર ૭ જણ હતા. મારા બીજા બધા સાથીઓને જુદા કેદખાનામાં રાખ્યા હતા. અસહ્ય મૌન તોડવા માટે મેં કેટલીક વાર પ્રયત્ન કરી જોયો. જે અફસર મને ફરવા લઈ જવા આવતો તેની સાથે અને દર સવારે મને 'ગૂડ મોર્નિંગ' કહેવા તથા તમાકુ કે કાગળ મારે ખરીદવાં હોય તો વેચવા તુરંગનો ઉપરીઅધિકારી આવતો ત્યારે તેની સાથે તે દિનની હવા વિશેની સાદામાં સાદી વાત કરું તો પણ એ લોકો તુરત જ, મારી કોટડીના ઉઘાડા બારણા પાછળ સંતાએલા માણસો બાજુ બીતાબીતા જોવા માંડતા. એ માણસો પણ અફસરો જ —'નોન-કમિશન્ડ ઑફિસર્સ'—હતા અને આ લોકોની પર જાસુસો તરીકે તેમને રાખવામાં આવેલા હતા. મારા રખેવાળો

તેમની તરફ ભયથી જોવા લાગતા તેનો અર્થ એ હતો કે "અમે તે તમને શી રીતે જવાબ દઈએ? આ જોયું ને? અમારી પાછળ જાસુસો રખાએલા છે." મારી જોડે વહેવાર રાખતાં બીતાં નહિ તે કબુતરો જ. એ સવારસાંજ મારી બારીની જાળી પાસે આવીને બેસતાં અને હું ત્યાં ખાવાનું નાખું તે ચપોચપ ખાઇ લેતાં.

અવાજ તો ત્યાં યંત્રીના ભારે ખૂટનો થતો એ જ. આ સિવાય તો જે કંઈ અવાજ ગણો તે, માત્ર મારું ખાણું મૂકવા માટે બાકોરાનું ઢાંકણું ઊઘડે–દેવાય તેનો તથા બહાર દેવળના ઘંટનો અવાજ પા–પા કલાકે થતો, એ જ હતો. રાત્રિના સૂનકારમાં તો એ ઘંટનો ધ્વનિ એવો ઘેરો બની જતો કે તે ભયાનક જ લાગે. કેદીને તે ભાન કરાવતો કે તારી જિંદગીના કલાકો, દિવસો, મહિના વહી જ જાય છે. કેદીના મનમાં પણ એ સાંભળતાં એમ જ થાય છે કે કોણ જાણે કેટલો ય કાળ આમ ને આમ વીતવાનો, જ્યાં સુધી મારા રખેવાળો–કે પછી, મોત–મને આ દશામાંથી છોડવશે નહિ ત્યાં સુધી.

રોજ સવારે મને ફરવા માટે તુરંગના આગલા નાના પંચ-ખૂણીઆ ચોગાનમાં લઈ જતા. તેની પાંચે બાજુએ સાંકડી પગથી બાંધેલી હતી અને વચ્ચોવચ્ચ એક નાનું હમામખાનું આવેલું હતું. ફરવાનું આટલામાં જ હતું, પણ એ મને ગમતું. આટલું યે બહાર નીકળવાનું મળતું, તથા મારી કોટડીની ચોવીસે કલાકની એક-તાનતા છોડીને અહીં આવવાથી, એક બાજુ દેવળની પાતળી ઊંચી સોનેરી ટોચ અને બીજી બાજુ ઉપરીનું ઘર જોવામાં આવતું, તેથી મારી આંખો અને મન જેવીતેવી પણ વિવિધતાનો લાભ પામતાં.

ઉપરીના એ ઘરમાંથી નીકળીને ચોગાનના દરવાજા તરફ જતી તેની દીકરીને હું કોઈકોઇ વાર જોતો. ચોગાનમાંથી બહાર નીકળવાનો એ એક જ દરવાજો હતો, તેથી ચોગાનમાંથી પસાર

થયા વિના તો તેનો છૂટકો નહોતો. પણ એ મારાથી જાણે બીતી હોય તેમ ઝટપટ નીચું જોઈને ચાલી જતી. એથી ઊલટું, તેનો નાનો ભાઈ એકએ વાર ત્યાંથી પસાર થએલો તે તો મારી સામે સીધી નજરે અને સમભાવથી જોતો. ચારપાંચ વર્ષ પછી તે પણ અફસર તો બનેલો જ, પણ ગુપ્તમંડળનો સભાસદ બનીને કેદીઓના કાગળપત્રની લાવ–લઈ–જા તેણે કરવા માંડેલી તેથી, તેને સાઇબીરિયામાં દેશનિકાલ કરવામાં આવ્યો હતો.

શિયાળામાં તો મારી કોટડીમાં દિવસે પણ અંધારું ઘણું રહેતું અને ભેજનો તો કંઈ પાર નહોતો. અતિશય ગરમીવાળી સગડીઓ જે અમને અપાતી તેની અસહ્ય ગરમી મારે ઓછી કરાવવી પડી. આથી વળી ભેજ વધ્યો. તેને પરિણામે મને સંધિવાની પીડા પણ ઘણી થઈ.

૨

એ બધાં વીતકો વેઠતોવેઠતો પણ હું આનંદી રહેતો હતો. મારું લખવાનું અને નકશા દોરવાનું કામ મેં બરાબર ચાલુ રાખ્યું હતું. નકશા માટે પેન્સિલ છોલવા ચપ્પુ કે એવું કંઈ મળેલું નહિ, તેથી ચોગાનમાંથી મેં એક કાચનો ટુકડો એ કામ માટે જેમતેમ કરતાં આણેલો, તે વાપરતો. અગાઉ કહી તે ગોઠવણ પ્રમાણે આંટા દેતો, હું રોજના પાંચ માઇલ કોટડીમાં જ ચાલતો અને કસરત પણ કરતો જ.

મારા દહાડા આમ પસાર થતા હતા તેવામાં મારા એ જેલજીવન પર ગમગીની ફરી વળીઃ મારો ભાઈ અલેકઝાંડર પકડાયો હતો.

૧૮૭૪ના ડિસેંબરની આખરે તો તેને તથા મારી બહેન હેલનને મારી મુલાકાતે આવવાની રજા મળેલી અને તે પ્રમાણે તેઓ આવ્યાં હતાં. આ મુલાકાતો બહુ લાંબે ગાળે થતી હોવાથી

અને થોડો જ સમય પહોંચતી હોવાથી, એ ચાલે તેટલી ઘડી કેદી તેમ જ તેનાં સગાં ઘણી ઉશ્કેરાએલી હાલતમાં હોય છે. એ વખતે આપણે આપણાં વહાલાંની ઘણાં નજીક હોવા છતાં ઘણાં દૂર હોઇએ છીએ, કેમ કે ત્રાહિતો દુશ્મનો અને જાસુસોની હાજરીમાં કંઇ પણ વાત દિલ ખોલીને થઈ શકતી નથી. ઉપરાંત, આ મુલાકાતવેળા તો મારાં ભાઇબહેન મારી તબિયત માટે ખૂબ ચિંતાતુર હતાં, કેમ કે શિયાળાના અંધારા ભેજભર્યા દિવસોએ તબિયત પર દેખાઈ આવે તેવી અસર કરવા માંડી હતી. અમે ભારે હૈયે છૂટાં પડ્યાં.

ત્યાર પછી એક અઠવાડિયે મારા ભાઇનો જે પત્ર આવવો જોઈએ તેને બદલે અમારા મિત્ર પોલાકોફનો પત્ર આવ્યો. તેમાં લખ્યું હતું કે હવેથી તમારી ચોપડી જે છપાય છે તેની સૂચનાઓ બધી મને જ મોકલવી; પ્રૂફ પણ હું જ જોઈશ. પત્રના ધ્વનિ પરથી હું તુરત સમજ્યો કે અલેકઝાંડરને જરૂર કંઇક નવુંજૂનું થયું છે. તે માંદો પડ્યો હોત તો તો પોલેકોફે એ વાત સ્પષ્ટતાથી લખી હોત. હવે મારા દિવસો અતિશય ચિંતામાં પસાર થવા લાગ્યા. કામ, કસરત, ફરવા જવાનું, બધાંમાંથી મારું મન ઊઠી ગયુ. સારો ય દહાડો હું કોટડીમાં આંટા દેતો મારા ભાઈની પરહેજી ક્યારે, શા માટે, કયા સંજોગોમાં થઈ હશે, તેની વહુ અને નવા દીકરાનું શું થયું હશે, તેની વિમાસણમાં ગાળવા લાગ્યો. પાછળથી જ્યારે મને બધી ખબર પડી ત્યારે જ મારા જાણવામાં આવ્યું કે, તેનો એક મિત્ર લાવ્રોફ લંડનમાં રશિયન સમાજવાદી પત્ર ચલાવતો હતો, તેને રશિયામાંના જુલમો વિશેનો જે પત્ર અલેક્ઝાંડરે લખેલો, તેને સત્તાવાળાઓએ ટપાલમાં જ આંતર્યો હતો; તેના ઘર પર પહેલાં મધરાતે દરોડો પાડી—તે વખતે એ લોકોએ તેના માંદા ક્ષયથી પીડાતા દીકરાને પણ બિછાનામાંથી ઉઠાવેલો—ત્રાસ આપ્યો હતો; તેણે એ લોકોના આંધળા જુલમો

સામે ત્યાં ને ત્યાં પોકાર ઉઠાવી સાફસાફ વાતો સંભળાવી હોવાથી, વેરના માર્યા અમલદારોએ માત્ર પેલા પત્રને જ કારણે તેને પકડયો હતો; તેના મરતા બાળકની છેલ્લી મુલાકાત પણ તેને કરવા દેવામાં આવી નહોતી; તેની જિંદગીનાં બાકીનાં બાર વર્ષ તેણે સાઇબીરિયામાં જ પૂરાં કરવાં પડયાં: અને નિર્દોષતા સાબીત કરવા અમારાં સગાંએ ઠેઠ ઝાર સુધી જે અરજીઓ કરી અને અંગત વગ પણ પહોંચાડી, તે બધી જ નકામી નીવડી હતી.

## ૪

## ટકોરાથી વાતચીત

### ૧

૧૮૭૪ના ઉનાળામાં જે અસંખ્ય ગિરફતારીઓ કરવામાં આવી, તથા અમારા મંડળના સભ્યોને પરહેજ કરવામાં પોલિસવાળાએ જે ગંભીર વલણ દાખવવા માંડયું, તેનાથી રશિયન જુવાનોમાં અસાધારણ ફેરફાર થવા લાગ્યો. ત્યાં સુધીની અમારી કાર્યપ્રણાલી એવી હતી કે અમુકઅમુક મજૂરોને અને આખરે ખેડૂતોને, સમાજવાદી પ્રચારકામ માટે તૈયાર કરવા. પણ હવે તો રાજ્યના જાસુસો દરેક કારખાનામાં પથરાઇ ગયા હતા અને તેથી તુરત જ અમારા કાર્યકરોને માલૂમ પડયું કે હવે સરકાર થોડા જ વખતમાં પ્રચારકો તથા મજૂરો સર્વને પકડીપકડીને સાઇબીરિયામાં મોકલી દેશે. આ કારણે, પ્રજાકીય લડતે નવું રૂપ ધર્યું. આજ સુધીમાં પ્રજાસેવકો જે કંઇ સાવચેતી રાખતા તે સઘળી હવે અળગી કરીને, સેંકડો જુવાન સ્ત્રીપુરુષો નાનાં શહેરો તથા ગામડાંમાં જઈ પહોંચ્યાં. ત્યાં તેમણે લગભગ ખુલ્લી રીતે સમાજવાદની

પત્રિકાઓ વહેંચવાનું, ગીતો ગાવાનું અને નિવેદનો પ્રચારવાનું કામ ચાલુ કરી દીધું. આ ઉનાળો એવી તો વગોળિયા જેવી પ્રવૃત્તિથી ભરેલો વીત્યો કે લોકો તેને 'ઘેલો ઉનાળો' નામે ઓળખતા હતા.

એ પ્રવૃત્તિએ 'થર્ડ સેક્શન'ના લશ્કરી અફસરોને પણ પાગલ બનાવ્યા. સેંકડો ક્રાન્તિકારોને પકડવા સારુ પૂરતાં માણસો તેમની પાસે નહોતાં; તેમ છતાં જીવ પર આવીને એ લોકોએ એ વખતે દોઢ હજાર પ્રચારકોને તો પકડ્યાં જ. તેમાંનાં અર્ધાને કેટલાં ય વર્ષ સુધી કેદખાને નાખી મૂકવામાં આવ્યાં હતાં.

ત્યાર પછી એક વર્ષે—૧૮૭૫ના ઉનાળામાં—એક દહાડો મારી પડખેની કોટડીમાંથી એડિવાળા બૂટનો અવાજ સંભળાયો, તેમજ એક સ્ત્રી પહેલાં મંત્રી સાથે ને પછી ગુસ્સે થએલા તુરંગના અધિકારી જોડે વાત કરે છે એમ પણ મને સ્પષ્ટતાથી સમજાયું. આ પરથી મેં જાણ્યું કે એક સ્ત્રી-કેદીને ત્યાં લાવવામાં આવી છે. તેના આવવાથી, જે સખત શિસ્ત પહેલાં પહેરેગીરોમાં હતી, તે પણ એકદમ ઓછી થએલી લાગી. એ દિવસથી, પંદર માસ લગી જે નીરવ હતી તે કિલ્લાની દિવાલો જાણે સજીવ બની. કોટડીની ચારે બાજુએથી પગો જમીન પર ઠોકવાના અવાજો આવવા લાગ્યા. ધીમેધીમે અવાજોનો અર્થ પણ મને સમજાવા લાગ્યો. મૂળાક્ષરની અક્ષરમાળામાં જે અક્ષરનું જેટલામું સ્થાન હોય, તેટલા ઠોકા તે અક્ષર માટે મારવામાં આવતા હતા એમ લાગ્યું. જેમકે, રશિયન મૂળાક્ષરમાં 'વી' ત્રીજો અક્ષર છે, તો તેને માટે ત્રણ ઠોકા પડે. આ રીતે, "તમે કોણ છો!—Kto ry"થી માંડીને ધીમેધીમે બધી અને પૂરી વાતચીત કેદીઓ એકબીજા સાથે કરવા લાગ્યા. તેને પરિણામે મને સમજાયું કે મારી નીચેની કોટડીમાં એક ખેડૂત—સમાજવાદી ભાષણ તેણે સાંભળેલું એટલો જ તેનો ગુનો હતો—તથા ડાબી બાજુની કોટડીમાં મારો મિત્ર સર્દુકોફ છે. રોજ હાલચાલનું જ જીવન ગાળવા

ટેવાએલો ખેડૂત તો ન તો એવી હાલચાલ અહીં કરી શકે, ન તો અમારી પેઠે વર્ષો લગી વાંચવાલખવાની પ્રવૃત્તિથી ટેવાએલો હોય. આને પરિણામે, તેનું મગજ ધીમેધીમે બગડતું ચાલ્યું છે એમ અમે તેની ટકોરા મારફત થતી વાત અસંબદ્ધ થવા લાગી તે પરથી અમે જોયું. એમ કરતાંકરતાં એ આખરે ગાંડો થઇ ગયો. આમ છતાં તેને લાંબો વખત ત્યાં જ રાખવામાં આવેલો. પાછળથી તેને પાગલખાનામાં લઈ ગયા—જ્યાંથી તે જીવતો બહાર નીકળ્યો જ નહિ.

સહુંકોઇને ચાર માસ કેદમાં સબડાવ્યા પછી સત્તાવાળાઓએ તેનો મુકર્દમો ચલાવ્યો. તેને પરિણામે તે છૂટયો. છૂટયા બાદ તુરત તેણે પિસ્તોલ ખાઈ જિંદગીનો અંત આણેલો.

એક દહાડો એક તદ્દન અણધાર્યો મુલાકાતી મારી પાસે આવ્યો—ઝારનો ભાઇ ગ્રાંડ ડયુક નિકોલસ. તેની સાથે મારે અંગત સંબંધ હતો તેથી કળવકળે, શરમાવી અને ફોસલાવી-પટાવીને એ કોઈ ને કોઈ જાતની કબૂલતો—મારી ક્રાંતિવિષયક પ્રવૃત્તિને લગતી કબૂલતો—કરાવવા એ મારી પાસે આવ્યો હતો એમ તેની થોડી જ વારની વાતચીત પરથી મેં જોઇ લીધું. પણ મેં તેને કશી જ મચક ન આપી—જો કે એક પળે તો, તેની મારફત, ઝારને કાને દેશની દુર્દશાની હકીકતો પહોંચાડવાનું મન મને થએલું; પણ બીજી જ પળે એ ખ્યાલ મેં કાઢી નાખ્યો. કેમકે તે કશું જ આ લોકોથી અજાણ્યું નહોતું. મેં અતડાઇથી અને જરૂર પડી ત્યારે તીખાશથી પણ જવાબો આપ્યા ને બિલકુલ જ બોલથી બંધાયો નહિ, તેથી એ ગુસ્સે થઈને ચાલ્યો ગયો. પાછળથી એવું બન્યું કે મને તુરંગમાંથી નસાડનાર માણસ આ ગ્રાંડ ડયુક જેવા જ અણસારવાળો હતો તેથી સિપાઈઓએ એવી વાત ચલાવેલી કે એ જ મને નસાડનાર હતો ને આ મુલાકાત નસાડવાના તર્કટને અંગે જ તેણે લીધેલી!

## ૫

# છૂટવાની યોજનાઓ : અંતે છૂટકારો

## ૧

બે વરસ વહી ગયાં હતાં. આટલા ગાળામાં મારા સાથીઓમાંના કેટલાક મરી ખૂટ્યા હતા અને કેટલાક ગાંડા થઈ ગયા હતા. આમ છતાં, કોઈ અદાલત સમક્ષ અમારો મુકર્દમો ચાલવા વિશે કંઇ પણ સંભળાતું નહોતું.

બીજા વરસની આખર પહેલાં તો મારી તબિયત લથડવા માંડી હતી. મને અશક્તિ વર્તાવા માંડી અને સાઇબીરિયામાં જ મને રક્તપિત્તનાં ચિહ્ન જણાવા માંડેલાં, તે રોગ હવે ધીમેધીમે વધતો લાગ્યો.

આખરે, ૧૮૭૬ના માર્ચ કે એપ્રિલમા અમને ખબર મળ્યા કે તમારા સૌ સંબંધી પ્રાથમિક તપાસ 'થર્ડ સેક્શને' પૂરી કરી છે. અમારા 'કેસો'ને એ સત્તાવાળાઓના હાથમાંથી લઇને હવે ન્યાયખાતાના સત્તાવાળાઓના હાથમાં મૂકવામાં આવ્યા હતા. આ ફેરફારને પરિણામે અમને સૌને કિલ્લામાંથી અદાલતની પડોશના અટક–ઘરમાં ('હાઉસ ઑફ ડીટેન્શન'માં) લઈ જવામાં આવ્યા.

અમારું નવું કેદખાનું ચાર માળનું નાનીનાની કોટડીઓવાળું મકાન હતું. દરેક કોટડીની બારી અંદરના ચોરસ ચોગાનમાં પડતી

હતી અને દરવાજે લોખંડી રવેશ પર ઊઘડતો હતો. દરેક માળના રવેશો એકબીજા સાથે લોખંડના દાદરાથી જોડાએલા હતા.

મારા સાથીઓમાંના ઘણાખરાને રહેઠાણના આ ફેરફારથી સારી રાહત મળી. કિલ્લા કરતાં અહીં જીવન કંઇક વધારે હતું ને વધારે છૂટવાળું હતું. પત્રવહેવારની અને સગાંને મળવાહળવાની તકો વધારે હતી. ભીંત પર આખો ય દહાડો સતત ટકોરા મારીને અમે લોકો વાત કરી શકતા. મેં આ રીતે મારા એક જુવાન પડોશીને 'પેરિસ કમ્યુન'ના બળવાનો સળંગ ઇતિહાસ એક અઠવાડિયા દરમિયાન કહી સંભળાવ્યો હતો.

પણ મારી તંદુરસ્તી તો બગડતી જ ચાલી. નવા કેદખાનાની ઓરડીઓ વધારે નાની હતી; જ્યારે ખૂબ ઠંડી હોય ત્યારે વરાળની નળીઓ વડે જે બનાવટી ગરમી તેમાં ઉત્પન્ન કરાતી તે એટલી બધી હતી કે સહેવાય નહિ; અને પહેલાં કરતાં હવે અમને ફરવા પણ બહુ ઓછું દેતાઃ આ બધાં કારણોને લીધે મારી શક્તિ દહાડે-દહાડે ઘટવા જ માંડી અને મારો ખોરાક ઓછો થઈ ગયો. દાદર ચડતાં પણ મારે કેટલી ય વાર બેસી જવું પડતું અને થાક ખાધા પછી જ વધુ ચઢી શકાતું. સિપાઈઓ પણ મારી દયા ખાતા અંદરઅંદર વાત કરતા કે આ કેદી હવે દુનિયામાં થોડા મહિનાનો જ મહેમાન છે. અને તુરંગનો દાક્તર તો એવો તુંડમિજાજી હતો— "રક્તપિત્તનું નામ પણ તમારે મારા કેદખાનામાં ન ઉચ્ચારવું" એમ તે કહેતો—કે તેને વિશે તો જેટલું ઓછું કહીએ તેટલું વધુ સારું.

મારાં સગાં મારી બગડતી હાલત જોઇને ગભરાયાં. મારી બહેને મારો જામીન પર છૂટકો કરાવવાની તજવીજ કરવા માંડી, તો તુરંગનો ઉપરી તેને વક્રોક્તિભર્યા સ્મિત સાથે કહેઃ "તારો ભાઈ દસ દહાડામાં મરી જાય એટલી બધી ખરાબ તેની

તબિયત છે એવું દાક્તરનું પ્રમાણપત્ર જો તું લઈ આવે તો તેને છોડું.” એ વખતે તો તે બિચારી આ સાંભળી ડૂસકાં ભરતી ખુરસી પર ફસડાઈ પડી. પણ પાછળથી તે એટલું તો કરી શકી કે એક ભલા લશ્કરી દાક્તરની સારવારનો લાભ મને મળે તેવો બંદોબસ્ત તેણે કરાવ્યો. આ દાક્તરની દરમિયાનગીરીથી મને ખુલ્લી હવા-વાળી લશ્કરી ઇસ્પિતાલમાં, સેંટ પીટર્સબર્ગને છેવાડે એ હતી ત્યાં, લઈ ગયા. ત્યાંની નાની તુરંગમાં મને રાખ્યો.

૨

ઇસ્પિતાલમાં હું ઝડપભેર સાજો થવા લાગ્યો. તેની તુરંગમાં મને ભોંયતળિયે, લશ્કરી પહેરેગીરની અડોઅડ જ, એક વિશાળ ખંડ આપવામાં આવ્યો હતો. ખંડની મોટી સળિયાવાળી બારી દક્ષિણમાં આવેલી હતી અને ઝાડોની બે હારવાળા જાહેર ચોકમાં પડતી હતી. ચોકની સામી બાજુના વિશાળ મેદાનમાં બસો સુતારો ટાઇફોઇડના દરદીઓ માટે લાકડાનાં નાનાં કામચલાઉ ઘર બાંધતા હતા. તે લોકો રોજ સાંજે કલાક જેટલો વખત એકસામટા પોતાનું વૃંદગીત ગાતા હતા. સુતારોનાં આવાં મોટાં કારખાનાંમાં ગાવાની રીત હોય છે. એક સંત્રી ચોકમાં એકથી બીજી બાજુ આંટા દીધા કરતો હતો. તેનું કોટડીખાનું ('બોક્સ') મારા ખંડની સામે જ હતું.

મારી બારી આખો દિવસ ખુલ્લી રાખવામાં આવતી હતી તેથી તેમાંથી આવતાં સૂર્યનાં કિરણોની ઉષ્મા જે કેટલા ય વખતથી મેં ખોઈ હતી તે હું બને તેટલી વધુ ઝીલતો હતો. મે મહિનાની ખુશનુમા હવા હું ઊંડા શ્વાસ ભરીભરીને લેતો હતો અને મારી તબિયત ઝડપથી–અતિશય ઝડપથી–સુધરતી જતી હતી. થોડા જ દિવસમાં હું હલકો ખોરાક પચાવી શકતો થયો, શરીરમાં શક્તિ

આવવા લાગી અને ફરીથી સ્ફૂર્તિ આવતી ગઇ તેમતેમ મારું કામ મેં પાછું ચાલુ કર્યું. મારા પુસ્તકનો બીજો ગ્રંથ તૈયાર કરવાનાં સાધન તો અહીં હતાં નહિ, તેથી મેં તેનો સારાંશ તૈયાર કરી રાખ્યો, જે પહેલા ગ્રંથમાં છપાયો હતો.

હું કિલ્લામાં હતો ત્યારે ત્યાંના મારા એક સાથીએ મને કહેલું કે ઇસ્પિતાલની તુરંગમાંથી નાસી છૂટવું સહેલું પડશે. આ નવી તુરંગમાં બદલી થયાના ખબર મેં મારા બહારના મિત્રોને પહોંચાડેલા, પણ ત્યાર પછી મારી ઉપરનો જાપતો વધુ સખત થયો તેથી નાસવું ઘણું મુશ્કેલ પડશે એમ લાગ્યું; પણ આખરે મુશ્કેલીનો ઉકેલ પણ સૂઝવા લાગ્યો.

એક દહાડો એક પહેરેગીર મારા કાનમાં ગણગણ્યો: "કહેજો કે 'મને ફરવા લઈ જાઓ.'" મેં તે માગણી કરી.' દાક્તરે તેને ટેકો આપ્યો. અને તે દિવસથી રોજ બપોરના ચાર વાગે, મને તુરંગના અંદરના ચોગાનમાં ફરવા લઈ જતા. ઇસ્પિતાલના દરદીઓ પહેરે છે તે લાંબો લીલો ઝભ્ભો ('ડ્રેસિંગ ગાઉન') મારે પહેરી જ રાખવાનો હતો, પણ મારા બૂટ, પાટલૂન અને કબજો મને રોજેરોજનાં આપવામાં આવતાં હતાં.

ફરવા ગયાનો પહેલો પ્રસંગ હું કદી પણ ભૂલીશ નહિ. મને જ્યારે બહાર લાવવામાં આવ્યો ત્યારે સામી નજર નાંખતાં મેં જોયું કે ચોગાન ત્રણસો'ક કદમની લંબાઈનું અને બસો કદમ કરતાં પણ વધુ પહોળું છે. તેની આખી ય સપાટી પર ઘાસ છવાએલું હતું. તેનો દરવાજો ખુલ્લો હતો અને તેમાંથી બહારનો જાહેર રસ્તો દેખાતો હતો. તેની પરથી પસાર થતા રાહદારીઓ દેખાતા હતા અને સામી બાજુએ વિશાળ ઇસ્પિતાલ આવેલી હતી. જ્યારે એ ચોગાન અને એ દરવાજો મેં જોયાં, ત્યારે ક્ષણવાર

તો આ બધું તુરંગને પગથિયે ઊભો રહીને જોઈ જ રહ્યો
—ત્યાંથી ખસી જ શક્યો નહિ.

ચોગાનને આ પાસને છેડે તુરંગનું સાંકડું મકાન—દોઢસોએક
કદમની લંબાઈનું—આવેલું હતું. મકાનને દરેક છેડે એકેકું સંત્રી-
ઘર હતું. તેમાંનો દરેક સંત્રી તુરંગમકાનના મોઢા આગળ ફર્યા
કરતો અને તેના ફરવાથી ઘાસમાં લાંબી કેડી પણ પડી ગઈ હતી.
મને આ કેડી પર ફરવાનું ફરમાવવામાં આવ્યું હતું: આ રીતે જ
મારે ફરવાનું હોવાથી, બેમાંના એકે સંત્રીથી હું કોઇ પણ વખતે
દશ કે પંદર ડગલાંથી વધુ જઈ શકું તેમ હતું નહિ. તુરંગનાં
પગથિયાં પર ઇસ્પિતાલના ત્રણ સૈનિકો આસન જમાવતા હતા.

આ મોટા ચોગાનને સામે છેડે ડઝન ગાડાંમાંથી બળતણ
માટેનું લાકડું ઉતારવામાં આવતું હતું. એ લાકડાં ઊતરે તેમતેમ
ડઝનેક ખેડૂતો તેને દિવાલની લગોલગ ખડકતા હતા. આખા
ચોગાનને જાડાં પાટિયાંની ઊંચી વાડથી ઘેરી લેવામાં આવ્યું હતું.
તેનો દરવાજો ગાડાંને આવવાજવા માટે ખુલ્લો રાખવામાં આવ્યો હતો.

આ ખુલ્લા દરવાજાએ મને મુગ્ધ કર્યો. "તેના તરફ મારે
નિહાળીને જોયા કરવું ન જોઇએ" હું મનમાં આમ બોલતો; અને
છતાં કલાકભર હું તેની તરફ જોયા જ કરતો.

તે પહેલે દિવસે ફેરવીને મને જેવા સિપાઈઓ મારા
ખંડમાં પાછા લઇ ગયા તેવો જ મેં એક પત્ર લખીને નાસવાની
સગવડ વિશેના ખુશખબર મારા મિત્રોને આપ્યા.

અતિઆનંદથી ધ્રૂજતે હાથે મેં મિત્રોને જે પત્ર લખ્યો
તેમાં લખ્યું હતું: "સ્વાતંત્ર્ય આટલું નજીક છે એ જોઈને હું
જાણે તાવમાં હોઉં તેટલો ધ્રૂજું છું. આ લોકો આજે મને બહાર
ચોગાનમાં લઈ ગયા હતા; તેનો દરવાજો ખુલ્લો હતો; પાસે કોઈ

સંત્રી હતો નહિ. આ ચોકીપહેરા વિનાને દરવાજેથી હું નાસી છૂટીશ. મારા ચોકીદાર સંત્રીઓ મને પકડશે નહિ "—અને પછી મેં નાસભાગની યોજના આ પ્રમાણે આપી: "કોઈ એક સવારીએ ખુલ્લી ગાડીમાં બેસીને ઇસ્પિતાલમાં આવવું. તેણે ગાડીમાંથી ઊતરી જવું અને પછી દરવાજાથી પચાસેક કદમને છેટે ગાડીવાને ગાડી ઊભી રાખવી. ચાર વાગે મને જ્યારે ફરવા માટે બહાર લઈ જશે ત્યારે હું થોડી વાર મારી હેટ હાથમાં લઈને ચાલીશ. આ ક્રિયાનો બહારનાં માણસોએ એવો અર્થ કરવાનો કે તુરંગની અંદર બધું બરાબર છે. પછી, રસ્તો સાવ સાફ હોવા વિશેની નિશાની તમારે મને કરવાની. એ નિશાની વિના હું ઊપડીશ નહિ, અને મેં એક વાર દરવાજો છોડ્યો એટલે મારે ફરીથી પકડાવું જોઈએ નહિ. તમારી નિશાની તરીકે તમારે બત્તી કે અવાજનો ઉપયોગ કરવાનો. નિશાનીની બાબતમાં ગાડીવાન એમ કરી શકે કે તેની લાખનું પડ ચડાવેલી હેટ પર તે સૂર્યનાં કિરણ એવી રીતે પાડે-પડવા દે-કે મારી દિશામાં તેના પ્રતિબિંબનો ઝબકો થાય. અથવા વધુ સારું એ છે કે જ્યાં સુધી રસ્તો સાફ હોય ત્યાં સુધી તેણે કોઈ ગીત ગાયા કરવું. ત્રીજી રીત એ છે કે તમારે ચોગાનમાંથી મને દેખાય છે તે નાના ભૂખરા બંગલાનો કબજો લેવો ને તેની બારીમાંથી મને નિશાની કરવી. હું દોડવા માંડીશ એટલે સંત્રી તો કૂતરો સસલાની પાછળ પડે તેમ મારી પાછળ પડશે; પણ હું તેનાથી પાંચદશ ડગલાં આગળ ને આગળ જ રહીને દોટ મૂકીશ. જેવો હું રસ્તા પર આવ્યો તેવો જ ગાડીમાં કૂદી પડીશ એટલે ગાડી મારી મૂકવાની. જો સંત્રી ગોળી છોડે તો—તો તેનો કંઈ ઉપાય નથી. એ વાત આપણી ગણતરીની બહાર જ રહેવાની; પણ મને લાગે છે કે મોત આવીને છોડવે ત્યાં લગી અહીં કેદમાં સબડવાની જે ખાતરી દેખાય છે, તેને મુકાબલે તો આ બધું ય જોખમ લેવા જેવું છે."

મિત્રો તરફથી સામી જુદી સૂચનાઓ કરવામાં આવેલી, પણ આખરે મારી યોજનાનો જ સ્વીકાર થયો. એ લોકોએ કેટલી ય નાનીમોટી વિગતો પાકે પાયે નક્કી કરવાની હોવાથી, અને તેમાં વારેવારે કંઈ ને કંઇ મુસીબતો નડતી હોવાથી, યોજના આગળ ચાલી શકે તે દરમિયાન મહિના જેટલો વખત તો વીતી ગયો. આ સમય દરમિયાન સત્તાવાળાઓ કોઈ પણ વખત મને —તબિયત હવે સારી રીતે સુધરી હોવાથી—અટક-ઘરમાં પાછા લઈ ગયા હોત; પણ તે તો ન થયું એટલું સારું.

૩

જૂના ખ્રિસ્તી પંચાંગ પ્રમાણે, ૨૯મી જૂનનો દિવસ એ સેંટ પીટર અને સેંટ પોલનો દિવસ છે. તે દહાડે મને નસાડવાની જે બાજી મારા મિત્રોએ ગોઠવી હતી તે એક સદ્ભાગી અકસ્માતને લીધે નિષ્ફળ ગઈ. અકસ્માત એ બનેલો કે બહારની બાજુ બધું સહીસલામત હોવાની નિશાની તરીકે જે એક રાતું રમકડાનું રબરનું બલૂન એ લોકો તુરંગની બહારથી ઉરાડવાના હતા તે એ દહાડે આખા શહેરમાં કોણ જાણે કેમ પણ વેચાતું મળ્યું જ નહિ! આ અકસ્માતને સદ્ભાગી હું એટલા માટે કહું છું કે મને પાછળથી ખબર મળ્યા મુજબ, નાસી છૂટીને જે ગાડીમાં બેસી મારે આગળ વધવાનું હતું, તે ગાડીને રસ્તામાં ખોટી થવું પડેલું — લાકડાં ભરેલાં સામટાં ગાડાં એક જગ્યાએ એકઠાં થઇ જવાથી અને ગાડાંના ઘોડાઓએ ચમકીને તોફાન કરવાથી. રસ્તાની અધવચ એ ધમાલ ચાલતી હોવાને કારણે ગાડી સહેલાઇથી આગળ વધી ન શકત અને તેથી તેમાં બેઠેલા અને મારી પાછળ પડેલા માણસોએ તુરત જ મને પકડ્યો હોત. તેથી, એ દહાડે બલૂન હાથ ન ચડ્યું અને હું ન ભાગ્યો, એ સારું જ થયું.

પણ અમારી તે દિવસવાળી યોજનાનો સનકારો તો સત્તા-

વાળાઓને કાને ગયો હોવો જ જોઈએ; કેમ કે તે રાતે મારી બારી પાછળના એક્રામ જેવા સંત્રીને ધમકાવી તેનો ઉપરી અફસર તેની પાસે ખુલાસો માગતો હતો કે, તને હુકમ મળેલાં છતાં તેં તારી થેલીમાંથી કાઢીને બહારના ખિસ્સામાં ચાર કારતુસ તૈયાર કેમ રાખ્યાં નથી?

હવે જરા ય વખત ખોવો પોસાય તેમ નહોતું. એટલે ઉપલા બનાવને વળતે જ દિવસે મારા મિત્રોએ મને નસાડવાનો નવો ઘાટ ઘડ્યો. તેની ખબર મને તે જ દિવસે બપોરે બે વાગે આપવામાં આવી. તે વખતે એક સન્નારી આવીને તુરંગના સત્તાવાળાઓની મારફત જ મને એક પેટી વિનાનું નાનું ઘડિયાળ આપી ગયાં. પેટી હતી નહિ તેથી એ લોકોને ઘડિયાળમાં વહેમ ખાવા જેવું કંઈ લાગ્યું નહિ. બાકી જો વહેમ પડત ને ઘડિયાળ તપાસાયું હોત તો તે સન્નારીનું આવી બન્યું હોત; કેમ કે, તે ઘડિયાળના અંદરના ઢાંકણામાંની ચિઠ્ઠીમાં, મીંડાળા અક્ષરે, નાસવાની નવી યોજના રજૂ થઈ હતી. વળી, એ બાઈની પોતાની પર પણ પોલીસનો ડોળો હતો જ; કેમ કે તેઓ વિપ્લવની પ્રવૃત્તિમાં છૂટથી કામ કરનારાં હતાં, ને બહાદુર પણ ઘણાં હતાં. નહિ તો ઘડિયાળ મને પહોંચાડીને, જાણે કંઈ અસાધારણ બન્યું કે બનવાનું જ ન હોય તેમ નિરાંત જીવે પેલા પાછલા ચોકમાં થઈને ચાલ્યાં કેમ જાય?

નાસવા માટે સૂચવાએલી નવી યોજના વાંચીને હું તો ચમક્યો જ, કેમ કે મામલો જીવસટોસટનો થઇ જાય તેવી વાત તેમાં હતી–તેવી અજબ મર્દાનગીની જરૂર તેમાં પડે તેવું હતું.

## ૪

તે દહાડે ચાર વાગે હું નિયમ પ્રમાણે બહાર નીકળ્યો અને કરવાની હતી તે નિશાની કરી. ત્યાર પછી મેં ગાડીનો ઘડઘડાટ

સાંભળ્યો. થોડી જ મિનિટમાં સામેના ભૂખરા બંગલામાંથી વાયોલિન પણ વાગવા માંડ્યું, અને તેના સૂર અમારા ચોગાનમાં સંભળાવા લાગ્યા; પણ આ વખતે તો હું મકાનને બીજે છેડે હતો. કેદીનો જે છેડો દરવાજાની પાસે હતો—દરવાજાથી એ સોએક કદમ દૂર હતો— તેની નજીક હું જ્યારે પાછો આવ્યો ત્યારે સંત્રી મારી લગોલગ હતો. " એક વધુ આંટો " હું વિચારતો હતો— ત્યાં તો વાયોલિન એકાએક બંધ પડ્યું.

એ ખલેલ પડવાનું કારણ હું સમજી શકયો ત્યાર પહેલાં તો ચિંતાભર્યો પા કલાક મારે વીતાડવો પડ્યો. પછી ભારે બોજાવાળાં ડઝનેક ગાડાં દરવાજેથી ચોગાનમાં દાખલ થયાં અને તેના બીજા છેડા ભણી ગયાં.

હવે તુરત જ પેલા કાબેલ વાયોલિનિસ્ટે કૉન્સ્ટકીનું રચેલું એક અત્યંત આવેશભર્યું ' મઝુર્કા 'ગીત વગાડવા માંડ્યું–જાણે કે એથી મને સૂચવવા માગતો હોય " પાધરા જ દોડો હવે— ખરો મોકો અત્યારે જ છે. " પગથીને સામે છેડે હું પાછો પહોંચીશ ત્યાર પહેલાં વળી વાયોલિન અટકશે ને મઝુર્કા સંભળાતું બંધ થશે તો મારી શી દશા થવાની, એ વિચારે મૂંઝાતો હું ધીરેધીરે પગથીના એ છેડા તરફ સર્યો.

ત્યાં પહોંચતાં જ હું ફરી ગયો. સંત્રી મારી પાછળ પાંચ-છ ડગલાંને છેટે અટક્યો હતો. " અબઘડી કે—ન કદી " એ વિચાર, મને હજી ય સાંભરે છે કે, એ પળે મારા મગજમાંથી ઝબકીને પસાર થઈ ગયો હતો. મેં મારો ફલેનલનો લીલો ' ડ્રેસિંગ ગાઉન ' ઉરાડી મેલ્યો ( આ સહેલું ન જ બન્યું હોત, પણ તે એકદમ ઉરાડવાનો મહાવરો મેં કેટલી ય મુશ્કેલીએ પાડી દીધેલો ) અને માંડ્યું દોડવા.

માંદગી તરતની ગઇ હોવાથી મને મારા શરીરબળ પર ઝાઝુ ભરોસો જ ન હતો. તેથી, બળની કસર કરવા મેં હળવેથી દોડવાનું રાખ્યું. પણ જેવો હું થોડાંક ડગલાં દોડ્યો તેવી જ બૂમાબૂમ કરી મૂકી પેલા ગાડાં ખાલી કરતા હતા એ ખેડૂતોએ: "લ્યા, દોડ્યો જો! રોકો! રોકો! ઝાલો એને! એ...જાય!"

પછી તો મેં જીવ લઇને નાસવા માંડ્યું, કશાનો પણ–ગાડાંએ દરવાજે પાડેલા ઊંડા ચીલાઓનો સુદ્ધાં—વિચાર કર્યા વિના મેં બસ દોટ મૂકીને દોડવાનું જ ચાલુ રાખ્યું. દોડ! દોડ! એકે દમે દોડ!

બૂખરા બંગલામાંથી જે મિત્રો આખું દૃશ્ય નિહાળી રહ્યા હતા, તેમણે મને પાછળથી કહ્યું તે પરથી જાણવામાં આવ્યું કે પેલા સંત્રીએ અને પગથિયાં પરના ત્રણ સૈનિકોએ મારી પૂંઠ પકડેલી જ. એક પળે તો સંત્રી મારી એટલો નજીક હતો કે પોતે મને પકડશે જ એમ તેના મનમાં થઇ ગએલું. તેણે કેટલી ય વાર પોતાની રાઇફલ સીધી રાખીને મારી પીઠ ભણી ફેંકેલી –એવી મકસદથી કે, પીઠમાં બેયોનેટનો ઘા કરવો. એવી ક્ષણ પણ હતી જ્યારે બારીમાંના મિત્રોને લાગેલું કે સંત્રીએ મને ઝાલ્યો જ. મને આ રીતે પકડવાની પોતાની તાકાત અને ખાતરી પર સંત્રી એટલો તો મુસ્તાક હતો કે તેને ગોળી છોડવાનું પણ બિન-જરૂરી લાગેલું. પણ હું તો તેનાથી અમુક અંતરે દોડ્યો જ જતો હતો અને દરવાજે પહોંચતાં સુધીમાં તેણે મારો પીછો પકડવો છોડી યે દીધો હતો.

દરવાજા બહાર હું હેમખેમ પહોંચ્યો તેવો જ દોડ્યો ગાડી ભણી. ત્યાં જે જોયું તેનાથી પહેલાં તો હું હેબતાઈ જ ગયો. "દગો કે શું?" એમ મારા મનમાં થયું; કેમ કે ગાડીમાં લશ્કરી ટોપીવાળો કોઇક બેઠો હતો. પણ તેના ચોળિયા પર

નજર જતાં જ મારે હૈયે હાશ થયું, કેમ કે તે તો એક અંગત મિત્ર—જો કે અમારા મંડળમાં જોડાએલો નહિ—હતો.

"કૂદી પડો અંદર–જલદી...જલદી!" તેણે મને પાસે આવતો જોઈ બૂમ મારી. હું ગાડીમાં કૂદ્યો. તેણે ગાડીવાળાને કંઈકંઈ શાલપામરી ઓઢાડતાં ફરમાવ્યું કે ગાડીને મારી જ મૂક, નહિ તો આ રિવૉલ્વરથી તારો જીવ લઈશ. ગાડી પૂરપાટ દોડવા લાગી.

વચ્ચે એક ભારે જોખમ પણ મેં પસાર કર્યું હતું. ઇસ્પિતાલને દરવાજે જે સૈનિક પહેરો ભરતો હતો તે મને પલકવારમાં પકડી શક્યો હોત; પણ તેને મારા મિત્રોએ સંભાળી લીધો હતો. તેમનામાંના એકે (સૈનિક એક વખતે ઇસ્પિતાલની પ્રયોગશાળામાં નોકરી કરતો તેથી ત્યાંનાં યંત્રો તેણે જોએલાં હોઇ) તેને સૂક્ષ્મદર્શક યંત્રમાંથી અમુક જંતુની પૂંછડી કેટલા ગજ લાંબી દેખાય છે એ વિશેની રસિક–અને ગરમ–ચર્ચામાં રાખ્યો હોવાથી, એ શૂળીનું વિઘ્ન ટળી ગયું. આ વાત કોઈને ગપ જેવી લાગે, પણ તે છે સાચી જ હકીકત.

૫

અમારી દોડતી ગાડી હવે ઝડપભેર એક સાંકડી ગલીમાં વળી, અને તુરંગની દિવાલની બાજુમાં અંદર બેઠેલો લાકડાં ખડકતા હતા, તેની જ બહારના ભાગમાંથી એ પસાર થઈ.

ગલી પૂરી થઈ એટલે ગાડીએ ડાબી બાજુ વાંક લીધો. એ વખતે જે બે સૈનિકો રસ્તા પર ઊભા હતા, તેમણે મારા સાથીની લશ્કરી ટોપી જોઇને તેને સલામ કરી. આ જોઇને હું ઘણો ખુશ થયો, કેમ કે અમને કોઈ ઓળખી શકતું નહોતું, એ તે પરથી સ્પષ્ટ હતું. આ વેળા ગાડીવાને પણ પોતાનું મોઢું મારા તરફ ફેરવતાં મેં એ નીરખીને જોયું તો તુરત માલૂમ પડ્યું કે એ પણ એક મિત્ર જ હતો, કોઈ સામાન્ય ગાડી હાંકનાર નહિ.

માંદગી તરતની ગઇ હોવાથી મને મારા શરીરબળ પર ઝાઝુ ભરોસો જ ન હતો. તેથી, બળની કસર કરવા મેં હળવેથી દોડવાનું રાખ્યું. પણ જેવો હું થોડાંક ડગલાં દોડ્યો તેવી જ બૂમાબૂમ કરી મૂકી પેલા ગાડાં ખાલી કરતા હતા એ એડુતોએઃ "લ્યા, દોડ્યો જો ! રોકો ! રોકો ! ઝાલો એને ! એ...જાય !"

પછી તો મેં જીવ લઇને નાસવા માંડ્યું, કશાનો પણ–ગાડાંએ દરવાજે પાડેલા ઊંડા ચીલાઓનો સુદ્ધાં—વિચાર કર્યા વિના મેં બસ દોટ મૂકીને દોડવાનું જ ચાલુ રાખ્યું. દોડ! દોડ! એકે દમે દોડ!

ભૂખરા બંગલામાંથી જે મિત્રો આખું દૃશ્ય નિહાળી રહ્યા હતા, તેમણે મને પાછળથી કહ્યું તે પરથી જાણવામાં આવ્યું કે પેલા સંત્રીએ અને પગથિયાં પરના ત્રણ સૈનિકોએ મારી પૂંઠ પકડેલી જ. એક પળે તો સંત્રી મારી એટલો નજીક હતો કે પોતે મને પકડશે જ એમ તેના મનમાં થઇ ગએલું. તેણે કેટલી ય વાર પોતાની રાઇફલ સીધી રાખીને મારી પીઠ ભણી ફેંકેલી –એવી મકસદથી કે, પીઠમાં બેયોનેટનો ઘા કરવો. એવી ક્ષણ પણ હતી જ્યારે બારીમાંના મિત્રોને લાગેલું કે સંત્રીએ મને ઝાલ્યો જ. મને આ રીતે પકડવાની પોતાની તાકાત અને ખાતરી પર સંત્રી એટલો તો મુસ્તાક હતો કે તેને ગોળી છોડવાનું પણ બિન-જરૂરી લાગેલું. પણ હું તો તેનાથી અમુક અંતરે દોડ્યો જ જતો હતો અને દરવાજે પહોંચતાં સુધીમાં તેણે મારો પીછો પકડવો છોડી યે દીધો હતો.

દરવાજા બહાર હું હેમખેમ પહોંચ્યો. તેવો જ દોડ્યો ગાડી ભણી. ત્યાં જે જોયું તેનાથી પહેલાં તો હું હેબતાઈ જ ગયો. "દગો કે શું ?" એમ મારા મનમાં થયું; કેમ કે ગાડીમાં લશ્કરી ટોપીવાળો કોઇક બેઠો હતો. પણ તેના ચોબિયા પર

નજર જતાં જ મારે હૈયે હાશ થયું, કેમ કે તે તો એક અંગત મિત્ર—જો કે અમારા મંડળમાં જોડાએલો નહિ—હતો.

"કૂદી પડો અંદર–જલદી...જલદી!" તેણે મને પાસે આવતો જોઈ બૂમ મારી. હું ગાડીમાં કૂદ્યો. તેણે ગાડીવાળાને કંઈકંઈ શાલપામરી ઓઢાડતાં ફરમાવ્યું કે ગાડીને મારી જ મૂક, નહિ તો આ રિવોલ્વરથી તારો જીવ લઈશ. ગાડી પૂરપાટ દોડવા લાગી.

વચ્ચે એક ભારે જોખમ પણ મેં પસાર કર્યું હતું. ઇસ્પિતાલને દરવાજે જે સૈનિક પહેરો ભરતો હતો તે મને પલકવારમાં પકડી શક્યો હોત; પણ તેને મારા મિત્રોએ સંભાળી લીધો હતો. તેમનામાંના એકે (સૈનિક એક વખતે ઇસ્પિતાલની પ્રયોગશાળામાં નોકરી કરતો તેથી ત્યાંનાં યંત્રો તેણે જોએલાં હોઇ) તેને સૂક્ષ્મદર્શક યંત્રમાંથી અમુક જંતુની પૂંછડી કેટલા ગજ લાંબી દેખાય છે એ વિશેની રસિક–અને ગરમ–ચર્ચામાં રાખ્યો હોવાથી, એ શૂળીનું વિઘ્ન ટળી ગયું. આ વાત કોઈને ગપ જેવી લાગે, પણ તે છે સાચી જ હકીકત.

૫

અમારી દોડતી ગાડી હવે ઝડપભેર એક સાંકડી ગલીમાં વળી, અને તુરંગની દિવાલની બાજુમાં અંદર ખેડૂતો લાકડાં ખડકતા હતા, તેની જ બહારના ભાગમાંથી એ પસાર થઈ.

ગલી પૂરી થઇ એટલે ગાડીએ ડાબી બાજુ વાંક લીધો. એ વખતે જે બે સૈનિકો રસ્તા પર ઊભા હતા, તેમણે મારા સાથીની લશ્કરી ટોપી જોઇને તેને સલામ કરી. આ જોઇને હું ઘણો ખુશ થયો, કેમ કે અમને કોઈ ઓળખી શકતું નહોતું, એ તે પરથી સ્પષ્ટ હતું. આ વેળા ગાડીવાને પણ પોતાનું મોઢું મારા તરફ ફેરવતાં મેં એ નીરખીને જોયું તો તુરત માલૂમ પડયું કે એ પણ એક મિત્ર જ હતો, કોઈ સામાન્ય ગાડી હાંકનાર નહિ.

પછી અમે વિશાળ નેવ્સ્કી પ્રોસ્પેક્ટના ધોરી માર્ગે નીકળ્યા. ત્યાંથી એક બાજુની શેરીમાં વળ્યા અને ગાડી એક ઘરના બારણા પાસે થોભતાં, ત્યાં ઊતરી પડ્યા. ગાડીવાનને રજા આપી.

બારણામાં થઇને દાદરે ચડ્યો. હું તે મેડીએ પહોંચ્યો તેવો જ મારી ભાભીને ભેટી પડ્યો. એ ત્યાં દુ:ખી ને ચિંતાતુર, દિલે મારી વાટ જ જોઈ રહ્યાં હતાં. તે તો મને જોઇને એકસાથે હસવા ને રોવા લાગ્યાં. પછી તુરત જ તેમણે મને કપડાં બદલાવ્યાં અને મારી મોટી બધી ઓળખાવી દે તેવી દાઢી કાપીને ટૂંકી કરવામાં મને મદદ કરી. બીજી દશ મિનિટમાં તો મેં અને સાથીએ એ ઘર પણ છોડ્યું અને રસ્તે જતી એક બગી ભાડે કરી લીધી.

દરમિયાન તુરંગના અફસરો તથા પહેરેગીરોએ બની તેટલી ધમાલ કરી લીધી હતી. મારી પાછળ પડવા સારુ ગાડી મેળવવા એ લોકો આમ દોડેલા અને તેમ દોડેલા, પણ ગાડી કે બીજું કશુંય વાહન એક માઇલના વિસ્તાર સુધીમાં તો તેમના હાથમાં આવે જ શાનું? એટલામાં જે જે ગાડી કે બગી ખાલી ફરતી હતી તે દરેક મારા મિત્રોએ રોકી લીધી હતી.

બપોર ખુશનુમા હતું. સેંટ પીટર્સબર્ગની બહાર આવેલા જે ટાપુઓ પર ત્યાંનો અમીરવર્ગ વસંતઋતુમાં સાંજેસાંજે સૂર્યાસ્તની શોભા નિહાળવા ઊતરી પડે છે તે તરફ અમે અમારી બગી હવે લેવરાવી. રસ્તે અમે વાળંદની દુકાને રોકાએલા ને ત્યાં મારી દાઢી તદ્દન કઢાવી નાખી. તે પછી મારો ચહેરો કેટલેક અંશે અલબત્ત બદલાયો, પણ બહુ નહિ.

ટાપુઓ પર અમે બગીમાં આમતેમ ઘણું રખડ્યા ને છેવટે મારા મિત્રની સૂચના પરથી નિશ્ચય કર્યો કે શહેરના "ડોનોન"

નામે સારામાં સારા રેસ્ટોરાંમાં જઈને મારા છૂટકારાની ખુશાલીમાં ખાણીપીણીની મોજ ઉડાવવી. તે ઠેકાણે કોઈ મારી શોધ ચલાવતું નહિ આવે, એવી ખાતરી પણ મારા મિત્રે આપી અને તે ખરી હતી.

ડોનોનનો કાર્યક્રમ પતાવીને શહેરમાં અમે પાછા આવ્યા. શહેરમાં એક જગ્યાએ એક મોટા મકાનમાં મારે માટે થોડા ખંડ ભાડે રાખવામાં આવેલા; પણ હું ત્યાં જઈને રહું ત્યાર પહેલાં મારા કેટલા ય મિત્રો, એક પછી એક, હું ત્યાં સલામત છું કે કેમ તેની તપાસ કરવા પહોંચેલા. પરિણામે, એ ઘર વિશે પોલિસને શક ગયો હતો ને ત્યાં તેમણે દરોડો પાડેલો — તેવી રીતે, જે ઘરમાં મેં કપડાં બદલ્યાં તેની પર પણ હું ત્યાંથી નીકળી ગયા પછીના બે કલાકમાં જ દરોડો પાડવામાં આવ્યો હતો. વળી, મને દીઠે ઓળખનારા ડીટેક્ટિવો તેમ જ પોલીસખાતામાં ને લશ્કરી ખાતામાં મારી સેંકડો છબીઓ વહેંચાએલી હોવાથી તે છબીઓ સહિતના સંખ્યાબંધ સિપાઈઓ અને સૈનિકો પણ આખા પાટનગરમાં બીજા દિવસથી પથરાઈ ગયા હતા. આ સ્થિતિમાં મારાથી ત્યાં તો રહી શકાય તેમ હતું જ નહિ. તેથી અમે પડોશના એક ગામડામાં થોડા દિવસ રહેવાની ગોઠવણ કરી. ત્યાં પીટર્સબર્ગના સહેલાણીઓ ઉજાણીએ આવતા તેથી મને કોઈ સહેજે ઓળખી કે પકડી શકે તેમ નહોતું; પણ પાટનગર પાસે જ હોવાથી આ જગ્યા પણ જોખમભરી તો હતી જ. તેથી મારા મિત્રોએ મને પરદેશ રવાના કરી દેવાનું નક્કી કર્યું. એ નિશ્ચય થયો તેવામાં જ છાપા દ્વારા અમને ખબર મળ્યા કે રશિયાની બધી બાજુની સરહદ પર અને બધાં મુખ્ય બંદરે મારે માટે ચાંપતી તપાસ ચાલતી હતી. મને ઓળખનારા માણસોને ત્યાં ખાસ ચોકીદારો મૂકવામાં આવ્યા હતા. સર્વત્ર આવા પાકા બંદોબસ્તનું કારણ એ હતું કે મારા નાસી છૂટવાની વાત સાંભળી નામદાર

શહેનશાહ કોપાયમાન થઇ ગયા હતા. તેમનો હુકમ છૂટેલો: "એને શોધી કાઢવો જ પડશે. ગમે તે થાય તો પણ."

પણ અમે જુદી યુક્તિ અજમાવી અને તે પાર પાડી. રશિયાનાં બંદરો મારી વાટ જોતાં હતાં તેમને એમ ને એમ રહેવા દઇ, મેં ફિન્લેંડ ઓળંગ્યું; બોથ્નિયાના અખાત સુધી એ રીતે પહોંચ્યો અને ત્યાંથી સ્ટીમરમાં બેસી સ્વીડન પહોંચ્યો.

મિત્રોની અંદરઅંદરની ગોઠવણ અને સમજૂતી પ્રમાણે, કેટલાક ખબર આ સમય સુધી મારાથી છુપાવવામાં આવેલા. હું સ્ટીમરમાં બેઠો એટલે મારી જોડે આવેલા મિત્રે મને કહ્યું કે મારી બહેન હેલનને અને ભાભી તેમજ તેમનાં બહેનને પણ, મને નસાડવાના આરોપસર પકડવામાં આવ્યાં છે. એમાંનાં બે જણ — મારાં બહેન અને ભાભીનાં બહેન— તો નિર્દોષ હતાં, પણ ઝારશાહી દોષિતોને જ પકડીને કયાં અટકે છે ?

વચ્ચે બિલકુલ અટક્યા વિના મેં સ્વીડન પણ ઓળંગ્યું. ક્રિશ્ચિયાનિયા પહોંચ્યો અને ઇંગ્લંડના બંદર હલ માટેની બોટ માટે થોડા દહાડા ત્યાં થોભ્યો. દરમિયાન, નોર્વેના ખેડૂતોની સ્થિતિ સંબંધી જે કંઈ મળી તે માહિતી ભેગી કરવામાં સમય ગાળ્યો.

ઊપડવાનો દિવસ આવી પહોંચતાં, જ્યારે હું બંદર ભણી જતો હતો ત્યારે મને વિચાર આવ્યો : "આ સ્ટીમર કયા વાવટા હેઠળ મુસાફરી કરતી હશે — નોર્વેજિયન, જર્મન કે ઇંગ્લિશ?" બંદરે પહોંચતાં જ મેં મારી સ્ટીમર પર યુનિયન જેક ઊડતો જોયો — જે વાવટાની નિશ્રા હેઠળ કેટલાય રક્ષણ શોધતા રશિયન ઇટાલિયન ફ્રેંચ હંગેરિયન અને બીજા દેશભક્તોને આજ સુધીમાં રક્ષણ મળ્યું હતું.

એ ધ્વજને આજે મેં આનંદભર્યા અંતઃકરણથી વધાવ્યો.

# વિભાગ છઠ્ઠો : પશ્ચિમ યુરપ

## ૧

## ગ્રેટ બ્રિટનમાં

### ૧

અમે ઇંગ્લંડના કિનારાની નજીક આવતા ગયા તેમતેમ નોર્થ સીનો દરિયો તોફાને ચડવા લાગ્યો; પણ મેં તો એ તોફાનને, કુદરત સામે ટક્કર ઝીલતી–હિલોળા લેતી— અમારી આગબોટની લડતને, આનંદથી સત્કારી. અંધારી કોટડીમાં મેં જે બે વરસ ગાળ્યાં હતાં તેના અનુભવ પછી, જીવનની આવી તીવ્રતા ને આવો ઉલ્લાસ માણવા મારું રૂંવેરૂંવું તલસતું હતું.

મારો મૂળ ઇરાદો તો એવો જ હતો કે માત્ર થોડાં અઠવાડિયાં કે થોડા મહિના જ પરદેશમાં ગાળીને, મારા નાસી છૂટવાને લીધે રશિયામાં થએલી હોહા શમી જાય, એટલે પાછું ત્યાં જવું. પણ બન્યું એવું કે હું કદી પણ રશિયા પાછો ગયો નહિ.*

* આ કથન આત્મકથાની મુદત સુધી (૧૯૦૦) જ લાગુ પડે છે. પાછળથી કર્તા ત્યાં ગએલા ૧૯૨૧માં એમનું અવસાન મોસ્કોની પડોશના ગામડામાં થયું હતું.

તુરત માટે તો, હલને બંદરે ઊતરીને હું એડિનબરો જ ગયો; કેમ કે લંડનમાં તો રશિયન સરકારના જાસૂસો મને ઝડપી લેવા ટાંપીને જ બેઠા હોય. પાછળથી, ધીરેધીરે, જેમ હું લંડન પણ ગયો, તેમ, જે અતંત્રવાદી ('એનાર્કિસ્ટ') હિલચાલ આખા ય પશ્ચિમ યુરપમાં ફેલાતી જતી અને જોરથી ફેલાતી હતી, તેમાં મારે સામેલ થવાનો વખત આવ્યો. એ હિલચાલ સંબંધી આપખુદીથી ભરેલા રશિયામાં કંઇ જીવ જેવું થઇ શકે તેમ નહોતું. તેથી મારે એવા નિર્ણય પર આવવું પડ્યું કે યુરપના કામદારો તથા ઇતર કામદારવર્ગને સ્વાશ્રયી તથા આગામી સામાજિક વિપ્લવ માટે તત્પર કરવામાં મારાથી જે બની શકે તે કરવું. સમાજની આ નવી ન્યાયપૂર્ણ ઘટના મને અખિલ માનવજાતિ માટે મહત્ત્વની લાગી. વળી એમ પણ લાગ્યું કે આ કર્તવ્ય, વધારે નહિ તો, રશિયામાં જઇને હું જે કંઈ કાર્ય મારા દેશભાઇઓને ખાતર કરું, તેના જેટલું મહત્ત્વનું તો છે જ.

૨

જે નામથી મેં રશિયા છોડેલું, તે જ નામવાળા પુરુષ લેવાશોફ તરીકે હું હલમાં ઊતર્યો. ત્યાંથી સીધો જ એડિનબરો ગયો. ગ્રેટ બ્રિટન સહીસલામતીથી આવી પહોંચ્યો છું એવા ખબર મેં મારા રશિયાના અને સ્વિટ્ઝર્લૅંડમાં જ્યુરા ફેડરેશનના થોડા જ મિત્રોને આપ્યા. ખરા સમાજવાદી કાર્યકરે પોતાની આજીવિકા માટે હમેશાં પોતાની જાત પર જ આધાર રાખવાનો હોય. તેથી મેં સ્કૉચ પાયતખ્તમાં સ્થિર થતાંને વાર કામ શોધવા માંડ્યું.

આગબોટ પર મારે એક નૉર્વેજિયન પ્રોફેસરની ઓળખાણ થઇ હતી. તેણે પોતાની દેશભાષામાં પ્રગટ થતા ક્રિશ્રિયાનિયામાંના એક વર્તમાનપત્રની નકલ મને વાંચવા આપી હતી. એ પત્રમાં,

ઉત્તર આટલાંટિક મહાસાગરનું સંશોધન કરવા ગયેલા નૉર્વેના એક કાફલાનો સવિસ્તર અહેવાલ હતો. તે પરથી મેં એક નોંધ તૈયાર કરીને વિજ્ઞાનના અંગ્રેજી સામયિક 'નેચર' પર મોકલી. એ પત્ર પ્રગટ થયું ત્યારથી જ અમે બંને ભાઈઓ તે સેંટ પીટર્સ-બર્ગમાં મંગાવતા અને વાંચતા. મારી નોંધનો 'નેચર'ના ઉપતંત્રીએ આભાર સહિત સ્વીકાર કર્યો. અને, જે ઉદારતાનો અનુભવ મને ત્યાર પછી પણ ઈંગ્લંડમાં વારંવાર થયો છે તે દર્શાવીને ઉમેર્યું કે મારું ઈંગ્લિશ બરાબર છે—રૂઢિપ્રયોગોની બાબતમાં થોડા સુધારા કરવા પડશે એટલું જ. અહીં મારે કહેવું જોઈએ કે અંગ્રેજી ભાષા હું માત્ર પુસ્તકો પરથી રશિયામાં શીખ્યો હતો. એવા જ્ઞાનને આધારે મેં અને અલેકઝાંડરે ભૂસ્તરશાસ્ત્રનું એક અંગ્રેજી પુસ્તક તથા હર્બર્ટ સ્પેન્સરના 'પ્રિન્સિપલ્સ ઑફ બાયોલૉજી' રશિયનમાં ઉતાર્યાં હતાં. પણ એ પુસ્તકિયા જ્ઞાન તે પુસ્તકિયા જ; તેનાથી કંઈ મને વાતચીતનું ઘરગતુ અંગ્રેજી ન આવડે અને અંગ્રેજી ઉચ્ચારો પણ શુદ્ધ કે સમજાય તેવા ન થાય. આ છેલ્લી બાબતમાં તો મારે એડિનબરોમાં ભારે મુશ્કેલી પડતી; કેમ કે ત્યાંની મારી ઘરધણી બાઈ મારું બોલ્યું સમજતી નહિ કે માંડ સમજતી. તેથી મારે એવી રીત રાખવી પડતી કે જે કંઈ જોઈતું કરતું હોય તે હું કાગળની ચબરખી પર અંગ્રેજીમાં લખું, તેની ભણેલી દીકરી એ વાંચીને પોતાની માને મારી માગણી સમજાવે ને પછી જ મને એ ચીજ મળે.

## ૩

મેં મારી સાથે આણ્યા હતા એ પૈસા ઝડપથી ઓછા થવા લાગ્યા અને રશિયામાંનાં મારાં સગાં સાથેનો મારો પત્રવહેવાર લગભગ અશક્ય હોવાથી ( મારા પત્રોને આંતરીને રોકવામાં આવતા

હતા ) તેમને મારું સરનામું જણાવી શકતો નહિ. પરિણામે તેમના તરફથી કંઇ પણ મળે તેમ નહોતું. આ કારણે, લંડનમાં કંઇક વધુ નિયમસરની આવકવાળું કામ મળશે એ આશાએ એડનબરો છોડીને ત્યાં ગયો.

. મારી આશા ફળી. લંડન પહોંચતાં જ મેં સ્વાભાવિક રીતે 'નેચર'ના કાર્યાલયમાં જઇને, મારી ઓળખાણ તેમને મોં. લેવાશોફ તરીકે આપીને, તેના ઉપતંત્રી મિ. સ્કોટ કેલ્ટીની મુલાકાત લીધી. તેમણે મને દર સોમવારે કાર્યાલયમાં આવવાનું કહ્યું. યુરપિયન ભાષાઓનાં વિજ્ઞાનવિષયક સંખ્યાબંધ સામયિકો તે દિવસે મારા મેજ પર ગોઠવેલાં હોય. તેમાંના જે લેખો વધુ મહત્ત્વના હોય તેની પર મારે કાં તો માત્ર નિશાની કરવાની હતી અથવા તેના પરથી નોંધો તૈયાર કરવાની હતી. નોંધો છપાતી અને નિશાનીવાળા લેખો તે તે વિષયના શાસ્ત્રજ્ઞ ઉપર મોકલવામાં આવતા. આ કાર્ય માટે તથા 'ટાઇમ્સ'માંની મારી વૈજ્ઞાનિક કંડિકાઓ માટે મને જે કંઇ મળતું તેનાથી મારું ગાડું ઠીકઠીક ચાલવા લાગ્યું.

પછી એક દહાડો મિ. કેલ્ટીને અભરાઇ પરથી કેટલાંક રશિયન પુસ્તકો ઉતારતાં મેં જોયા. એ મારા જ ગ્રંથો નામે 'ગ્લેશિયલ પીરિયડ' અને 'ઓરોગ્રાફી ઓફ એશિયા' હતા. મારા ભાઇએ અમારા પ્રિય પત્ર 'નેચર' પર તે મોકલેલા અને હવે તેના ઉપતંત્રીએ, રશિયન ભાષાના જાણનાર એવા એમના આ નવા લેખકને તે અવલોકનાર્થે સોંપ્યા. ગ્રંથો હું ઘેર તો લઈ ગયો, પણ ભારે મૂંઝવણની વચ્ચે. અવલોકન શી રીતે લખવું ? ગ્રંથો મારા જ હોવાથી તેનાં વખાણ કરી શકું તેમ હતું નહિ; અને તેમાંના વિચારો તે મારા જ હોવાથી, ગ્રંથકારની વિરોધી ટીકા પણ અશક્ય હતી. ઘણા વિચારને અંતે મેં ઠરાવ્યું કે ખરી વાત મિ. કેલ્ટીને કહી દેવી. વળતે દહાડે તેમને મેં તે

કહી ત્યારે, છાપાંમાં જે ક્રોપોટકિન વિશે પોતે વાંચેલું તે જ હું છું એમ જાણીને તેઓ ઘણા ખુશ થયા. પુસ્તકો વિશે તેમણે ડહાપણભરેલી સલાહ એવી આપી કે તેની સ્તુતિ કે નિંદા, એકે મારે કરવાની જરૂર નથી. વાચકોને માત્ર તેનો પરિચય મારે કરાવવો. આ પ્રમાણેની ગોઠવણ મને અનુકૂળ લાગી, અને મિ. કેલ્ટી સાથે તો તે દિવસથી જે મૈત્રી બંધાઈ તે વધતી ગઈ અને હજી કાયમ છે.

હું લંડનમાં આવીને રહ્યો ત્યારે તો જાણીજોઈને જ ત્યાં જે રશિયન વિપ્લવવાદી પી. એલ. લાવ્રોફ 'ફૉર્વર્ડ' પત્ર ચલાવતો હતો તેના કાર્યાલયમાં નહોતો ગયો. આમ કરવાનું એક કારણ એટલું કે ટૂંક વખતમાં જ પાછો રશિયા જઈશ એવી ઉમેદ મને તે વખતે હતી; અને બીજું એ કે, તે કાર્યાલય પર જાસૂસોની આંખ હમેશાં રહેતી.

પણ ૧૮૭૬ના નવેમ્બર કે ડિસેંબરમાં 'ફૉર્વર્ડ'ના પત્રવહેવારના પાના પર મેં એક નોતરું જોયું. તેમાં લખ્યું હતું કે 'ક–K.' ને માટે રશિયાથી એક પત્ર આવ્યો છે તે તેણે લઈ જવો. નોતરું મારે માટે જ હશે એમ ધારીને હું આખરે તે કાર્યાલયમાં ગયો અને ત્યાં તંત્રી તથા જે જુવાનો તેના મદદનીશ હતા તેમની સાથે તુરત જ મિત્રાચારી થઈ.

એ મુલાકાતવેળા હું ઇંગ્લંડમાં ઝાઝું રહ્યો નહિ. જ્યુરા ફેડરેશનવાળા મારા મિત્ર જેમ્સ ગિલૌમ સાથે મારે ઘણો દિલભર પત્રવહેવાર ચાલતો હતો અને ભૂગોળને લગતું કેટલુંક એવું કામ મને મળ્યું કે જે હું ઇંગ્લંડમાં તેમ સ્વિટ્ઝર્લૅંડમાં રહીને પણ કરી શકું; એટલે મેં તુરત જ સ્વિટ્ઝર્લૅંડને મારું મથક બનાવ્યું. રશિયાથી મને આખરે જે સમાચાર આ દિવસોમાં મળવા લાગ્યા હતા તે પરથી મેં જોયું કે ત્યાં જઈને મારાથી થઈ શકે તેનું

ખાસ કામ કોઇ હતું નહિ. મારા મિત્રો સ્ટેપનિયાક, કેલ્નિટ્ઝ વગેરે તે વખતે, જમાનાઓથી તુર્કોને હાથે પીડાતા બલ્ગેરિયામાંના સ્લેવોનિયનોનાં દુઃખ ટાળવાને પોતાથી બનતું કરતા હતા. બાલ્કનના તે ક્રાંતિવાદીઓની કુમકે તેઓ કેટલાક સ્વયંસેવકો અને નર્સો લઇને ગયાના ખબર મારા પર લખાઇ આવ્યા હતા.

સ્વિટ્ઝર્લેંડ જઇને હું ત્યાંના આંતરરાષ્ટ્રીય કામદારમંડળના જ્યુરા ફેડરેશનમાં જોડાયો. મારા સ્વિસ મિત્રોની સલાહને અનુસરી, તે દેશમાં મેં મારું મુખ્ય મથક લા શૉક્ઝ-ડી-ફૅાન્ડ નામના સ્થળે રાખ્યું.

## ૨

## જ્યુરાનું પ્રભાવશાળી મહામંડળ

### ૧

સમાજવાદના અર્વાચીન વિકાસમાં જ્યુરાના મહામંડળે (ફેડરેશને) અગત્યનો ભાગ ભજવ્યો છે.

હમેશાં એવું બનતું આવ્યું છે કે એક રાજકીય પક્ષે પોતાને માટે અમુક ઉદ્દેશ એક વાર નક્કી કર્યો હોય અને જગતને એમ પણ જાહેર કર્યું હોય કે એ ઉદ્દેશ કરતાં નીચો કે ઊતરતો કોઇ જ ઉદ્દેશ પોતાને કદાપિ માન્ય રહેવાનો નથી, ત્યાર પછી એ પક્ષ બે વિભાગમાં વહેંચાઈ જાય છે: એક વિભાગ અસલ ધ્યેયને પૂરેપૂરા વફાદાર રહેનાર માણસોનો; બીજો, સમાધાન અને બાંધછોડના હિમાયતીઓનો—ચાલચલાઉ સુધારા સ્વીકારી લેનાર વર્ગનો.

આંતરરાષ્ટ્રીય કામદારમંડળમાં આવા બે વિભાગ પડ્યા હતા. મંડળની મૂળ ભાવના તો એવી હતી કે જમીન, મિલ્કત અને મૂડીના હાલના માલિકો પાસેથી એ વસ્તુઓ કામદારોએ હસ્તગત કરી લેવી. પેદાશનાં સર્વે સાધનોની માલિકી તેમ જ દેશેદેશની રાજ્યસત્તા કામદારોએ જ કબજે કરવી અને એ રીતે દરેક પ્રજાના માનસમાં તેમ જ સમસ્ત જીવનવ્યવહારમાં અપૂર્વ એવી એક ક્રાંતિ આણવી, જેને પરિણામે, મનુષ્યમાત્રના ઐક્યના પાયા પર રચાએલો એવો નવો જ યુગ જગતમાં પ્રવર્તે. આ જ્વલંત ભાવનાએ જ યુરોપના લાખો કામદારોની ઊંઘ અને ઉદાસીનતા ઉરાડી હતી તેમ જ આંતરરાષ્ટ્રીય કામદારમંડળ ભણી આખા ય ખંડના સારામાં સારા બુદ્ધિમાનોને આકર્ષ્યા હતા.

મૂળ ભાવના તો એવી હતી, પણ ૧૮૭૦ની સાલમાં ફ્રાંસ જર્મનીને હાથે હાર્યા પછી યુરપના કામદારોમાં બે પેટાપક્ષ પડ્યા: એક જર્મન સમાજવાદીઓનો પક્ષ; અને બીજો ફ્રેંચ, ઇટાલિયન, બેલ્જિયન અને સ્વિસ કામદારોનો. જર્મન કામદારપ્રવૃત્તિના નેતાઓએ જોયું કે નવું જર્મની એ એકત્રિત સંગઠિત જર્મની છે, અને તેમાં હવે પાર્લમેંટરી રાજ્યતંત્ર શરૂ થયું છે, માટે આપણે આપણા દેશપૂરતો જ સમાજવાદી પક્ષ દેશમાં જમાવી, એ રાજ્યતંત્રમાં જ સત્તા હાથ કરીએ અને ઉદ્યોગોને રાજ્યની માલિકીના બનાવી દઈએ. આ પક્ષને જર્મન ધારાસભા રાઈકસ્ટેગમાં ઉત્તરોત્તર ફતેહ મળતી ગઈ—વધુ ને વધુ ફતેહ મળતી ગઇ. તેણે હવે પોતાનું નામ "સોશ્યલ ડેમોક્રેટસ' એવું રાખ્યું અને દરેક દેશના કામદારોએ પોતપોતાના દેશમાં રાજ્યસત્તા હાથ કરવી એમ ઠરાવ્યું. કામદારપ્રવૃત્તિનું આંતરરાષ્ટ્રીય તત્ત્વ તેણે આ રીતે કમી કરી નાખ્યું. વળી તેનો નવો કાર્યક્રમ આંતરરાષ્ટ્રીય કામદાર-મંડળના જૂના, અસલ કાર્યક્રમ જેવો સમવાયતન્ત્ર પ્રમાણેનો

નહોતો, પણ કેન્દ્રવર્તી ( 'સેંટ્રેલાઈઝડ' ) હતો. આ પક્ષનું બધું ધ્યાન ચૂંટણીઓ જીતી ધારાસભામાં વધુ બેઠકો મેળવવામાં રોકાવા લાગ્યું. ચૂંટણીઓની એવી જીત પર તેણે એવી તો એકાગ્રતા સાધવા માંડી કે બધી ટ્રેડ યુનિયનની હડતાળો વગેરે પ્રવૃત્તિનો સોશ્યલ ડેમોક્રેટ પક્ષે વિરોધ કરવા માંડ્યો; કેમ કે આ પ્રવૃત્તિઓ તેની ચૂંટણીઓને આડે આવતી તેને લાગેલી.

આ મવાલ દષ્ટિબિંદુ કામદારપ્રવૃત્તિના જહાલ પક્ષને–અસલ ધ્યેયને વળગી રહેવા ચાહતા નાફેરવાદીઓને–કબૂલ નહોતું. જહાલો સઘળા લેટિન પ્રજાવાળા દેશોમાં—ફ્રાંસ, સ્પેન, ઈટલી, બેલ્જિયમ સ્વિટ્ઝરલૅંડમાં—બળવાન હતા. ફ્રાંસમાં ૧૮૭૦વાળા દેશના પરાજ્ય પછી તેમની સામે સખત કાયદા થયા હતા, પણ એ આ પ્રવૃત્તિને અટકાવી શકેલા નહિ. જહાલપક્ષ સમવાયલક્ષી હતો, કેન્દ્રવર્તી તંત્રમાં માનતો નહિ અને તેની આખી પરંપરા ક્રાંતિવાદી જ હતી. તેઓ જર્મન કામદારોના ઉપર્યુક્ત વિકાસને અનુસરી શકે તેમ નહોતા.

આંતરરાષ્ટ્રીય કામદારમંડળની સર્વસામાન્ય વ્યવસ્થાપક સભા ( 'જનરલ કાઉન્સિલ' ) લંડનમાં હતી તે આગળ કહ્યું જ છે. એ સભાના જે બે આગેવાનો હતા–એન્જેલ્સ અને માર્ક્સ–તેઓ જર્મન હતા. પરિણામે, તેમની આગેવાની હેઠળ સોશ્યલ ડેમોક્રેટો એકત્ર થયા. સામો પક્ષ સમવાયવાદીઓનો જે હતો અને જેનું જોર લેટિન સંસ્કૃતિવાળા દેશોમાં વિશેષ હતું, તેના અગ્રણીઓમાં બાકુનિન તથા તેના મિત્રો હતા.

માર્ક્સિસ્ટો અને બાકુનિસ્ટો વચ્ચેનો આ કલહ એ કોઈ પણ રીતે અંગત કલહ નહોતો. સમવાયતંત્રના અને કેન્દ્રવર્તી તંત્રના પરસ્પર વિરોધી સિદ્ધાંતોનો એ આવશ્યક કલહ હતો. તેમાંના પહેલાને નિરંકુશ સામ્યવાદ પસંદ હતો અને બીજાને રાજ્યની વડીલશાઈ સત્તા પસંદ હતી. એકને આમવર્ગની સ્વતંત્ર કાર્યપ્રણાલી

જોઇતી હતી, પણ બીજો ચાલુ મૂડીવાદી સમાજરચનાનો સુધારો કાયદાની મદદથી મેળવવા ઇંતેજાર હતો. આ ઝગડો તે જીવનની બે ઊલટાસૂલટી ભાવનાઓ–ફ્રેંચ કે લેટિન, અને જર્મન ભાવના–વચ્ચે હતો. ફ્રાંસના પરાજય પછી જર્મનો એમ જ માનતા થઈ ગયા હતા કે કોઇ પણ જીવનક્ષેત્રમાં પોતાનો કક્કો જ ખરો થવો જોઈએ. આ વૃત્તિ તેઓ રાજકારણમાં તેમ વિજ્ઞાન, ફિલસૂફી અને સમાજવાદમાં પણ દર્શાવવા લાગ્યા હતા. સમાજવાદનો જે અર્થ પોતાને રુચતો તેને તેઓ 'વૈજ્ઞાનિક' કહેતા; અને જે અર્થ અણરુચતો હતો, તેને 'તરંગી' ગણીને હસી કાઢતા—તેનો વિરોધ પણ કરતા.

૧૮૭૨ની સાલમાં આંતરરાષ્ટ્રીય કામદારોની જે પરિષદ હેગ ખાતે મળી, તેમાં લંડનવાળી જનરલ કાઉન્સિલે બનાવટી બહુમતીથી એવો તાગડો રચ્યો કે બાકુનિન, તેનો મિત્ર ગ્વિલૌમ અને ખુદ જ્યુરા ફેડરેશન એ કામદારમંડળની બહાર રહે. આ લોકોની સાથે લેટિન દેશો મળી જવાના એ પણ સ્પષ્ટ હોવાથી, કાઉન્સિલે તો એટલે સુધીની ધૃષ્ટતા કરી કે આંતરરાષ્ટ્રીય કામદારમંડળ જ વીખેરી નાખવાનો પ્રયાસ કર્યો. એ મંડળને બદલે, થોડાક સોશિયલ ડેમોક્રેટોની બનેલી નવી જનરલ કાઉન્સિલ ન્યુયૉર્ક ખાતે—જ્યાં આ મંડળના કોઇ કાર્યકરો જ હતા નહિ ત્યાં–નીમવામાં આવી. દરમિયાન, મંડળના સ્પેનિશ ઈટાલિયન બેલ્જિયન અને જ્યુરા ખાતેના સમવાયોએ ત્યાર પછીનાં પાંચછ વર્ષ સુધી પોતાનું અસ્તિત્વ ટકાવી રાખેલું. તેઓ પોતાની વાર્ષિક પરિષદો પણ તે વખતમાં નિયમસર ભરતા.

૨

હું જ્યારે સ્વિટ્ઝર્લૅંડમાં આવ્યો ત્યારે જ્યુરા ફેડરેશન એ આંતરરાષ્ટ્રીય સમવાયોનું કેન્દ્ર હતું અને અગ્રેસર હતું. બાકુનિનનું

મરણ તો તે અરસામાં જ (૧૮૭૬ની પહેલી જુલાઈએ) થયું હતું, પણ તેની પ્રેરણા હેઠળ કાર્ય કરવાને લીધે આ ફેડરેશનને જે પ્રતિષ્ઠા અને પદવી મળેલી, તે કાયમ રહી હતી.

ફ્રાંસમાં, સ્પેનમાં અને ઇટલીમાં રાજકીય પરિસ્થિતિ એવી હતી કે, ફ્રાંકો-જર્મન વિગ્રહની પહેલાં પણ જે ક્રાંતિવાદી જુસ્સો એ દેશોમાં પ્રસર્યો હતો, તે વિગ્રહ પછી પણ આંતરરાષ્ટ્રીય ભાવનાવાળા એ દરેક દેશના કામદારોએ એટલી તો કાળજીથી અને મજબૂતીથી ટકાવી રાખેલો, કે આખી ય કામદારપ્રવૃત્તિને કચડી નાખવાની જે વૃત્તિ તે તે દેશની સરકારોમાં પ્રબળ હતી તેને અમલમાં મૂકીને સર્વત્ર ભયત્રાસની નીતિ અખત્યાર કરતાં સત્તાધારીઓ અચકાતા હતા. ફ્રાંસમાં તો રાજાને પાછો ગાદીએ લાવવાની તૈયારીઓ પાકે પાયે થઈ ચૂકેલી. તે અમલમાં મૂકી ન શકાઇ, તે આ કારણે કે ગેમ્બેટા અને કલેમેંશો જેવા મધ્યમવર્ગના પ્રજાતંત્રવાદી નેતાઓએ દેશભરને પોતાના અનુયાયીઓનાં બળવાન સ્થાનિક મંડળો વડે છાઇ દીધો હતો. આ મંડળોના પ્રાણરૂપ તો કામદારો જ હતા. અને હું તો અંગત માહિતીને આધારે એટલે સુધી કહી શકું છું કે જો મોકો મળી ગયો હોત, રાજસત્તાવાદીઓને પ્રજાતંત્રવાદીઓએ ખુલ્લો પડકાર કરવાનો વખત આવ્યો હોત, તો ફ્રાંસમાં જે ક્રાંતિ ફેલાઇ જાત તે માત્ર મધ્યમવર્ગી પ્રજાતંત્રની ભાવનાને અનુસરનારી નહિ પણ સમાજવાદના સિદ્ધાંતોને અમલમાં મૂકનારી જ નીવડી હોત.

સ્પેન અને ઇટલીમાં પણ એવી જ સ્થિતિ હતી. એ દરેક દેશમાં એકેક મુગટધારી રાજા મોજૂદ હતો—ફ્રાંસની જેમ ફરીથી લાવવાનો નહોતો—એ ખરું. પણ એ મુગટધારીની સત્તા ટકાવનાર જે અમીરો કે ધર્માચાર્યો હતા, તેમની ઇચ્છા તો એવી હતી કે સ્પેન અને ઇટલીમાં ઠેરઠેર પ્રત્યાઘાતી વલણ સરકારે સ્વીકારવું અને સ્વાતંત્ર્યની ચળવળમાત્રનું નિકંદન કાઢવું. ઇચ્છા તો આવી

હતી; પણ તેને બર શી રીતે આણે ? એ સૌએ જાણતા હતા કે દેશમાં ટ્રેડ યુનિયનો દ્વારા આંતરરાષ્ટ્રીય કામદારપ્રવૃત્તિ એવું તો સખત જોર પકડતી જાય છે અને મધ્યમવર્ગોમાં પણ પ્રજાતંત્રની ભાવના એટલા વેગથી જડ ઘાલીને ઊંડી ને ઊંડી પ્રતિદિન ઊતરતી જાય છે કે, પ્રત્યાઘાત જેવો ઉગ્ર બનશે તેવાં જ આ બળો એકત્રિત થઈને ઊછળશે, રાજાની સત્તા અને તેના ટેકવનારાને ઊથલાવી પાડશે, અને દેશમાં માત્ર મૂડીવાદી પ્રજાતંત્ર નહિ પણ સમાજવાદી કામદારતંત્ર જ સ્થાપી દેશે. આ ભય સામો ઊભો હતો તેથી જ તેઓ આંધળા બેફાટ જુલમો કરતા અટક્યા, એ નિર્વિવાદ છે. કામદારોની આ લડતમાં માર્ક્સ-પંથીઓ તો, અલબત્ત, નહોતા જ ભળ્યા. તેમણે તો ઊલટો સત્તાધારીઓને સાથ દીધેલો.

એવા વાતાવરણથી ભરેલા ફ્રાંસમાં એ કાળે કોઈ સમાજવાદી પત્ર તો ન જ ચલાવી શકાતું—એ છાપવાની જ મનાઇ હતી; પણ "માર્સેલેઈઝ'નું રાષ્ટ્રીય સ્વાતંત્ર્યગીત પણ નહોતું ગાવા દેવામાં આવતું. સ્પેન અને ઇટલીમાં સમાજવાદીઓનાં પત્ર હતાં તે ઠીક ચાલતાં, તેનો પ્રચાર તે તે દેશની બહાર થતો નહિ. આ સંજોગમાં, એકમાત્ર જ્યુરા ફેડરેશનની સંસ્થા જ એવી હતી જે આ ત્રણે દેશોમાં પોતાનાં ફ્રેંચ ભાષામાં છપાતાં પત્રો દ્વારા કામદારપ્રવૃત્તિનું પ્રચારકામ હિંમતભેર કર્યે જતી; વળી, બાકુનિન-પ્રણીત અરાજ્યવાદી સમાજરચનાની ભાવનાઓ પણ એ જ ભૂમ પર અનિયંત્રિતપણે દિવસરાત સેવી શકાતી.

## ૩

## મહામંડળના કેટલાક સભ્યો

### ૧

જ્યુરાના મહામંડળ ઉર્ફે સમવાયમાં તે વખતે સંખ્યાબંધ વિશિષ્ટ શક્તિવાળા પુરુષો હતા. તેઓ જુદાજુદા દેશના હતા અને લગભગ બધા ય બાકુનિનના અંગત મિત્રો હતા. તેમનામાંના જે ત્રણ સૌથી અગ્રણી હતા તે ત્રણે સ્વિસ હતા.

જેમ્સ ગ્વિલૌમ મહામંડળના મુખપત્ર તરીકે જે પત્રિકા નીકળતી, તેનો તંત્રી હતો. ધંધે તે શિક્ષક હતો અને જન્મે ન્યુશાટેલના એક અમીર કુટુંબનો નબીરો હતો. તે કંઇક ઠીંગણો અને પાતળો સરખો હતો; દેખાવે તે રોબસ્પીઅરના જેવી અક્કડાઇ અને મક્કમપણું ધરાવનાર હતો; આમ છતાં તે દિલે દિલાવર હતો અને અતલગના મિત્રો આગળ એ દિલ ખોલતો; તે નેતા થવા જ જન્મ્યો હતો, કેમ કે તેની કાર્યશક્તિ અસાધારણ અને પ્રવૃત્તિઓ તીવ્ર ને અવિરત હતી. તેણે પત્રિકાને ટકાવી રાખવા માટે પૂરાં આઠ વરસ સુધી કેટલાં ય વિઘ્નોની સામે સતતપણે ટક્કર ઝીલી હતી અને સાથેસાથે સમવાયની પ્રવૃત્તિઓમાં પણ તે ઘણો સક્રિય ભાગ લેતો. આમ કરતાંકરતાં તેને સ્વિટ્ઝર્લેંડ છોડવું પડ્યું, કેમ કે એ દેશમાં તેને આજીવિકા માટે કામ મળતું બંધ થયું હતું. તે

ક્રાંસ જઈને રહ્યો તથા ત્યાં સ્થિર થયો હતો. એ દેશના શિક્ષણના ઇતિહાસમાં તેનું નામ કોઈક દહાડો અત્યંત માનપૂર્વક સંભારવામાં આવશે—આવી સરસ તેની ત્યાંની શિક્ષક તરીકેની કામગીરી હતી.

અદહેમર શ્વિત્સગ્વેબેલ અને સ્પિછિજર: આ બન્ને પણ સ્વિસ જાતિના ઘડિયાળીઓ અને એકબીજાના જાણે પરિપૂરક હતા. અદહેમર આનંદી અને ચપળ હતો; સ્પિછિજર, ગંભીર અને વિચારશીલ. અદહેમર સ્વભાવે આનંદી હોવા છતાં, કોઇ પણ આર્થિક કે રાજકીય પ્રશ્નના ઊંડાણમાં કામદારના દૃષ્ટિબિંદુથી ઊતરવાની શક્તિ તેનામાં હતી. પોતે બચરવાળ હોવાથી તેને ગુજરાન માટે ઘણી હાડમારી પડતી પણ તેના બેફિકર સ્વભાવને લીધે એ ઘરસંસાર ખુશખુશાલ નભાવ્યે જતો. દેશદેશના કામદારોમાં તે ઘણો માનીતો થઈ પડ્યો હતો. સ્પિછિજરની ગત અને વિચાર ધીરાં હતાં; તે દેખાવે અંગ્રેજ જેવો લાગતો; અને ઘડિયાળનાં ઢાંકણાં કોતરતોકોતરતો પણ તે કામદાર-જીવનના ફૂટ પ્રશ્નોની જે ઝીણવટભરી મીમાંસા કરતો તથા ચર્ચામાંથી જે ન્યાયયુક્ત અનુમાનો બાંધતો તેને લીધે સૌ કોઈને તેને માટે માનવૃત્તિ થતી.

૨

એલિસી રેક્લુસ, લે ફ્રાંશેય અને પિન્ડી: આ ત્રણ મહામંડળના ફ્રેંચ કાર્યકરોમાં અગ્રેસર હતા. ત્રણેએ 'પૅરિસ કમ્યુન'ના બંડમાં ભાગ લીધો હતો.

રેક્લુસ ભૂગોળવિદ્યાના વિશારદ તરીકે પ્રખ્યાત હતો. તેનું જીવન અતિશય નિર્મળ—શુદ્ધાત્મવાદી, 'પ્યુરિટન' કહ્યા જેવું—હતું અને તેનું માનસ અઢારમી સદીના સમર્થ ઍન્સાઇક્લોપીડિસ્ટસના જેવું હતું. તે એવા પુરુષોમાંનો હતો, જેઓ બીજાને પ્રેરે છે પણ જેમણે સત્તા કદી ચલાવી નથી અને ચલાવશે પણ નહિ; તે એવો

અરાજ્યવાદી હતો, જેનો અરાજ્યવાદ સર્વે હવામાનમાની સર્વે નિરનિરાળી સંસ્કૃતિઓના સુગાઢ જ્ઞાનમાંથી જન્મ્યો હોય છે અને એ જ્ઞાનના અર્કરૂપ છે; તેના ગ્રંથો આ (ઓગણીસમી) સદીના શ્રેષ્ઠ ગ્રંથોમાં ગણાય તેવા અને તેની શૈલી અતીવ સુંદર અને હૃદયસ્પર્શી છે; વળી તે આટલો શક્તિસંપન્ન હોવા છતાં પ્રસંગોપાત્ત પોતાના નાનેરાનો જેમ તાબેદાર થઇને વર્તી શકે છે, તેમ જાતે મોટા હોદ્દા પર હોય ત્યારે અધીનો પર દોર ચલાવનો નથી પણ તેમનો પૂર્ણ સ્વાતંત્ર્ય તેમનું કાર્ય ઉત્તમ રીતે કરવા માટે બક્ષે છે. 'કમ્યુન'વાળી લડત વખતે તે માત્ર એક રાઇફલ લઇને સામાન્ય સૈનિક પેરે ટુકડીમાં ઊભો રહીને લડ્યો હતો.

લેફ્રાંશેય પુખ્ત વયનો પુરુષ હતો. પહેલાં તે શિક્ષક હતો. તેને ત્રણ વાર તો દેશવટો વેઠવો પડેલો. 'કમ્યુન'વાળી ગરબડ વખતે જે કેટલાક માટે કહેવાએલું કે તેઓ લાખો ફ્રાંક ખિસ્સામાં લઇને નાસી છૂટ્યા છે, તેમાં તેનું નામ પણ બોલાતું. પણ સ્વિટ્ઝર્લેંડમાં તો તે લોઝાંના સ્ટેશન પર માલ ઊંચકનાર તરીકે મજૂરી કરતો. આ વૈતરું તેને માટે લગભગ જીવલેણ નીવડેલું: કેમ કે તેના વૃદ્ધ શરીરનું એ ગજું નહોતું. પૅરિસ કમ્યુન વિશેના તેના પુસ્તકમાં એ પ્રવૃત્તિનું ઐતિહાસિક રહસ્ય તેને ઘટતા છાયા-પ્રકાશમાં તેણે ચિતરી દેખાડ્યું છે.

મૂળે ઉત્તર ફ્રાંસનો એક સુથાર પણ પાછળથી જેને પૅરિસનો દત્તક લીધેલ બાળક કહી શકાય એવો માણસ તે અમારો ચાલાક અને લડાયક પિન્ડી. કમ્યુનની ઝપાઝપીઓમાં તેણે એવો તો અસાધારણ ભાગ ભજવેલો કે, જ્યારે મૂડીવાદી સત્તાધારીઓનાં લશ્કરે વર્સાઇલથી આવીને પૅરિસમાં પ્રવેશ કર્યો, ત્યારે એક બે નહિ પણ ત્રણત્રણ બીજા કામદાર લડવૈયાઓને પિન્ડી ધારીને ગોળીએ દેવામાં આવેલા. એ લડાઈ પછી એક બહાદૂર દરજણ યુવતીએ તેને પોતાના ઘરમાં સંતાડેલો. તે બાઇનું ઘર જ્યારે સત્તાવાળાઓએ

તપાસ્યું ત્યારે પણ જરા ય શાંતિ ખોયા વિના તેણે પિન્ડીને સહીસલામત રાખ્યો. પાછળથી તે તેની પત્ની થઈ. એવામાં મામલો તો એ હતો કે બારબાર માસ લગી તો તેઓ પૅરિસ છોડી શકે તેમ નહોતાં. આખરે જ્યારે ત્યાંથી નીકળી શકાયું, ત્યારે તેમણે સ્વિટ્ઝર્લૅંડમાં આવીને ઘર કર્યું હતું. અહીં પિન્ડી ધાતુપરીક્ષકનું કામ શીખ્યો અને થોડા વખતમાં જ તેમાં તેણે ભારે નિપુણતા મેળવી. દિવસે તે લાલચોળ ધખતી પોતાની ભઠ્ઠીએ કામ કરતો અને રાત્રે મહામંડળના પ્રચારકામ પર બેસતો. આ કામમાં તેના બે ગુણોનું સંમિશ્રણ થતું: વિપ્લવવાદીનો ઉગ્ર આવેશ તથા પૅરિસિયન કામદારને સહજ એવી સમજશક્તિ તથા વ્યવસ્થાશક્તિ.

એક ચોથા ફ્રેંચમેન પૉલ બ્રૌસેનો ઉલ્લેખ પણ અહીં કરવો જોઇએ. તે 'કમ્યુન'વાળાઓમાંનો નહિ છતાં વિપ્લવવાદી તો હતો જ. તે ડૉક્ટરનો ધંધો—તે વખતે, જુવાનીમાં—કરતો. તેનું ચિત્ત ઘણું જ ચંચળ, તીક્ષ્ણ અને તોફાનબાજ હતું. તેને કોઈ પણ વિચાર એક વાર સ્ફૂર્યો એટલે જાણે કે ભૂમિતિના અને તર્કશાસ્ત્રના સિદ્ધાંતને આધારે તે એ વિચાર પરથી નિર્ણયો તારવવાનો જ. સરકારોનાં તંત્ર અને કાર્યોની જોરદાર ટીકાઓ કરવે તે પાવરધો હતો. કેટલાં ય કામો એકસાથે કરવાનો વખત તે કોણ જાણે ક્યાંથી ય મેળવતો: એક ફ્રેંચ અને એક જર્મન, એમ બે પત્રોનું તો તંત્રીપણું કરે; રોજના કુડીબંધ કાગળો લખે; સાંજને પહોરે કામદારોની મહેફિલ ભરાય તેમાં ય તેનો જાણે આણરૂપ બનીને સંચરે; જ્યારે જરૂર પડે ત્યારે કામદારોની દળબંધી વ્યવસ્થાપૂર્વક કરવા પણ તૈયાર જ હોય. આવો ઉત્સાહમૂર્તિ અને કાર્યદક્ષ એ તરવરિયો જુવાન હતો.

૩

અમારા ઇટાલિયન સહકારીઓમાંના બેનાં નામ સમાજવાદના ઇતિહાસમાં એક કરતાં વધુ પેઢી લગી યાદ રહી

જાય તેવાં છે. તે બેઉ—કેફિએરો અને માલાટેસ્ટા—પણ બાકુનિનના અંગત મિત્રો હતા.

કેફિએરો એક પરમ ભાવનાશાળી પુરુષ હતો. પોતાની સઘળી દોલત પોતાના ધ્યેયને ખાતર તેણે અર્પણ કરી દીધી હતી અને એવું સંપૂર્ણ સ્વાર્પણ કર્યા પછી કાલ સવારે પોતે શું ખાશે તેની ચિંતા તેણે કદી કરી નથી. તે અસામાન્ય વિચારક પણ હતો અને તત્ત્વદર્શનનાં ચિંતનોમાં મશગુલ રહેતો. આમ તો તે કોઈનો વાળ પણ વાંકો કરે તેવો નહોતો, પણ જરૂર પડ્યે રાઇફલ ખભે ચડાવીને બેનેવેન્તોના પહાડોમાં બંડ જગાવવા પોતાના સાથીઓની જોડે નીકળી પડતો—કંઈ નહિ તો લોકોને પોતાના આચરણથી એવો દાખલો બેસાડવા તે આમ કરતો, કે કર ઉઘરાવનારની સામે થોડું ધાંધલ મચાવવું એ નથી બંડ કે નથી વિપ્લવ; એ તો કોઈ અનોખી જ વસ્તુ છે.

માલાટેસ્ટા વૈદકનો વિદ્યાર્થી હતો. તેણે પોતાના દાક્તરના ધંધાની કારકિર્દી અને પૈસોટકો, બંને વિપ્લવને ખાતર જતાં કર્યાં હતાં. આવેશની અખંડ જ્વાળા તેને હૈયે બળતી અને બુદ્ધિપ્રભાવમાં પણ કંઈ કમ નહોતો. તે પણ શુદ્ધ ભાવનાભક્ત હતો. આજે પચાસની ઉંમરે પણ તેની એ ભક્તિ એટલી સતેજ છે કે આજ સાંજે પોતે વાળુ ક્યાં કરશે કે પથારી ક્યાં પામરો તે વાતની જેમ તેને જાણ હોતી નથી, તેમ ચિંતા પણ હોતી નથી. ઘરબારની કશી ઉપાધિ વિનાનો તે લંડનના રસ્તા પર દિવસે શરબત વેચીને તેની આવકમાંથી પોતે ગુજારો કરતો અને રાતે ઇટાલિયન વર્તમાનપત્રો માટે ચટકદાર લેખો લખતો. કોઈ વાર ફ્રાંસમાં કેદખાને પડે, છુટકારો પામે, ત્યાંથી દેશનિકાલ થાય; કોઈ વાર પાછો ઇટલીમાં ઝડપાઇ જાય; પાછળથી કોઈ એકાંત બેટ પર કાળે પાણીએ કહાય, નાસી છૂટે ત્યાંથી, અને ફરીથી ઇટલીમાં છૂપા વેશે આવી પહોંચેઃ આવી તેની જિંદગી હતી.

તે હમેશાં આમ–શું ઇટલીમાં, શું પરદેશોમાં–લડત જ્યાં ખરેખર જામી હોય ત્યાં જ ઝંપલાવતો. જરા પણ જંપ્યા વિના સતત ત્રીશ વરસ લગી તે આવી રીતે મંડ્યો રહ્યો છે. અમારામાંનો કોઈ પણ તેનાથી છૂટો પડ્યા બાદ તેને જ્યારે ફરીથી કોઈ સ્થળે ભેટી જાય, ત્યારે તે એમ જ પૂરી સજા ભોગવીને કે બેટમાંથી ભાગીને આવ્યો હોય. ને પછી તે ફરી વાર લડતમાં ઝુકાવતો તે પણ પહેલાં જેવી જ ભૂતદયાથી, દુશ્મનો કે જેલરો પ્રત્યે પહેલાં જેવા જ અદ્વેષથી,–કોઇ પણ મિત્રને માટેનું તેનું સ્મિત પણ હમેશાં એકસરખું જ મીઠું હોવાનું; અને તેવી જ એકસરખી મીઠાશથી તે હરકોઈ સંજોગમાં કોઈ બાળકને પણ લાડ લડાવતો જોવામાં આવતો.

તે વખતે ઘણાખરા રશિયન સમાજવાદીઓ તો જર્મનીના સોશયલ ડેમોક્રેટોના પક્ષમાં ભળેલા હોઇ, તેમનામાંના થોડા જ અમારી જોડે હતા. તેમાંના બેનો ઉલ્લેખ અહીં થવો જ જોઇએ: પ્રસિદ્ધ ક્રાંતિવાદી હર્ઝનનો ઉમરાવ મિત્ર ઝુકોવ્સ્કી, જે એક તેજસ્વી અને સંસ્કારી યુવાન હતો અને જેની કામદારોને પ્રેરવાની શક્તિ જ્વલંત અને અસાધારણ હતી; અને સોકોલોફ–જે પહેલાં રશિયન લશ્કરમાં અફસર હતો અને જેનાં ઝમકદાર લખાણોના પ્રતાપે સંખ્યાબંધ રશિયનો સમાજવાદના પંથમાં ભળ્યા હતા. આ સિવાય જર્મનોમાંથી વર્નર અને રિન્કે તથા સ્પેનિયર્ડોમાંથી અલબારાસિન પણ અમારા સહકારીઓ હતા. પરંતુ મને લાગે છે કે એ સર્વનાં આ ઝાંખાં રેખાચિત્રો પરથી વાચકને તે માન અને પ્રેમનો કશો ખ્યાલ નથી આવવાનો, જે માનપ્રેમ અમારા પ્રત્યેકના દિલમાં આ દેશદેશના અપૂર્વ સ્વાર્પણીઓને માટે હતાં. વળી મેં અહીં જે નામો આપ્યાં છે તે તો એવાઓનાં જ જેઓ લેખકો યા તો પરિષદપ્રતિનિધિઓ તરીકે વત્તીઓછી ખ્યાત પામ્યા હોય. પણ જ્યુરાના તે સ્મરણીય સમવાયમાં એવા કેટલા ય અપ્રખ્યાત

સૈનિકો હતા, જેઓ કોઇ પણ સાહસમાં કોઈ પણ વખતે સાથ દેવા ખડે પગે તૈયાર હતા અને પોતાને સોંપાએલું કામ નાનું છે કે મોટું, તેનાં મહાન પરિણામ નીપજશે કે માત્ર પોતાને અને કુટુંબને એ કામ અંતે ચિંતાકારી જ નીવડશે, તેનો જરા સરખો પણ વિચાર કર્યા વિના, એકચિત્તે ફરજ બજાવવામાં જ ધન્યતા માનતા.

## ૪

## નવીન સમાજરચના

### ૧

સ્વિટ્ઝર્લૅંડનાં બધાં શહેરોમાં, લાશૉક્ર-દ-ફોન્ડઝ, હવાપાણી તેમ જ સારી વનસ્પતિની દૃષ્ટિએ, સૌથી ઓછું આકર્ષક છે; પણ કેન્દ્ર તરીકે એ ઘણું સગવડભરેલું હોવાથી અમારે ત્યાં અમારું મથક રાખવું પડ્યું હતું. પિન્ડી સ્પિછિગ્ર અને અલબરાસિન ત્યાં જ રહેતા હતા અને ત્યાંથી હું વારંવાર ન્યુ શાટેલ જઇને ગ્વિલૌમને તથા સેંટ ઇમિએર જઇને શ્વિત્સ્ગ્વેબેલને મળી શકું તેમ હતું.

મને ગમતું તેવું પ્રવૃત્તિમય જીવન હવે મારે માટે શરુ થયું. અમે ઘણી સભાઓ ભરતા. અમારાં નિવેદનપત્રો અમે જાતે જઇને ઉપાહારગૃહો તથા કારખાનાંમાં વહેંચી આવતા. કાર્યકરોની વિભાગી સભા અઠવાડિયામાં એક વાર મળતી. ત્યાં ઘણી આવેશમય ચર્ચાઓ થતી. વળી, જે જુદાજુદા રાજકીય પક્ષો પોતાની સભાઓ ભરતા તેમાં પણ અમે અરાજ્યવાદનો સંદેશ સુણાવવા જતા. આ કામો માટે હું ઘણી વાર મુસાફરીએ જતો, વિભાગેવિભાગના સભ્યોની મુલાકાત લેતો અને તેમને મદદ કરતો.

એ શિયાળામાં અમને સહાનુભૂતિ તો ઘણાની મળી, પણ ઘડિયાળના ધંધા માટે એ વખતે મામલો ઘણો બારીક હોવાને કારણે અમારું કામ ઇચ્છીએ તેટલું નિયમસર થઇ શકતું નહિ. કામદારોમાંના અર્ધોઅર્ધ કાં તો બેકાર હતા, અથવા તો તેમને કામ બહુ થોડું મળતું. આ કારણને લીધે, શહેરસુધરાઇએ માત્ર પડતર કિંમતે જમવાનું પૂરું પાડવાની વીશીઓ ખોલવી પડી હતી. સહકારી ધોરણે ચાલતું જે કારખાનું શહેરના અરાજ્યવાદીઓએ ચાલુ કર્યું હતું અને જેની સઘળી આવક તેના સર્વ સભ્યોમાં સરખે હિસ્સે વહેંચી લેવાતી હતી, તેની પ્રતિષ્ઠા ઊંચી હોવા છતાં તેને કામ ઝાઝું મળતું નહિ. એ દિવસોમાં સ્પિછિગર જેવા કારીગર અને ફિલસૂફને રોટલો પામવા સારુ ઊન સાફ કરવાનું કામ સ્વીકારવાની ફરજ પણ પડી હતી.

એ વર્ષમાં સ્વિટ્ઝર્લેંડના પાટનગર બર્નમાં એક લાલ વાવટાના સરઘસમાં અમે સૌએ ભાગ લીધો હતો. એ વખતે યુરપના બીજા ભાગોમાં કામદારપ્રવૃત્તિ સામેના પ્રત્યાઘાતનું જે મોજું ફરી વળ્યું હતું, તેની અસર હેઠળ બર્નના સત્તાધીશોએ, દેશના બંધારણની ઉપરવટ જઈને પણ કામદારસંઘના એ નિશાન સામે મનાઇહુકમ કાઢયો હતો. અમે સૌએ 'પેરિસ કમ્યુન'ની સંવત્સરીને દહાડે લાલ વાવટા સાથે સરઘસ કાઢીને તે હુકમનો ભંગ કર્યો. સરઘસ સભાસ્થળે પહોંચતાં સુધીમાં અમારે પોલિસ સાથે અથડામણ થએલી જ, જેને પરિણામે બે અમારા અને બે તેમના માણસો ઘાયલ થયા હતા. આ ધમાલને અંતે પણ અમારી સભા ફતેહમંદીથી ભરાઈ જ. પાછળથી ત્રીશ જણ પકડાએલા અને તેમનો મુકદ્દમો પણ ચાલ્યો હતો. પણ પ્રજાની લાગણી અમારી તરફેણમાં એટલી બધી હતી કે માત્ર ત્રણત્રણ માસની હળવી સજા જ એ લોકોને સત્તાવાળાઓ કરી શકયા. આ સ્થળે બે ખાસ બાબત નોંધવા જોઈએ : અમારા સંઘમાં જેઓ નેતા જેવા મનાતા હતા

અરસપરસના સીધા અને અપરતંત્ર કરારની રૂએ જ હોય: જેમ, હમણાં રેલવેઓ અને ટપાલનાં ખાતાં દેશદેશના નિર્વિઘ્ન વહેવાર માટે પરસ્પર સહકાર કરે છે (જોકે તેમના હેતુઓ તો સ્વાર્થપ્રધાન છે એમ કહેવું જોઇએ ) તેમ; અથવા તો હમણાં જેમ પ્રાંતપ્રાંતના કે દેશદેશના સાઇક્લિસ્ટો કે શિક્ષકો બૌદ્ધિક પ્રવૃત્તિ માટે કે માત્ર આનંદ માટે એકબીજા સાથે મળીને કામ કરે છે, તેમ. આ યોજનામાં ઉત્પાદન, શોધો અને વ્યવસ્થાનાં નવાંનવાં રૂપો વિકસાવવાની સ્વતંત્રતા પૂરેપૂરી રહેશે. વ્યક્તિની પોતાની અંતઃસ્ફુરણાને ઉત્તેજન મળશે અને કૃત્રિમ એકરૂપતા તથા કેન્દ્રીકરણ પ્રત્યેના સઘળા વલણને ઉત્તેજન મળતું બંધ થશે. ઉપરાંત, આ સમાજ જેને બદલી શકાય જ નહિ તેવાં રૂપો ધરીને જડ બની જશે નહિ; કારણ, તે એક સજીવ, ખીલતી વસ્તુ હશે. તેમાં કોઈ તરેહના રાજ્યતંત્રની કે સરકારની જરૂર રહેવાની નહિ, કેમ કે હમણાં સરકારો જે જે ફરજોને માટે એમ ધારે છે કે પોતે તે બજાવવી જોઇએ તે ફરજો નવી ગોઠવણ પ્રમાણે તો ઐચ્છિક કરારોથી અને સમવાયને લીધે મળતી સગવડોને પરિણામે જ બજાવાશે. વળી, એ સમાજમાં માણસમાણસ તેમ જ સમુદાયસમુદાય વચ્ચેના કજિયાનાં કારણો ઘણાં ઓછાં થવાનાં હોવાથી, તથા જે થોડા કજિયા અવારનવાર ઊભા થશે તેનો નિકાલ લવાદપંચથી જ કરવાનો હોવાથી પણ, હાલના પ્રકારના રાજ્યતંત્રની જરૂર રહેશે નહિ.

સમાજમાં જે આવું પરિવર્તન કરવાની આશા અમને હતી તેની અગત્યને કે તેના મહત્ત્વને અમારામાંના કોઈ જેવુંતેવું ગણતા નહોતા. અમારી મુશ્કેલીઓનો અને ધૈર્યની જરૂરનો ખ્યાલ અમને હતો. અમે સમજતા હતા કે ઔદ્યોગિક પ્રગતિ પામવાના સાધન તરીકે જમીન મકાનો કારખાનાં ખાણો વગેરેની ખાનગી માલિકી આવશ્યક હોવા વિશેનાં જે મંતવ્યો પ્રચલિત છે તેમ જ માણસોને કામ કરવાની ફરજ પાડવાના સાધન તરીકે પગાર–પદ્ધતિની પણ

જે આવશ્યક્તા મનાય છે, તે કંઇ એકદમ પલટાવાની નથી અને માલિકીના અને ઉત્પાદનના સમાજીકરણની ઉચ્ચતર ભાવનાઓ માટે સહેજે સ્થાન કરી આપવાની નથી. અમે જાણતા હતા કે ખાનગી માલિકી વિશેના ચલણી ખ્યાલો બદલાય ત્યાર પહેલાં, થકવી દે એટલું બધું પ્રચારકામ કરવું પડશે; લંબાયે જ જતી લડતો લડવી પડશે; હાલ માલિકી વિશેના જે ખ્યાલો છે અને પ્રકારો છે, તેની સામે વ્યક્તિ તેમ જ સમુદાયે બંડો ઉઠાવવાં પડશે; કેટલા ય ભોગો આપવા પડશે, વિપ્લવો વેઠવા પડશે અને પુનર્વિધાનના કેટલા ય પ્રયાસો–પ્રયોગો પણ–ફરીફરીને કરવા પડશે. અને અમે એ પણ સમજતા હતા કે રાજ્યસત્તાની અગત્ય વિશેના જે જે પ્રચલિત ખ્યાલોની વચ્ચે આપણે સૌ ઉછર્યા છીએ, તેનો ત્યાગ સંસ્કૃતિવાન જનસમાજ સહેજે કરવા ઇચ્છશે નહિ અને કરી શકે પણ નહિ. સત્તાની બાબતમાં પણ સમાજનું એ નવું ઘડતર શક્ય થાય ત્યાર પહેલાં, તેને ગળે આ વાત ઉતારવી પડશે કે ખરી રીતે તો જે વસ્તુ તમારી એકમેકની સાથે હળીમળીને વસવાની ભાવનાને લાગણીઓને અને ટેવોને આભારી છે, તેનું આરોપણ તમારા રાજ્યાધિકારીઓ પર અને તેમના કાયદાઓ પર કરવામાં તમે ભૂલ ખાધી છે. એ ભૂલનું ભાન દુનિયાને કરાવવા માટે વર્ષો ને વર્ષો સુધી અખંડ પ્રચારકામ કરવું પડશે; સત્તા સામે અમુક અંશે બંડો વારંવાર ઉઠાવવાં પડશે; તેમ જ, ઇતિહાસના આજ સુધીમાં ભણાએલા ઘણાક પાઠો પણ ભૂલવા પડશે. આ બધી વાતની અમને ખબર હતી. પણ સાથેસાથે અમને એ ખબર પણ હતી કે સમાજ તથા સત્તાની સુધારણાનો જે ઉપદેશ અમે કરતા હતા, તેને અંગેનું અમારું કામ માનવપ્રગતિના ચઢતા જુવાળને અનુકૂળ જ હતું, પ્રતિકૂળ નહિ.

૩

જ્યારે હું કામદારવર્ગ સાથે અને વધુ સુશિક્ષિતોમાંના કામદારોના સમભાવીઓ સાથે નિકટના પરિચયમાં આવ્યો ત્યારે મને

તેઓ પણ ઝપાઝપી વખતે સામાન્ય સૈનિકોની જેમ જ લડ્યા હતા; જેમણે પોલિસોને ઘાયલ કરેલા તેઓ પોતાની મેળે જ જાહેર થયા હતા. તેમને કશું છુપાવવાપણું હતું નહિ, કેમ કે પોતાની લડત સિદ્ધાંત ખાતર છે એ તેઓ સારી રીતે સમજતા હતા.

પણ સ્વિસ સરકારે મનાઈહુકમ તો કાયમ જ રાખેલો. તેને ફરીથી તોડવાનો અમે નિશ્ચય કર્યો. સેંટ ઇમિઍર ખાતે અમારી વાર્ષિક પારષદ તેવામાં મળવાની હતી. તેને અંગેના સરઘસમાં લાલ વાવટો આગળ ધરીને ચાલવાનું અમે ઠરાવ્યું. ગોઠવણ પ્રમાણે અમે કૂચ શરૂ કરી. સરકારવાળા પણ બધી રીતે તૈયારીમાં જ હતા. તેમણે ચાલુ પોલિસ ઉપરાંત લશ્કરની ગોઠવણ પણ રાખેલી. જે ચોકમાં પોલિસફોજ ખડી હતી, તે તરફ અમે નીકળ્યા ત્યારે અમારું મોટું દળ, અડગપણું અને ભારે તૈયારી જોઈને શહેરના શાણા મેયરે વિચાર્યું કે જો અટકાયત કરીશું તો નાહક લોહી રેડાશે અને તેને પારણામે પણ આ લોકો પોતાનું ધાર્યું કરવાના જ. તેથી તેણે અમને બિનખલેલ કૂચ કરવા દીધી. અમે સભાસ્થાને સીધા પહોંચ્યા અને પરિષદ ભરી. અમારામાંના કોઈને લડાઈ જોઈતી નહોતી; પણ સત્તાવાળાના દોરદમામી વર્તને અમારાં મન પહેલેથી જ એવાં ઉશ્કેરેલાં, કે અમે સભાસ્થાને પહોંચ્યા ત્યારે બેમાંની કઈ લાગણી—નકામી લડાઈ ન વહોરવી પડી તેથી મનને મળેલી રાહતની લાગણી; કે લડવાની તક જતી કરવી પડી તે માટેના ખેદની લાગણી—અમારાં દિલમાં પ્રધાનપદ ભોગવતી હતી, તે કળવું મુશ્કેલ છે. માનવી બહુ કસુતર[1] પ્રાણી છે.

## ૨

પરંતુ અમારી મુખ્ય પ્રવૃત્તિ તો જુદી હતીઃ એ પ્રવૃત્તિ એટલે અતંત્રશીલ ('એનાર્કિસ્ટ') સમાજવાદનાં વ્યવહારુ તેમ

[1] કસુતર=સમજવું સહેલું નહિ તેવું. (મૂળમાં 'કૉમ્પ્લેક્સ' છે.)

જ સૈદ્ધાંતિક સ્વરૂપોનો વિચાર કરવો અને તેને માટે કાર્ય કરવું. અને આ દિશામાં મહામંડળે એવું કંઈક નિઃશંક કરી બતાવ્યું છે જે ચિરંજીવ રહેશે. અમે જોયું કે સંસ્કૃતિવાન પ્રજાઓમાં સમાજરચનાના એક નવા સ્વરૂપના અંકુર ફૂટતા આવે છે અને આ રચના જૂની સમાજરચનાનું સ્થાન રફતેરફતે લેવાની છે. એ નવીન સમાજમાં બધાં ય માણસ સમાન દરજ્જાનાં હશે. હમણાં પડે છે તેવી ફરજ તેમને નહિ પડે કે તેમના હાથ અને મગજની શક્તિઓનો જે ખરીદનાર હોય તેનું મન ચાહે તેમ બેજવાબદારીથી વાપરવા માટે માણસોએ પોતપોતાની શક્તિ તેને વેચવી પડે. નવા સમાજમાં દરેક માણસના જ્ઞાન અને ઉત્પાદન-શક્તિને એવી રીતે નિયોજવામાં આવશે જેથી તેનું વ્યક્તિસ્વાતંત્ર્ય પૂરેપૂરું જળવાઈ રહે અને સાથેસાથે સમગ્ર સમાજનું હિત વધુમાં વધુ પ્રમાણમાં સાધી શકાય. આ સમાજ સંખ્યાબંધ મંડળો અથવા ઘોળોનું બનેલું હશે, કે જેવું દરેક મંડળ કે ઘોળ એક વિશાળ સમૂહ-તંત્ર અથવા તો સમવાય ('ફેડરેશન')ના રૂપે અરસપરસ જોડાએલું રહેશે. સમવાય એવા હેતુઓને અંગે જ સમજવાનો જેવામાં તેની જરૂર પડે. તે સિવાય દરેક ઘોળની પોતાની સ્વતંત્રતા અવિચ્છિન્ન રહે—સમવાયસત્તા અતિમોટા પ્રમાણમાં કેન્દ્રિત કદી ય થવી જોઈએ નહિ. આ પ્રકારની રચના જેમ ઉત્પાદનનાં તેમ વ્યયનાં બધાં સાધનો માટે કરવાનીઃ ઉત્પાદનનાં ખેતીવિષયક, ઔદ્યોગિક, બૌદ્ધિક અને કલાવિષયક સાધનો માટે; તથા વ્યયનાં રહેઠાણો, ગેસ, ખોરાકી અને ગામસફાઈ જેવાં સાધનો માટે. આ દરેક હેતુ માટે પહેલાં ગામ કે શહેરનો ઘોળ બંધાય, તેમાંથી પ્રાંતવાર મોટા ઘોળ બંધાય અને છેવટ આખા દેશનો તથા આંતરરાષ્ટ્રીય સમવાય રચાય. એ દરેક ઘોળ અને સમવાય માત્ર પોતાની નહિ પણ દેશની અને જગતની સર્વ પ્રકારની જરૂરતોને—આર્થિક, નૈતિક, બુદ્ધિના અને કલાના વિષયોની જરૂરતોને—લક્ષમાં રાખીને પ્રવૃત્તિ કરતો હોય. ઘોળેઘોળનું અથવા તો રાષ્ટ્રીય સમવાયેસમવાયનું જે સમૂહતંત્ર રચાય તે

અરસપરસના સીધા અને અપરતંત્ર કરારની રૂએ જ હોય: જેમ, હમણાં રેલ્વેઓ અને ટપાલનાં ખાતાં દેશદેશના નિર્વિઘ્ન વહેવાર માટે પરસ્પર સહકાર કરે છે (જોકે તેમના હેતુઓ તો સ્વાર્થપ્રધાન છે એમ કહેવું જોઇએ ) તેમ; અથવા તો હમણાં જેમ પ્રાંતપ્રાંતના કે દેશદેશના સાઇક્લિસ્ટો કે શિક્ષકો બૌદ્ધિક પ્રવૃત્તિ માટે કે માત્ર આનંદ માટે એકબીજા સાથે મળીને કામ કરે છે, તેમ. આ યોજનામાં ઉત્પાદન, શોધો અને વ્યવસ્થાનાં નવાંનવાં રૂપો વિકસાવવાની સ્વતંત્રતા પૂરેપૂરી રહેશે. વ્યક્તિની પોતાની અંતઃસ્ફુરણાને ઉત્તેજન મળશે અને કૃત્રિમ એકરૂપતા તથા કેન્દ્રીકરણ પ્રત્યેના સઘળા વલણને ઉત્તેજન મળતું બંધ થશે. ઉપરાંત, આ સમાજ જેને બદલી શકાય જ નહિ તેવાં રૂપો ધરીને જડ બની જશે નહિ; કારણ, તે એક સજીવ, ખીલતી વસ્તુ હશે. તેમાં કોઈ તરેહના રાજ્યતંત્રની કે સરકારની જરૂર રહેવાની નહિ, કેમ કે હમણાં સરકારો જે જે ફરજોને માટે એમ ધારે છે કે પોતે તે બજાવવી જોઇએ તે ફરજો નવી ગોઠવણ પ્રમાણે તો ઐચ્છિક કરારોથી અને સમવાયને લીધે મળતી સગવડોને પરિણામે જ બજાવાશે. વળી, એ સમાજમાં માણસમાણસ તેમ જ સમુદાયસમુદાય વચ્ચેના કજિયાનાં કારણો ઘણાં ઓછાં થવાનાં હોવાથી, તથા જે થોડા કજિયા અવારનવાર ઊભા થશે તેનો નિકાલ લવાદપંચથી જ કરવાનો હોવાથી પણ, હાલના પ્રકારના રાજ્યતંત્રની જરૂર રહેશે નહિ.

સમાજમાં જે આવું પરિવર્તન કરવાની આશા અમને હતી તેની અગત્યને કે તેના મહત્ત્વને અમારામાંના કોઈ જેવુંતેવું ગણતા નહોતા. અમારી મુશ્કેલીઓનો અને ધૈર્યની જરૂરનો ખ્યાલ અમને હતો. અમે સમજતા હતા કે ઔદ્યોગિક પ્રગતિ પામવાના સાધન તરીકે જમીન મકાનો કારખાનાં ખાણો વગેરેની ખાનગી માલિકી આવશ્યક હોવા વિશેનાં જે મંતવ્યો પ્રચલિત છે તેમ જ માણસોને કામ કરવાની ફરજ પાડવાના સાધન તરીકે પગાર–પદ્ધતિની પણ

જે આવશ્યક્તા મનાય છે, તે કંઇ એકદમ પલટાવાની નથી અને માલિકીના અને ઉત્પાદનના સમાજીકરણની ઉચ્ચતર ભાવનાઓ માટે સહેજે સ્થાન કરી આપવાની નથી. અમે જાણતા હતા કે ખાનગી માલિકી વિશેના ચલણી ખ્યાલો બદલાય ત્યાર પહેલાં, થકવી દે એટલું બધું પ્રચારકામ કરવું પડશે; લંબાયે જ જતી લડતો લડવી પડશે; હાલ માલિકી વિશેના જે ખ્યાલો છે અને પ્રકારો છે, તેની સામે વ્યક્તિ તેમ જ સમુદાયે બંડો ઉઠાવવાં પડશે; કેટલા ય ભોગો આપવા પડશે, વિપ્લવો વેઠવા પડશે અને પુનર્વિધાનના કેટલા ય પ્રયાસો–પ્રયોગો પણ–ફરીફરીને કરવા પડશે. અને અમે એ પણ સમજતા હતા કે રાજ્યસત્તાની અગત્ય વિશેના જે જે પ્રચલિત ખ્યાલોની વચ્ચે આપણે સૌ ઉછર્યા છીએ, તેનો ત્યાગ સંસ્કૃતિવાન જનસમાજ સહેજે કરવા ઇચ્છશે નહિ અને કરી શકે પણ નહિ. સત્તાની બાબતમાં પણ સમાજનું એ નવું ઘડતર શક્ય થાય ત્યાર પહેલાં, તેને ગળે આ વાત ઉતારવી પડશે કે ખરી રીતે તો જે વસ્તુ તમારી એકમેકની સાથે હળીમળીને વસવાની ભાવનાને લાગણીઓને અને ટેવોને આભારી છે, તેનું આરોપણ તમારા રાજ્યાધિકારીઓ પર અને તેમના કાયદાઓ પર કરવામાં તમે ભૂલ ખાધી છે. એ ભૂલનું ભાન દુનિયાને કરાવવા માટે વર્ષો ને વર્ષો સુધી અખંડ પ્રચારકામ કરવું પડશે; સત્તા સામે અમુક અંશે બંડો વારંવાર ઉઠાવવાં પડશે; તેમ જ, ઇતિહાસના આજ સુધીમાં ભણાએલા ઘણાક પાઠો પણ ભૂલવા પડશે. આ બધી વાતની અમને ખબર હતી. પણ સાથેસાથે અમને એ ખબર પણ હતી કે સમાજ તથા સત્તાની સુધારણાનો જે ઉપદેશ અમે કરતા હતા, તેને અંગેનું અમારું કામ માનવપ્રગતિના ચઢતા જુવાળને અનુકૂળ જ હતું, પ્રતિકૂળ નહિ.

૩

જ્યારે હું કામદારવર્ગ સાથે અને વધુ સુશિક્ષિતોમાંના કામદારોના સમભાવીઓ સાથે નિકટના પરિચયમાં આવ્યો ત્યારે મને

તુરત જ સમજાયું કે તેમને પોતપોતાના અંગત હિત કરતાં પણ અંગત સ્વાતંત્ર્યની કિંમત વધારે છે. પચાસ વર્ષ પહેલાં સ્થિતિ એ હતી કે કામદારો પોતાને મળનાર સ્થૂલ સુખસગવડોના બદલામાં પોતાનું સ્વાતંત્ર્ય કોઇ પણ તરેહના રાજ્યકર્તાને—સીઝર જેવા કોઇકને પણ—વેચી દેવા તૈયાર હતા. પણ હવે તેવું નથી. લૅટિન પ્રજાઓના કામદારોનાં માનસ પરથી હું એટલું તો જોઈ શક્યો કે કામદારપ્રવૃત્તિના શ્રેષ્ઠ નેતાઓમાંથી ચુંટાએલા હોય તેવા રાજ્યકર્તાઓમાં, એટલે કે અધિકારીઓમાં, કામદારોને હવે અંધશ્રદ્ધા છે નહિ. "પહેલાં તો આપણે એ વાત બરાબર જાણવી જોઈએ કે આપણે જોઇએ છે શું; એ જાણ્યા પછી તેને જ્યારે અમલમાં મૂકવાનો વખત આવે, ત્યારે સૌથી સારી રીતે મૂકનાર જે માણસો, તે આપણે જ"—આ પ્રકારની ભાવના કામદારોમાં પ્રસરતી—અને, ધારવામાં આવે છે તેના કરતાં વધુ વ્યાપકતાથી પ્રસરેલી—મેં જોઈ. તેમના આંતરરાષ્ટ્રીય સંઘની કાયદાપોથીમાં આ જે વાક્ય સામેલ રાખવામાં આવ્યું હતું, કે "કામદારોની મુક્તિ તેમણે પોતે જ સાધવાની છે" તે સૌ કોઇને માન્ય હતું. 'પૅરિસ કમ્યુન'ના બંડ વખતે થએલા કડવા અનુભવે તેનાં મૂળ ઊલટાં વધારે ઊંડાં નાખ્યાં હતાં. તે વખતે હોટેલ દ વિલ જેવા સ્થાનમાં વસતા કામદારનેતાઓએ જોઇ લીધું હતું કે પોતે કામદારોની જિંદગીથી એટલા તો દૂર હતા કે ઉત્સાહવંત કામદારો તેમનો પડ્યો બોલ ઝીલવા તત્પર હોવા છતાં, કામદારોનાં મનનું ઘડતર—તેમની એકંદર તૈયારી, વગેરે—નેતાઓ એવું રચી શક્યા નહોતા કે કામદારો પોતપોતાની હૈયાઉકલતથી પ્રવૃત્તિને આગળ વધારી શકે. ડગલે ને પગલે, હવે શું કરવું છે એમ પૂછતાપૂછતા તેઓ નેતાઓ પાસે આવતા. પણ નેતાઓ પોતે જેમ તેમની સાથે પૂરતા એકરૂપ થયા નહોતા, તેમ કામદારોમાં ઘટતો સ્વાશ્રય પ્રગટે એવી તાલીમ હજી તેમણે એ લોકોને આપેલી નાહ, તેથી પ્રગતિ કરવામાં ભારે મુશ્કેલીઓ નડતી હતી.

આ સર્વ અનુભવોથી અમને એ પણ સ્પષ્ટ થયું હતું કે સમાજવાદે જો ફતેહમંદ થવું હોય, તો જનસમાજ સઘળી મિલકત અને ઉત્પાદનનાં સાધનોનો માલિક છે એ પ્રકારની ભાવના પ્રજામાં જાગૃત કરવા ઉપરાંત, અતંત્રવાદના જે મૂળભૂત સિદ્ધાંતો છે— વ્યક્તિની સ્વયંસ્ફૂરણાના તથા આત્મશ્રદ્ધાના સિદ્ધાંતો—તેનો પ્રચાર પણ વિશાળ પાયા પર થવાની જરૂર છે.

અમે બેશક એટલું તો પહેલેથી જોઈ શક્યા હતા કે જો વ્યક્તિને પોતાના વિચારો દર્શાવવાનું તથા કાર્યનું સ્વાતંત્ર્ય પૂરેપૂરું ભોગવવા દેવામાં આવશે તો અમારા સિદ્ધાંતોનો ઘણો વધુપડતો અને સહરાઘાતભર્યો ઉપયોગ થશે અને તેવા ઉપયોગનાં અનિષ્ટ પરિણામોનો સામનો અમારે કરવો પડશે. પણ અમને વિશ્વાસ હતો— અને અનુભવે તેને ખરો ઠરાવ્યો છે— કે અભિપ્રાયો અને કાર્યોની નિખાલસ ખુલ્લા દિલની ટીકાઓ સહિતનું સામાજિક જીવન પોતે જ એક એવી વસ્તુ છે કે અભિપ્રાયોની છણાવટ માટે અને કેટલીક અનિવાર્ય સહરાઘાતને તેમાંથી ટાળી નાખવા માટે તે સૌથી વધારે અસરકારક સાધન બને. ખરું પૂછો તો, અમે અહીં વર્તતા હતા તે આ પુરાણી ઉક્તિને અનુસરીનેઃ સ્વાતંત્ર્યની તાત્કાલિક અગવડોનું સૌથી વહેવારુ નિવારણ સ્વાતંત્ર્યમાં જ રહેલું છે. માણસની સામાજિક ટેવોનું એક મધ્યવર્તી બિંદુ એવું છે જે ભૂતકાળનો તેને વારસો છે, જેની પૂરતી કદર હજી થઈ નથી અને જે બળજબરીથી ટકાવી શકાતું નથી. તે તો બળજબરીથી પર છે. તેની પર જ માણસજાતની બધી પ્રગતિનો પાયો ચણાયો છે. અને જ્યાં સુધી માણસજાત શરીર અને મનથી છેક કંતાઈ જવા માંડશે નહિ ત્યાં લગી એ મધ્યબિંદુ તેની સામેની ગમે તેટલી ટીકાઓથી કે બંડોથી નાશ પામવાનું નથી. મારો મનુષ્યો અને વસ્તુઓનો અનુભવ જેમજેમ વધતો ગયો, તેમતેમ આ સર્વ અભિપ્રાયો મારા મનમાં સજ્જડ થતા ગયા.

સાથેસાથે અમે આ વાત પણ સમજતા હતા કે આવું પરિવર્તન કોઈ એકાદ પ્રતિભાવંત વિભૂતિની કલ્પનાઓથી થવાનું નથી; તે કંઇ એકાદ વ્યક્તિની શોધ નીવડશે નહિ: એ તો નીપજવું જોઇએ આમવર્ગે કરેલાં રચનાત્મક કાર્યોના ફળ તરીકે: જેવી રીતે યુરોપી મધ્યકાલના પ્રારંભસમયની ન્યાયરીતિ, તેની ગ્રામ-સમાજરચના, તેની ગણસત્તાક સંસ્થાઓ ('ગિલ્ડ્ઝ'), મધ્યકાલીન નગર અને આંતરરાષ્ટ્રીય કાયદાના પાયાઓ—આ સર્વ પણ જન-સમૂહની જ કૃતિઓ હતી, તેવી રીતે.

અમારા પુરોગામીઓમાંના ઘણાએ આદર્શરૂપ મનોરાજ્ય કલ્પ્યાં હતાં. તેમનામાંના કેટલાકે સત્તાના સિદ્ધાંતને તેના પાયારૂપ ગણ્યો હતો અને બીજા કેટલાકે, વધુ વિરલ પ્રસંગે, સ્વતંત્રતાના સિદ્ધાંતને તેવો ગણ્યો હતો. જે પિરેમિડરૂપ ભાવનાઓ રોમન સામ્રાજ્ય અને રોમન ધર્મસંસ્થાના અનુકરણરૂપ હતી, તેના વિરોધ તરીકે રોબર્ટ ઓવન અને ફુરિઅરે દુનિયાને એવી સમાજભાવનાની ભેટ કરી હતી, જેમાં સમાજ એક અપરતંત્ર અને આપમેળે વિકસતી સેન્દ્રિય વસ્તુ જેવી જ હોય; પ્રુદ્‌હોંએ તેમનું કાર્ય ચાલુ રાખ્યું; અને બાકુનિને શું કર્યું કે તેણે સાંપ્રત સંસ્થાઓને કસોટીએ ચઢાવવામાં ઇતિહાસની ફિલસૂફીની પોતાની સ્પષ્ટ અને વિશાળ સમજને ઉપયોગમાં લઇને, "તોડતાંતોડતાં ચણતર કર્યું." પરંતુ એ બધાયનું કામ આ બાબતમાં મંગલાચરણ કરવા જેટલું જ હતું.

આંતરરાષ્ટ્રીય કામદારસંઘે હવે કામદારોને પોતાને જ તૈયાર કરીને, વહેવારુ સમાજશાસ્ત્રની સમસ્યાઓ ઉકેલવાની એક નવી પદ્ધતિનો પ્રારંભ કર્યો. સંઘમાં જોડાએલા શિક્ષિતોએ આ વિષયમાં પોતાને માથે જે ફરજ રાખી તે તો એટલી જ કે જગતના જુદા-જુદા દેશોની પ્રવૃત્તિથી કામદારોને પરિચિત રાખવા, એ પ્રવૃત્તિનાં પરિણામોનું પૃથક્કરણ તેમની આગળ કરવું, અને પછીથી, તે પરથી અનુમાનો બાંધવામાં તેમને મદદ કરવી. સમાજ કેવો હોવો

જોઈએ તે વિશેના અમારા કેવળ સિદ્ધાંતાત્મક વિચારો પરથી કાલ્પનિક મનોરાજ્યો ઘડવાનો ડોળ અમે કરતા નહિ; પણ, હાલનાં અનિષ્ટોનાં કારણો શોધવા અમે કામદારોને સૂચવતા; અને તેમની ચર્ચાઓ અને પરિષદોમાં, હાલની સમાજરચના કરતાં વધારે સારી રચનાનાં વહેવારુ સ્વરૂપો વિચારવાના કાર્યમાં પણ તેમને ઉત્તેજન આપતા. એવી કોઈ આંતરરાષ્ટ્રીય પરિષદમાં રજૂ થએલી સમસ્યાનો અભ્યાસ કરવાની ભલામણ બધાં ય કામદાર-મંડળોને કરવામાં આવતી. વરસ દરમિયાન તેની ચર્ચા પુરપભરમાં થતી. એ ચર્ચા દરેક જગ્યાના સ્થાનિક ધંધાઓ અને સ્થાનિક જરૂરતોને ધ્યાનમાં રાખીને તે દરેકના વિભાગોની નાની સભાઓમાં જ્ઞાનપૂર્વક થતી. પછી તે રીતે થએલું દરેક વિભાગનું કામ-કાજ તે સમવાયની વળતી પરિષદમાં રજૂ થતું. અને તેની છેલ્લી રજુઆત ત્યાર પછીની આંતરરાષ્ટ્રીય પરિષદમાં વધારે સાંગો-પાંગ રૂપે થતી. સમાજના જેવા ઘડતર માટે અમે ઝંખતા હતા તેવાની યોજના આમ, સિદ્ધાંતની તેમ જ વહેવારની નજરે, તળિયે-થી શરૂ થતી. અતંત્રવાદને અનુસરનારી આવી સમાજરચનાની ભાવના સિદ્ધ કરવાની એ સાધનાપ્રવૃત્તિમાં જ્યુરા ફેડરેશને આપેલો હિસ્સો મોટો હતો.

એ પ્રવૃત્તિને અંગે જે અનુકૂળ પરિસ્થિતિમાં હું હતો તે પરથી મને તો હવે ધીમેધીમે એમ જ લાગવા માંડયું કે અતંત્ર-વાદ એ કંઈ માત્ર એક કાર્યરીતિ નથી, સ્વતંત્ર સમાજની માત્ર એક ભાવના નથી; પણ એવી રીતિ કે ભાવના કરતાં અધિક એવું કંઈક તેમાં છે. મને હવે પ્રતીતિ થતી ગઇ કે અતંત્રવાદ એ પ્રાકૃતિક અને સામાજિક ફિલસૂફીનું — જીવનદર્શનનું — એક એવું અંગ છે કે જેનો વિકાસ, આજ સુધી માનવીને લગતી વિદ્યા-ઓ ('સાયન્સીસ') માટે વપરાએલી તત્ત્વજ્ઞાનની કે તર્કશાસ્ત્રની પદ્ધતિ કરતાં જુદી જ પદ્ધતિ વડે સાધવો જોઇએ. મેં જોયું કે તેની ચિકિત્સા પ્રાકૃતિક વિદ્યાઓની પદ્ધતિથી થવી જોઇએ; પણ

એ પદ્ધતિનો પ્રયોગ, એવી વિદ્યાઓ માટે હર્બર્ટ સ્પેન્સરે સ્વીકારી છે તેવી ઉપલક સમાનતાઓની લપસણી ભૂમિ પર કરવો ન જોઇએ. એ પ્રયોગ તો માનવ સંસ્થાને લાગુ પાડેલા વ્યાપ્તિન્યાયના[1] નક્કર પાયા પર કરવો જોઇએ. અને એ દિશામાં સિદ્ધિ મેળવવા જે કંઇ વધુમાં વધુ મારાથી બન્યું તે મેં કર્યું હતું.

## ૫

## ઘેન્ટની યાદગાર પરિષદ

### ૧

૧૮૭૭ની પાનખર દરમિયાન બેલ્જિયમમાં બે પરિષદો ભરાઇ હતીઃ વર્વિયર્સ ખાતે ભરાએલી તે આંતરરાષ્ટ્રીય કામદારસંઘની; અને બીજી તે, ઘેન્ટમાં ભરાઇ હતી તે આંતરરાષ્ટ્રીય સમાજવાદીઓની પરિષદ. આમાંની બીજી વધારે મહત્ત્વની હતી; કેમ કે તેમાં જર્મન સોશિયલ ડેમોક્રેટો આખા યુરપની કામદારપ્રવૃત્તિને, પહેલાંની માફક પણ જુદા નામે, એક જ કેન્દ્રરૂપ કાર્યવાહક સમિતિની સત્તા હેઠળ ફરીથી લાવવાનો પ્રયાસ કરવાના છે એવા સમાચાર ફેલાયા હતા. આ કારણે, લેટિન પ્રજાઓના દેશોમાંનાં કામદારમંડળોની સ્વતંત્રતા અણીશુદ્ધ રાખવા માટે લડત ચલાવવાની ખાસ જરૂર હતી અને તેથી એ પરિષદમાં અમે અમારા પક્ષનું પ્રતિનિધિત્વ બને તેટલું વધારે મેળવ્યું હતું. હું તેમાં લેવાશોફ નામથી ગયો હતો; કંપોઝિટર

[1] વ્યાપ્તિન્યાય = 'ઇન્ડક્શન' —વિશેષ (વાત કે હકીકત) પરથી સામાન્ય સિદ્ધાંત કે અનુમાન બાંધવું તે.

વર્નર અને ઇજનેર રિન્ક, એ બે જર્મન કામદારો બ્રેસલથી બેલ્જિયમ સુધીનો લાંબો પંથ ઘણોખરો પગપાળા જ કાપીને પરિષદમાં આવ્યા હતા; અને, તે વખતે ઘેન્ટમાં અમે નવ જ અતંત્રવાદીઓ હતા, છતાં જર્મનોની કેન્દ્રીકરણની યોજના પર અંકુશ મૂકવામાં અમે ફાવ્યા હતા.

એ પ્રસંગને આજે[1] બાવીસ વરસ થઇ ગયાં છે. એ ગાળામાં સમાજવાદીઓની સંખ્યાબંધ પરિષદો ભરાઇ છે અને એ દરેક બેઠકમાં, કેન્દ્રીકરણની બાબતમાં સોશિયલ ડેમોક્રેટોની સામે અતંત્રવાદીઓએ ટક્કર ઝીલવી પડી છે. " હયાત રાજ્યતંત્રોમાં જ સત્તા હાથ કરવી જોઇએ" એવું માનનાર એ સામો પક્ષ એટલું યે નથી સમજતો કે સમાજવાદની પ્રવૃત્તિનું સકળ તત્ત્વ એ માન્યતામાં સમાતું નથી, તેથી જ એ બધો શક્તિ અને સમયનો વ્યય અંદર-અંદરના ઝગડામાં કરીને અરસપરસ કડવાશ વહોરવી પડી હતી. પ્રારંભથી જ સમાજવાદનો વિકાસ એકેકથી સ્વતંત્ર એવા ત્રણ જુદાજુદા માર્ગે થયો છે: એ દરેકનો પ્રણેતા અનુક્રમે સેન્ટ સાયમન, ફુરિઅર અને રૉબર્ટ ઓવન હતો. આમાંથી, સેંટ સાયમનના સંપ્રદાયે સોશિયલ ડેમોક્રસીનું રૂપ લીધું, ફુરિયરવાદ અતંત્રવાદમાં પરિણમ્યો અને ઇંગ્લંડ-અમેરિકામાં વિકસેલા ઓવનવાદનાં મુખ્ય અંગો આ હતાં: મજૂરમંડળોની સંસ્થા અને પ્રથા ('ટ્રેડ-યુનિયનિઝમ'); પરસ્પર સહકારી મંડળીઓ; અને કહેવાતો શહેરસુધરાઇનો સમાજવાદ. ઓવનનો આ સંપ્રદાય સોશિયલ ડેમોક્રેટોને ઇષ્ટ છે તેવા રાજ્યને હસ્તકના સમાજવાદનો ('સ્ટેટ સોશિયલિઝમ'નો) વિરોધી છે, પણ તેની ઘણી ખાસિયતો અતંત્રવાદમાં મોજૂદ છે. પરંતુ, આ ત્રણે વાદ પાછળની ફિલસૂફી આખરે તો એક જ ધ્યેયને અનુસરનારી છે એ હકીકત, તથા ફુરિયરવાદ અને ઓવનવાદે તો માનવીની પ્રગતિને કીમતી અર્પણ કરવાનું છે એ હકીકત પણ

૧. પુસ્તક લખાયું ત્યારે, ૧૮૯૯ કે ૧૯૦૦ માં.

ન સમજવાને કારણે, પા સદી જેટલો વખત કામદારપ્રવૃત્તિને માટે સોશિયલ ડેમોક્રેટને રુચતું અશક્ય આદર્શ જેવું મનોરાજ્ય ઘડવામાં વીતાવવામાં આવ્યો છે.

૨

ઘેન્ટની પરિષદનો અંત મારે માટે તો એક અણધારી રીતે આવ્યો. પરિષદ શરૂ થયા પછી ત્રણચાર દહાડે પોલિસવાળાને મેં. લેવાશોફના ખરા નામની ખબર પડી; એટલે મારા ઉતારાવાળી હોટેલમાં મેં એ ધારણ કરેલું નામ આપીને તેમની નજરે જે ગુનો કર્યો હતો, તેને માટે મને પકડવાનો હુકમ તેમને મળ્યો. આ વાત મારા બેલ્જિયન મિત્રોના જાણવામાં આવતાં તેમણે મને ચેતવણી આપી કે સાવધાન રહેજો, માથે ભય ઝઝૂમે છે. તેમનું કહેવું એવું હતું કે, તે વખતે ધર્મસત્તાથી દબાએલું એવું જે પ્રધાનમંડળ બેલ્જિયમમાં અધિકાર પર હતું તે નિઃસંકોચ મને રશિયાને હવાલે કરી દે તેવું હતું. આથી તેમનો આગ્રહ હતો કે મારે સત્વર જ પરિષદ અને એ દેશને છોડી જવાં. ખબર આવેલા પરિષદને જ સ્થળે, તેથી તેમણે તો મને હોટેલમાં પણ જવા દીધો નહિ. પરિષદમંડપમાંથી જ કેટલાક તેના સ્થાનિક કાર્યકરોએ મારો કબજો લીધો અને ભારે સાવધાનીથી અમારા વિરોધપક્ષ–સોશિયલ ડેમોક્રેટ–માંના એકને ત્યાં મને લઇ ગયા. રાત મારે એના ઘરમાં ગાળવાની હતી. એ ભેરૂબંધે હું અતંત્રવાદી હોવા છતાં મારી એવી તો મીઠી મહેમાની કરી કે જાણે પોતે મારો સગો ભાઇ હોય.

વળતી સવારે મેં એક આગબોટમાં બેસીને ફરી એક વાર ઇંગ્લંડનો રસ્તો લીધો. લંડનમાં હું ઝાઝું રોકાયો નહિ. જે થોડું રહ્યો, તે દરમિયાન બ્રિટિશ મ્યુઝિયમના પુસ્તકાલયમાં જઇ, ફ્રેંચ રેવોલ્યુશન વિશેના ગ્રંથો ત્યાં વાંચી, ક્રાંતિ કેવી રીતે ફાટી નીકળે

છે, તેનો અભ્યાસ કર્યો. પણ મારે તો વધારે પ્રવૃત્તિ જોઇતી હતી, તેથી થોડા જ વખતમાં પૅરિસ ગયો.

તેવામાં પૅરિસમાં—'કમ્યુન'વાળી ચળવળ સખ્તીથી દાબી દેવામાં આવી ત્યાર પછી આ પહેલી જ વાર—કામદારપ્રવૃત્તિનું પુનરુત્થાન થવા માંડયું હતું. આ કારણે અમે કેટલાક સમાનધર્મીઓએ પણ હવે ત્યાં પ્રવૃત્તિને આગળ ધપાવવા માટે ખરા સમાજવાદને અનુસરીને કામ કરવા માટે જૂથ બાંધ્યાં. મારા ત્યાંના સાથીઓમાં ઇટાલિયન સમાજવાદી કોસ્ટા હતો; પૅરિસના કામદારોમાંના કેટલાક અતંત્રવાદીઓ હતા; અને હજુ તે વખતે કટ્ટર સોશિયલ ડેમોક્રેટ્સ થયા નહોતા એવા ગુસ ગ્રેશીડ અને તેના સહકારીઓ હતા.

અમે જે શરૂઆત કરી તે એટલી નાની હતી કે હાસ્યજનક ગણાય. અમે અરધોક ડઝન જણ હોટેલોમાં મળતા અને ચર્ચા કરતા. સભા મળે તેમાં સો શ્રોતાઓ હોય તો અમે તેને અમારું સદ્ભાગ્ય લેખતા. તે વખતે કોઇને ખ્યાલ સરખો પણ નહોતો કે બીજાં બે વર્ષમાં ચળવળ પૂરજોસમાં ચાલી શકશે. એટલા ગાળા પછી 'કમ્યુન'ના ક્રાંતિવાદીઓને માફી મળી ત્યારે તેમનો સત્કાર કરવા આખું પૅરિસ ઊલટયું હતું. સમાજવાદની એવી અણધારી અસર થએલી.

પણ એ અસર લાંબી પહોંચી નહિ. ૧૮૭૮ના એપ્રિલમાં કોસ્ટા અને તેનો એક સાથી પકડાયો. હું પકડાતો બચી ગયો તે પોલિસે મારા ધારણ કરેલા નામને મળતા નામવાળા રશિયન વિદ્યાર્થીને પકડવાની કોશિશ કરેલી તેથી જ. તેથી મેં તો ખરા નામે મહિનો પૅરિસમાં જ ગાળ્યો. પછી મને સ્વિટ્ઝર્લૅંડથી કહેણ આવતાં ત્યાં ગયો.

## ૬

# ટર્જેનેફ

## ૧

**પેરિસની** મારી આ રહેણાક દરમિયાન ટર્જેનેફ સાથે મારે પહેલ-વહેલી ઓળખાણ થઈ. તેણે અમારા બેઉના મિત્ર પી. એલ. લાવ્રૉફને મોંએ મને મળવાની ઇચ્છા દેખાડેલી; અને, એક સાચા રશિયન તરીકે, હું નાસી છૂટયો એ પ્રસંગને તેની ખુશાલીમાં એક ખાણું આપીને ઊજવ્યો હતો. હું તેને મળવા ગયો ત્યારે તેના ઘરનો ઉંબર મેં ઓળંગ્યો, તે ઊંડા પૂજ્યભાવથી. હર્ઝનના જોસદાર પત્ર 'બેલ'માં પણ તેનો સાથ છે તેની તો મને તે વખતે ખબર નહિ; પણ રશિયન ખેડૂતની ગુલામીની પ્રથાને ઘટતી રીતે વગોવનારી તેની 'સ્પોર્ટસમેન્સ નોટબુક' રશિયાની જે અસામાન્ય સેવા કરી હતી તેનાથી તો અમે સૌ સારી રીતે પરિચિત હતા. ઉપરાંત, ઉત્તર વયે પોતે લખેલી નવલકથાઓ દ્વારા પણ તેણે એટલી જ મહાન સેવા કરી છે. એ કથાઓમાં ટર્જેનેફે બતાવી આપ્યું છે કે, રશિયાની સ્ત્રીશક્તિ એટલે શું; તેનામાં હૃદયમનની સમૃદ્ધિના શા શા ભંડાર ભર્યા છે; પુરુષની પ્રેરણહાર તરીકે તેને હાથે કેવીકેવી સિદ્ધિઓ શક્ય છે. વળી તેણે આપણને એ પણ શીખવ્યું છે કે, ઉચ્ચતર શક્તિઓ ધરાવનાર પુરુષો સ્ત્રીઓ પ્રત્યે

કેવી દૃષ્ટિથી જુએ છે, તેમને કેવા અઢળક પ્રેમથી ચાહે છે. મારા પર અને મારા સમકાલીનો પર ટર્જેનેવના આ સાહિત્ય દ્વારા અપાએલા ઉદ્દેશના જે સ્થાયી સંસ્કાર પડ્યા, તે સ્ત્રીઓના હક વિશેના સર્વોત્તમ લેખો કરતાં પણ વધારે સબળ અને અસરકારક હતા.

દેખાવે તે કેવો હતો એ જાણીતું છે. તે કદાવર અને મજબૂત બાંધાનો હતો; સુંવાળા જાડા ભૂખરા કેશ તેને શિરે શોભતા હતા; અને બુદ્ધિપ્રભાવની સૂચક તેની ચમકતી આંખોમાં રમુજની વૃત્તિ પણ જણાતી. આવા પુરુષને જરૂર સોહામણો કહી શકાય. વળી તેની એકંદર રીતભાત પણ, ઉત્તમ રશિયન સાહિત્યકારોની રીતભાત પેઠે, સાદાઈથી ભરેલી અને કશા ડોળદમામ વિનાની હતી. અને તેનું મોટું મસ્તક પણ મગજશક્તિના અસાધારણ વિકાસનું સૂચક હતું.

તેનો વાર્તાલાપ તો સવિશેષ આકર્ષક હતો. જેમ તે લખતો તેમ જ બોલતો–ચિત્રમય અને અલંકારી વાણીમાં. અમુક ભાવનાને બહલાવીને આલેખવી હોય ત્યારે તે–પોતે તાત્ત્વિક ચર્ચાઓ કરવે ઘણો કુશળ હોવા છતાં—દલીલો કરતો નહિ, પણ તે ભાવનાને કોઈ દૃશ્ય કે ચિત્રને રૂપે એવી સરસ રીતે વર્ણવતો કે એ વર્ણન આપણને તેની કોઈક નવલકથામાંનું જ લાગે.

"તમને તમારા જીવનકાળમાં ફ્રેંચમેનો, જર્મનો અને બીજી પ્રજાઓનો ઘણો અનુભવ થયો હશે." તેણે એક વાર મને કહ્યું. "તમને એ અનુભવમાં એવું માલુમ પડ્યું છે ખરું, કે અમુક વિષય પરના એમના અને આપણા ખ્યાલો તથા અભિપ્રાયોની વચ્ચે અતિશય ઊંડો, જેનો તાગ જ લઈ ન શકાય તેવો, જાણે ખાડો પડેલો લાગે છે—એટલે કે, એવા ઘણા મુદ્દા છે, જેને વિશે તેમની સાથે આપણે એકમત ન જ થઇ શકીએ ?"

મેં જવાબ દીધો કે એવા કોઇ મુદ્દા મારા ધ્યાનમાં તો નથી.

"છે, કેટલાક છે. જુઓ, હું તમને દાખલો આપું." આમ કહી તેણે પોતાના અનુભવમાંથી એક પ્રસંગ વર્ણવી બતાવ્યો. તેનો સાર એ

હતો કે, પોતે એક વાર ફ્રેંચ સાહિત્યકારો ફ્લોબેર, દોદે અને ઝોલા સાથે કોઈ નવા નાટકનો પહેલો ખેલ જોવા ગએલો. નાટકનું વસ્તુ એ હતું કે એક પરણેલી સ્ત્રી પોતાનાં બે નાનાં બાળકોને–એક દીકરો ને એક દીકરી–લઇને પતિથી છૂટી થઈ હતી અને બીજા પુરુષ સાથે રહેતી હતી. પુરુષ ત્રણે જણને બહુ સારી રીતે રાખતો અને છોકરાં પણ તેને પોતાનો ખરો પિતા માનતાં. એક દહાડો સવારનો નાસ્તો લેવાની તૈયારી સૌ કરતાં હતાં, ત્યાં બીજા ખંડમાંથી–હવે અઢાર ને સત્તર વર્ષનાં થએલ–બાળકો આવ્યાં. પેલો પુરુષ પુત્રીને ચૂમી ભરવા જાય છે ત્યાં પુત્રે–તેના ભાઇએ, જેને ખરો પિતા આ નથી એ ખબર પડેલી—" ખબરદાર ! " કહી પુરુષને અટકાવ્યો ... આ દશ્યને પ્રેક્ષકોએ તાળીઓના ભારે ગગડાટથી વધાવ્યું. ફ્લોબેર વગેરે પણ તેમાં સામેલ થયા. " પણ " ટર્જનેફે વાત પૂરી કરતાં ઉમેર્યું " હું તો કંટાળી ઊઠયો હતો. સુખી કુટુંબના સુખનો નાશ એ રીતે કરનાર પેલા છોકરાને તેની મૂર્ખાઇ માટે ફટકારવો જોઇએ એમ મને તો લાગ્યું, ને એ મેં મારા મિત્રોને કહ્યું પણ. પરંતુ તેઓ મારું દષ્ટિબિંદુ સમજી શકયા નહિ. અને, નાટયકારનું આલેખન બધી રીતે બરાબર છે, એવું તેમનું દષ્ટિબિંદુ, વિષય પર કલાકો સુધી ચર્ચા કરવા છતાં, હું ન સમજી શકયો. "

હું પોતે પણ, અલબત્ત, આખી ય બાબતને ટર્જનેફની જેવી જ દષ્ટિથી જોતો હતો. તેણે વાત કહી ત્યારે તો મેં એકંદર સંમતિ બતાવીને તેને કહેલું કે તમારો અનુભવ મધ્યમ વર્ગનો જ વધારે છે, તેથી દેશદેશની ભાવનાઓમાં ઊંડો ભેદ તમને વર્તાય; પણ કામદારદુનિયામાં તેવું નથી. પણ પાછળથી હું જ્યારે ફ્રેંચ કામદારોના વધુ સમાગમમાં આવ્યો ત્યારે મારી ખાતરી થઈ કે મારી ભૂલ થાય છેઃ લગ્ન તેમ જ બીજા ઘણા મહત્ત્વના વિષયોમાં ફ્રેંચ અને રશિયન કામદારોના ખ્યાલો પણ એકબીજાથી જાદુ જુદા છે એમ મને સમજાયું.

૭

# 'લે રેવોલ્તે'

૧

**દરમિયાનમાં,** રશિયામાં બનતા બનાવોએ નવું સ્વરૂપ લીધું હતું. ૧૮૭૭માં રશિયાએ તુર્કી સામે જે જંગ મચાવ્યો તેનાથી ઘણાને નિરાશા થઇ હતી. એ લડાઈને પરિણામે બાલ્કનમાંની સ્લાવોનિયન પ્રજાને મળવાની હતી તે સ્વતંત્રતા જેવી મળી તેવી અપૂરતી હતી અને તેમને ખાતર રશિયનોએ જે ભારે મોટા ભોગ આપવા પડેલા, તેના પ્રમાણમાં તેમને ધારેલો લાભ પણ, બંને દેશો વચ્ચે જ્યારે સંધિ થઈ ત્યારે, મળ્યો નહિ. વળી, ક્રીમિયન વિગ્રહની જેમ આ વખતે પણ રાજ્યનાં ઘણાં નાણાં કોણ જાણે ક્યાં ય ઉચાપત થઈ ગયાં હતાં.

તુર્કી સામેની એ નિષ્ફળ જેવી લડાઇને પરિણામે જે અસંતોષ રશિયામાં ૧૮૭૭ની આખરે વ્યાપી ગયો હતો, તેનું એક પરિણામ એ આવ્યું કે છેક ૧૮૭૩થી જે એકસો ને ત્રાણું માણસોને અમારી ચળવળને અંગે કેદમાં પૂરી રાખવામાં આવ્યા હતા તેમને એક વરિષ્ટ અદાલત સમક્ષ ઊભા કરવામાં આવ્યા. તે આરોપીઓની મદદે સંખ્યાબંધ બુદ્ધિશાળી ધારાશાસ્ત્રીઓ હતા અને પ્રજાની સહાનુભૂતિ પણ તેમને તુરત જ મળી. વળી, જ્યારે એવી હકીકત બહાર આવી કે વગરતપાસે આમ વર્ષો સુધી કેદખાનામાં સબડવાને

પરિણામે તેમનામાંના એકત્રીસ જણની જિંદગી આપઘાત કે પાગલ-પણાને લીધે બરબાદ ગઈ હતી, ત્યારે લોકલાગણી તો તેમને માટે વધારે બળવાન થઈ જ, પણ ખુદ ન્યાયાધીશોને પણ તેમનાં દુઃખો માટે સમભાવ થયો. તેમણે ભારે સજા બહુ થોડાને જ, અને મુકાબલે હળવી બાકીનાને, કરી. આ બધી સજાઓનો પણ શહેનશાહ ઉદારતાથી ફરી વિચાર કરશે, એમ સૌ કોઈ માનતા હતા; પણ બન્યું એથી ઊલટું જ. એ નામદારે ફરી વિચાર કર્યાનું ફળ એ આવ્યું કે અદાલતે જેમને છોડી મૂકેલા તેમને હવે સાઈબીરિયા ધકેલવામાં આવ્યા અને જેમને ટૂંકી જ મુદતની સજા ફરમાવાએલી, તેઓને નસીબે હવે પાંચથી માંડી બાર વરસ સુધીની સખત મજૂરી સાથેની કેદ ચોંટી. આ બધાં કરતુક ખરી રીતે 'થર્ડ સેક્શન'ના ઉપરીઅધિકારી જનરલ મેઝેન્સ્ટોફનાં હતાં.

એવામાં જ એક વધુ યાદગાર બનાવ બન્યો હતો. જનરલ ટ્રેપોફ—સેંટ પીટર્સબર્ગના પોલિસખાતાનો વડો—એક વાર કાચી જેલમાં ગયો હશે. તે વખતે બોગોલ્યુબોફ નામે રાજકીય કેદીએ એ મહાન સર્વસત્તાધીશના માનમાં ટોપી ઉતારી નહિ. પેલો આથી ખીજાયો, બોગોલ્યુબોફ પર ધસ્યો અને કેદી જ્યારે સામો થયો ત્યારે તેને સિપાઈ પાસે ફટકા મરાવવાનો હુકમ કર્યો. બીજા કેદીઓએ આ જાણ્યું ત્યારે હુકમની સામે તેમણે જબરો શોર મચાવ્યો. બદલામાં, તેમને સૌને પણ નિર્દયતાથી ફટકા મારવામાં આવ્યા. આ ઘોર આંધળા અન્યાય તરફ પ્રજાનું લક્ષ ખેંચવાનો બીજો કોઈ જ માર્ગ ન રહ્યો, એટલે વેરા ઝેસ્યુલિચ નામે યુવતીએ ટ્રેપોફ પર રિવોલ્વર ફોડી. ટ્રેપોફને ઇજા થોડી જ થઈ હતી, પણ વેરાનો ઉદ્દેશ પાર પડ્યો. તેનો મુકદ્દમો ચાલ્યો તેમાં તે નિર્દોષ ઠરી. તે આમ છૂટ્યા છતાં પોલિસવાળા ન્યાયમંદિરમાં જ તેને ફરીથી પરહેજ કરવા ગયા ત્યારે પીટર્સબર્ગના જુવાનો વેરાને વીંટી વળ્યા અને તેને પકડાવા ન જ દીધી. થોડા વખતમાં તે

રશિયા છોડી ચાલી નીકળી તથા આખરે અમારી સ્વિટ્ઝર્લૅંડની પ્રવૃત્તિમાં ભળી. આ બનાવે તે કાળે આખા યુરપમાં ભારે ખળભળાટ ફેલાવ્યો હતો. બધાં વર્તમાનપત્રોએ તો વેરાનાં ગુણગાન ગાયાં જ, પણ ધીરગંભીર "રેવૂ દે દ્યુઝ મોંદ્ઝ' જેવા પત્રે પણ પોતાની ૧૮૭૮ના વર્ષની સમાલોચનામાં એમ લખ્યું કે જે બે વ્યક્તિઓ તે વર્ષમાં અગ્રગણ્ય કહેવાય તેમાંની એક વેરા હતી.

૨

વેરા ઝેસ્યુલિચવાળો એ પ્રસંગ બની ગયા પછી થોડે મહિને ત્રણચાર શ્રમજીવીઓએ, થોડાંથોડાં અઠવાડિયાંને અંતરે, જર્મની સ્પેન અને ઇટલીના રાજાઓના જાન લેવાના પ્રયાસો કર્યા. દરેક પ્રયાસ એકબીજાથી સ્વતંત્રપણે કરાએલો, છતાં યુરપની સરકારોએ તો એમ જ માની લીધું કે એ ખૂનના હુમલાઓ કોઈક જબ્બર કાવતરાનાં જ પરિણામ હોય. તે વિના આવી હિમ્મત છૂટક આદમીઓ એકસાથે કરે જ કેમ? અને તેવાં કાવતરાં સ્વિટ્ઝર્લૅંડના જ્યુરા મહામંડળ ને ત્યાંના આંતરરાષ્ટ્રીય કામદારસંઘ વિના યુરપભરમાં બીજું કોણ કરે તેમ હતું?... આવાઆવા વહેમ ખાઇને તે તે યુરોપી સરકારોએ સ્વિસ સરકારને દબાવી કે તમારા દેશમાં બળવાખોરો ભરાયા છે તેમને શિકસ્ત આપો. આજે એ બનાવને વીસ વરસ વહી ગયાં છે ને હું પૂરી ખાતરીથી કહું છું કે તેવું કોઈ કાવતરું અમે કે અમારા સાથીઓએ રચ્યું નહોતું; આમ છતાં, સ્વિસ સરકારે અમારું પત્ર 'આવાં-ગાર્દ' દબાવી દીધું અને દેશભર માટે ફતવો બહાર પાડ્યો કે, તેવું કોઈ જ પત્ર કોઈ પણ છાપખાનાએ છાપવું નહિ. વધારામાં, સ્વિસ પ્રજામાંના આગેવાન રાજકીય કાર્યકરોએ તેવામાં ખાનગી રીતે એવાએવા દોરીસંચા ચલાવ્યા જેને પરિણામે અમારા મહામંડળના આગેવાન સ્વિસ સભ્યોએ કાં તો સાર્વજનિક પ્રવૃત્તિમાંથી હટી જવું પડે, નહિ તો તેમને ભૂખમરો

વેઠવા વારો આવે. આવી પરિસ્થિતિ ઊભી થવાને પરિણામે મંડળે અમારા મુખપત્રના તંત્રી ધ્યૉસે ઉપરાંત વિલોમ, શ્વિત્ઝગેબેલ અને સ્પિચિગરની સેવાઓ ખોઇ. મંડળ આમ હવે મુખપત્ર વિનાનું થયું એટલે મારા જેવા પરદેશીને માથે નવું પત્ર ઊભું કરવાની અને ચલાવવાની જવાબદારી આવી અને મેં તે બે મિત્રો ડુમર્થારે અને હર્ઝિગની મદદથી ઉઠાવી. અમે ૧૮૭૯ના ફેબ્રુઆરીમાં 'લે રેવોલ્તે' નામે પાક્ષિક કાઢવું શરુ કર્યું. તેમાંનું ઘણુંખરું લખાણ મારે જ કરવાનું હતું પત્રની શરૂઆત કરી ત્યારે અમારા હાથમાં ત્રેવીસ જ ફ્રાંક (આશરે બાર રૂપિયા) હતા; પણ અમે અગાઉથી લવાજમો ઉઘરાવવા માંડ્યાં અને પહેલો અંક કાઢ્યો પણ ખરો. તેનું વસ્તુ ક્રાંતિવાદી પણ ભાષા મિતવાદી હતી; અને હું બને તેટલો વધુ પ્રયત્ન કરીને તેને એવી રીતે લખતો કે કોઈ પણ બુદ્ધિશાળી કામદાર ગૂંચવણભરેલા ઐતિહાસિક અને સામાજિક પ્રશ્નો પણ સમજી શકે. અમારા આગલા પત્રની છસો જ નકલો માંડ ખપતી, પણ આની તો બે હજાર થોડા જ દિનમાં ઊપડી ગઇ. 'લે રેવોલ્તે' આમ ફતેહમંદ થયું હતું. તે આજે પણ પૅરિસમાં 'તાં નુવોઝ' નામથી ચાલુ છે.

સામાન્ય રીતે સમાજવાદી પત્રોનું વલણ એવું રહે છે કે તે માત્ર ચાલુ સમાજસ્થિતિ સામેની ફરિયાદોની નોંધવહી જ બની જાય છે. કામદારો પર થતા જુલમ, તેમની હડતાળોના દિવસોનાં સંકટો અને મૂંઝવણો, આ સઘળી વસ્તુઓ વારંવાર એક ને એક રીતે જ તેવા પત્રમાં લખાયા કરતી હોવાથી, મજૂરોનાં મન પર તેની માઠી અસર થાય છે અને તેમનામાં નિરાશાની લાગણી ફેલાય છે. ખરી રીતે તો, ક્રાંતિનો સંદેશ આશાભર્યો હોવો જોઈએ, નિરાશામય નહિ. નવા ઘડાતા સમાજના લક્ષણો જ્યાં-જ્યાં આજની દુનિયામાં દેખાય છે, ત્યાંની પ્રેરણા આણીઆણીને ક્રાંતિવાદી પત્રે પ્રચારવી જોઈએ તથા નવા સમાજનું સ્વરૂપ

વિધાનાત્મક રીતે સમજાવવું જોઈએ. ચાલુ સમાજની તેણે ટીકા કરવાની તે એટલાપૂરતી જ કે સામાજિક અનિષ્ટોનાં મૂળ શોધી શકાય તથા જૂની રાહરસમોમાં જનતા જે અંધશ્રદ્ધા રાખી બેઠી છે, તથા તેનામાં જે એક પ્રકારની ભયભીતતા હોય છે,—આ સર્વ ઉઘાડું પાડવું તથા તેનું નિવારણ સૂચવવું. અમે 'લે રેવોલ્ટે' આ દૃષ્ટિએ જ ચલાવતા હતા. પત્રના આ આદર્શો અને કાર્યપદ્ધતિ, તેના સંચાલનમાં મને દિલજરીથી, કુશળતાથી અને સ્વાર્થત્યાગ-પૂર્વક સહકાર આપનારા ડુમર્થરે અને હર્ઝિગે પણ અપનાવી લીધાં હતાં.

૩

મારે એ પણ સ્વીકારવું જોઈએ કે, પત્ર ચલાવવામાં અમને ભારે મુસીબતો નડતી હતી—ખાસ કરીને તો, છાપખાનાંના સંબંધમાં. સ્વિટ્ઝર્લેંડના દરેક છાપખાનાને ત્યાંની સરકાર તરફથી કામ મળતું હોવાથી, તેમને અમારું કામ કરવું પોસાય તેમ નહોતું. જે છાપખાનામાં અમે શરૂઆત કરેલી તેણે પણ થોડા જ દહાડામાં અમને ના સંભળાવી દીધી. તેના માલિકને અમારું પત્ર ગમતું હતું; એ દેશમાં બીજા છાપખાનદારો પાસે એ છપાવવા ભટક્યો. તેમને પણ એ ગમતું હતું; પણ જો તેઓ એ છાપવા લે તો તેમનો રોટલો ટળી જાય તેમ હોવાથી અને તેમનામાંના કોઈ એટલું જોખમ ખેડવા તૈયાર ન હોવાથી, અમારી વિટંબણાઓ વધી.

છાપખાનાની ગોઠવણને અંગે ભટકીભટકીને હું જીનીવા પાછો આવ્યો ત્યારે તો, આ બાબતમાં હવે શું થઈ શકે તેના વિચારોથી મારું મન બહુ જ મુંઝાતું હતું. પણ અભણ જેવા ખેડુપુત્ર ડુમર્થરની હિમ્મત અને હુશિયારી મારા કરતાં

ધારે હોવાથી તેણે સૂચના કરી કે, અમારે અમારું પોતાનું જ નાનું સરખું છાપખાનું ઊભું કરવું. આમાં મેં પૈસાની મુશ્કેલી બતાવી તો એ કહે: "પૈસા મળી રહેશે ત્રણ જ માસમાં; આપણે પહેલાં તો બીબાં પાડવાની વરદી ઝટપટ આપી દો." એક બાજુથી એ વરદી અપાઈ અને બીજી બાજુથી, ખરે જ, થોડાંથોડાં પણ તાંબાનાણાં અને રૂપાનાણાં અમને કામદારો તરફથી મળવા લાગ્યાં. હવે અમારું પત્ર અમારા પોતાના છાપખાના 'ઇમ્પ્રીમેરી જ્યુરાસીએની' માંથી નીકળવા લાગ્યું. તેને ત્યારથી તે આજ સુધી પૈસાની તાણ રહી જ છે. લગભગ દરેક અંકને પહેલે પાને પૈસાની તાણ અને પૈસા માટેની માગણી કરતી વિનંતિઓ છપાઈ જ છે. અને હમેશાં જ તેની આઠસો પાઉંડની વાર્ષિક ખોટ કામદારભાઈઓના નાનાનાના સિક્કાઓએ આવીને પૂરી આપી જ છે. આ અનુભવ પરથી મારી એવી શ્રદ્ધા બંધાઈ છે કે, કોઈ પણ પ્રગતિશાળી કાર્યને પૈસા તો કંઈ ને કંઈ કરતાં પણ મળી જ રહે છે, પણ તેને જે વધારે જરૂર છે તે માણસોની— ભાવનાશાળી, કુશળ અને સ્વાર્પણી કાર્યકરોની.

કામદારપ્રશ્નો વિશેની ટૂંકી સુગમ અને સસ્તી (એક પેનીની) પત્રિકાઓ પણ અમે તે વખતે કેટલીક છાપી હતી. તેની લાખો નકલો ખપતી અને બીજી ભાષાઓમાં પણ તેનાં ભાષાંતર થયાં હતાં. ત્યારના મારા અગ્રલેખો અને પત્રિકાલેખોનો સંગ્રહ પાછળથી એલીસી રેકલુસે 'ધ વર્ડ્ઝ આફ એ રેબેલ' એ નામથી પ્રગટ કર્યો હતો.

'લે રેવોલ્તે'નો પ્રચાર ફ્રાંસમાં થાય એ અમારી ખાસ ઇચ્છા અને નેમ હતી. પણ દાણચોરીનો ધંધો કરનારાને એમની રીતે બીજો માલ એટલો બધો સરહદ પર થઈને પસાર કરવાનો હતો કે અમારા પત્રને તેઓ હાથ લગાડતા નહિ. તેથી અમે ફ્રાંસમાંના સોએક સહાનુભાવકોને બંધ પરબીડિયામાં પત્ર મોકલતા અને

તેઓ સર્વ સજ્જન હતા તેથી, અમને બદલામાં પૈસા પણ વગર-માગ્યે સ્વેચ્છાથી મોકલતા. અમારી સો નકલ ફ્રેંચ પોલિસખાતું પણ ખરીદતું. તેમનો આવો સંગીન ટેકો અમને ન મળત તો પત્ર કદાચ ભૂખે મરી જાત; પણ તેને તેવી રીતે મારવાની સોનેરી તક એ લોકોએ કદી ઝડપી જ નહિ.

૧૮૮૦ની વસંતઋતુના આરંભમાં અમે જીનીવા છોડીને ક્લારાંમાં લેક જીનીવાના મનોહર ગિરિસરોવરવાળા પ્રદેશમાં જઇને રહ્યાં. રહેઠાણ આમ ફેરવવાનાં બે કારણ હતાં: મારી બિમાર પત્નીને ઠંડા વાયરાથી સૂસવાતા જીનીવામાંથી સત્વર જ ખસેડવી એવી દાક્તરની સલાહ હતી; અને ક્લારાંમાં રહેતા મારા મિત્ર એલીસી રેક્લુસે, પોતે રચતો હતો તે સાઇબીરિયાની ભૂગોળના કાર્યમાં મારો સહકાર માગ્યો હતો. એ નવા નિવાસસ્થાનમાં જ મેં જેમ 'લે રેવોલ્તે' માટે પણ ઘણું લખ્યું તેમ, ઘણી ભાષાઓમાં ને લાખોની સંખ્યામાં ખપેલું તે વ્યાખ્યાન 'ટુ ધ યંગ' પણ લખ્યું હતું. પાછળથી મેં જે કંઇ લખ્યું તેના પાયા પણ એ વખતે નખાયા હતા. ભૂગોળના કાર્યમાં પણ મારા મિત્રને હું મદદ કરતો, પણ સૌથી વધુ પ્રવૃત્તિ તો અતંત્રવાદના પ્રચારકામને અંગે જ થતી હતી

## ૮

# રશિયામાં વધુ સીતમ : ઝારનું ખૂન

## ૧

રશિયામાં સ્વાતંત્ર્યની લડત દિવસેદિવસે વધારે ગંભીર અને તીવ્ર રૂપ ધરતી હતી. ન્યાયની વરિષ્ટ અદાલતો સમક્ષ કેટલાક રાજકીય મુકદ્દમા ચલાવવામાં આવ્યા હતા અને તે દરેકમાં જે એક જ વસ્તુ આગળ પડી આવતી હતી તે એ કે, રશિયન યુવાનોએ અને યુવતીઓએ સમાજવાદનો પ્રચાર બીજા કોઈ પણ દેશમાં થાય છે તે રીતે, ખેડૂ–મજૂરોની વચ્ચે વસીને કર્યો હતો, અને તે અસહ્ય આર્થિક દુર્દશામાંથી છૂટવા સારુ કોઇક મોઘમ અસ્પષ્ટ રીતનો બળવો કરવાનો ઉપદેશ દેવામાં આવ્યો હતો. પણ ૧૮૭૦–૭૮ની એ પ્રવૃત્તિમાં કોઇએ. પણ ઝારની સામે કશું અંગત કાવતરું કર્યું જ નહોતું એ મારી પોતાની જાણની વાત છે. એ યુવકવર્ગને જે જોઇતું હતું તે એટલું જ કે ખાનગી રાહે અથવા તો સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ દ્વારા પણ જનતાને કેળવવાની છૂટ તેમને મળે.

યુવકોની વૃત્તિ આ પ્રકારની હોવા છતાં, ઉપર કહ્યા તે મુકદ્દમાઓને પરિણામે તેમનામાંનાં ઘણાંને ક્રૂર સજાઓ ફટકારવામાં આવી હતી. સમાજવાદને લગતી એક પત્રિકા વહેંચવા બદલ એક યુવતીને જિંદગીભર સાઇબીરિયામાં દેશનિકાલ કરવામાં આવી હતી અને બીજી એકને કોઈ એપરવા ટોળાને રાજકીય કેદીઓ સામે

ઉશ્કેરવાના તહોમતની સજા તરીકે પણ એ જ રીતે દેશપાર કરવામાં આવી હતી. એ બિચારીએ તે વેરાન જેવા પ્રદેશની એક નદી યેનીસેઈમાં પડીને આપઘાત કર્યો હતો. ઘણા તહોમતદારોને તો અદાલતે નિર્દોષ ઠરાવી છોડી મૂક્યા હોય છતાં લશ્કરી સત્તાવાળા તેમને સાઇબીરિયાનાં એકાંત ગામડાંમાં ધકેલી દેતા અને ત્યાં રાજ્ય તરફથી તેમને માસિક ત્રણ રૂબલની (આશરે પાંચ રૂપિયાની) જે જીવાઇ અપાતી તેના પર મરણતોલ જીવન તેઓ ગાળતા હતા. એવાં ગામડાંમાં ઉદ્યોગો ન હોવાથી આ બિચારાંને રોજગાર કંઈ મળતો નહિ અને શિક્ષણ આપવાની તો સખત મનાઇ હોવાને કારણે તેઓ એ રીતે પણ કશી આવક મેળવી શકતાં નહિ.

જેઓને સાઇબીરિયા મોકલવામાં આવ્યા નહોતા તેઓને રશિયાની ભયંકર જેલોમાં પૂરવામાં આવ્યા હતા. એમાંની ઘણી જેલોમાં તો ટાઇફોઇડે ઘર ઘાલ્યું હતું અને તેથી એક વર્ષમાં તો કેદીઓનો વીસ ટકા જેટલો ભાગ રામશરણ થઈ ગયો હતો. એ સ્થિતિની સામે વિરોધ તરીકે, અથવા તો વાંચવાની કે બીજું કંઈક કામકાજ કરવાની છૂટ પણ તેમને મળતી નહિ તે મેળવવા ખાતર, જ્યારે કેદીઓ ઉપવાસ કરતા ત્યારે તેમનાં નિર્દય રખેવાળો એ આઠઆઠ દિવસના ચત્તાપાટ પડેલા ઉપવાસીઓને એમ ને એમ દોરડે બાંધીને બળજબરીથી ખોરાક ગળે ઉતારતા.

બેહદ સજાઓની તથા જેલોમાંના સીતમોની વાતો જેમજેમ બહાર આવતી ને ફેલાતી ગઈ, તેમતેમ તરુણ રશિયામાં ઉશ્કેરણી વધતી ગઈ. તરુણો અંદરઅંદર વાતો કરતાઃ "અંગ્રેજ કે ફ્રેંચ પ્રજાજન આવા જુલમો કદી મૂંગે મોઢે સહેતો નથી, તો આપણે શાના સહીએ? આપણે તો હવે, આપણાં ઘર પર સૈનિકો અધરાત-મધરાતે દરોડો પાડવા આવે ત્યારે હથિયારથી જ તેમનો સામનો કરવો. એક વાર એ લોકોને પણ આપણો હાથ બતાવીએ તો ખરા. પકડાયા પછી મેં:ઘીરું અને નિર્દય પણ મોત જ મળવાનું છે ને?

તો પકડાયા પહેલાં જ જીવસટોસટની લડત શા માટે ન ચલાવી જોવી ?"

જુવાન ક્રાંતિકારોમાં આ વલણ જાગ્યું અને તે સક્રિય રૂપ ધરવા લાગ્યું એટલે અલેકઝાંડર ધ સેકંડે તેનો જવાબ વધારે સીતમો વર્તાવીને દેવા માંડયો. ઓડેસા ખાતે કોવાલ્સ્કી અને તેના મિત્રોએ પકડવા આવનારા પર રિવૉલ્વરમાંથી ગોળીઓ છોડી, ત્યાર પછી ઝારે આખા દેશને જાણે ઘેરો ઘલાયાની સ્થિતિમાં આણી મૂક્યો. તેણે જિલ્લાવાર એકેક વડો હાકિમ નીમીને તે દરેકને સદર પરવાનગી આપી દીધી કે તમારે રાજકીય ગુનેગારોને વગરપૂછ્યે ફાંસીએ લટકાવી દેવા. આ પરવાનગીનો ઉપયોગ કરીને કોવાલ્સ્કી તથા તેના સાથીઓને ફાંસી દેવામાં આવી—જો કે, એમની રિવૉલ્વરે કોઈના પણ પ્રાણ તો હર્યા નહોતા. બે વરસમાં આવી રીતે ત્રેવીસ જણાને લટકાવી દેવામાં આવ્યા હતા. તેઓમાં એક ઓગણીસ જ વરસનો ખીલતો યુવાન પણ હતો. તેનો અપરાધ તો એટલો જ કે રેલવે સ્ટેશન પર વિપ્લવવાદી ચોપાનિયું તેણે ચોઢયું હતું. એ કાર્યના બદલામાં તેનો જીવ લેવામાં આવ્યો. એ હતો તો કિશોર વયનો જ, પણ મર્દની માફક બહાદુરીથી તે મૃત્યુને ભેટયો હતો.

યુવકોમાં હવે જે સ્વરક્ષણની વૃત્તિ પ્રગટી હતી તે ધીરેધીરે આગળ વધવા લાગી. તેમણે જુલમગારોના જીવ લેવા ભણી મન વાળ્યું. આ રીતે એ અરસામાં જનરલ મેઝેન્ટ સોફનું સેંટ પીટર્સબર્ગમાં ધોળે દહાડે ખૂન થયું હતું; કીફ ખાતે એક ઘાતકી કર્નલના પણ એ જ હાલ થયા હતા; અને ખાર્કોફનો સુબો જે દૃમિત્રી ક્રોપોટકિન —એ મારો પિતરાઈ થાય—તેના અમલમાં ઉપવાસી કેદીઓને ત્રાસ આપીને જમાડવામાં આવેલ હોવાથી, તેના પણ અત્યાચારીઓએ પ્રાણ લીધા જ. એ બિચારો દિલથી જુલમી નહોતો પણ નબળા મનનો હોવાથી, ઝારની પર પોતે જે અસર કેદીઓની તરફેણમાં બે વેણ કહીને પાડી શક્યો હોત તે તેણે ન પાડી અને પરિણામે તે યુવકોના રોષનો ભોગ થઇ પડયો.

૨

આવું બધું બનતું હતું છતાં, અત્યાર સુધી શહેનશાહને પંડને તો લડતમાં સંડોવવાનો વિચાર અત્યાચારીઓને આવ્યો નહોતો. ગુલામોના મુક્તિદાતા તરીકે તેની આસપાસ જે તેજની આભા પ્રસરેલી હતી તે હજી તેને એવું સરસ રક્ષણ આપતી હતી જે પોલિસઅમલદારોની ગમે તેટલી ટુકડીઓ પણ ન આપે. જો આ સમયે અલેક્ઝાંડર ધ સેકંડે રશિયાની દુર્દશા–ખાસ કરી ખેડૂતોની હાલત–સુધારવાનો થોડોઘણો પણ પ્રયાસ કર્યો હોત તો જુવાનો ઠેઠ લગી તેની જાતને પવિત્ર ગણી લડતથી દૂર રાખત; પણ તેણે તો એવું કંઇ કરવાને બદલે લશ્કરી હાકેમોને સદરપરવાનગી આપી કે ઠીક પડે તેને લટકાવી દેજો. આ કારણે, ૧૮૭૯થી ઝારની જિંદગી પર હુમલા થવા લાગ્યા, જેને અંતે ૧૮૮૧ માં તેનું ખૂન જ થયું.

પહેલાં મેં કહ્યું છે તેમ, અલેક્ઝાંડર ધ સેકંડમાં જાણે બે માણસ વસતા હતા—હિંમતબાજ અને બીકણ, પ્રેમાળ અને નિર્દય. તેની જિંદગી જોખમમાં હોય તેવે અણીને વખતે તે સમયસૂચકતા અને હિંમત દાખવતો, પણ તેવું ખરું જોખમ ન હોય ત્યારે પાછો કલ્પિત જોખમોથી તે ખૂબ ડરતો; એ જ રીતે, પોતાની મહારાણીને કરેલા અન્યાયો માટે તે કોઈકોઈ વાર પસ્તાતો એ જેમ હકીકત હતી તેમ જ, તે જ રાણીની છેલ્લી માંદગી વખતે તેની પૂરીપાધરી સંભાળ કે સારવારની ગોઠવણ પણ તેણે કરી નહોતી, એ પણ બીજી હકીકત હતી. તેની આખી જિંદગી દરમિયાન તેનાં આ બે સ્વરૂપો વિશે તેનામાં જે વિગ્રહ ચાલતો હતો તે હવે તેનો અંતકાળ પાસે આવતા ગયો તેવામાં ખરેખર કરુણતાભર્યો બની ગયો.

જ્યારે ક્રાંતિકારોની કાર્યવાહક સમિતિએ વિન્ટર પેલેસનો રાજમહેલ સુરંગ ભરી, ધડાકો કરીને ઉરાડી મૂકવાનો પ્રગલ્ભ પ્રયાસ કર્યો, ત્યારે અલેક્ઝાંડરે એક અસાધારણ પગલું ભર્યું. ઉદારમતવાદી તરીકે જાણીતો હતો તે લોરિસ મેલિકોફને તેણે સરમુખત્યાર જેવા અધિકારો

આપ્યા. આ પરથી સૌએ માન્યું કે હવે રાજ્યબંધારણમાં સુધારા દાખલ કરવા રાષ્ટ્રસભા બોલાવવામાં આવશે ખરી. પણ મહેલ ઉરાડવાના પ્રયાસને લગતો ખળભળાટ શાંત પડ્યો, કે મેલિકોફને માત્ર સ્વદેશ-ખાતાનો મંત્રી બનાવી દેવામાં આવ્યો. એ સ્વરૂપે પણ તે ઝારનો માનીતો સલાહકાર તો હતો જ. અલેકઝાંડરને અવારનવાર જે ગમગીની અને ઉદાસીની વૃત્તિ થઈ આવતી, તેવી કોઇક વૃત્તિથી આ અરસામાં જ્યારે એ પીડાતો, ત્યારે તે પોતાના રાજ્યઅમલના આ ઊતરતા કાળમાં પ્રવર્તતી પ્રત્યાઘાતી નીતિ બદલ પોતાના આ સલાહકાર આગળ પસ્તાવો સાશ્રુનયને જાહેર કરતો અને રાષ્ટ્રસભા માગેની યોજના ઘડવામાં ચોંપ રાખવા તેને સૂચવતો. થોડા દહાડામાં યોજના તૈયાર થઇ, ત્યારે મનોવૃત્તિ બદલાઈ ગઇ હોવાથી, "મેં વળી તને એ કામ સોંપેલું, કાં? હા, હા, બરાબર; હશે. પણ હમણાં તો એ રહેવા દઇએ; મારી પછીના રાજા માટે એ કામ રહેવા દઈએ—તેણે પણ રશિયાને કંઈક બક્ષીસ આપી જવી પડશે ને?" આમ કહીને તે યોજના મોકુફ રખાવતો. વળી પાછી ક્રાંતિવાદીઓની જીવલેણ હિલચાલ જ્યારે જોસ પકડતી અને તેને લગતી અફવાઓ ઝારને કાને આવતી ત્યારે તેની ઉદારતા જાગી ઊઠતી અને હવે કંઈક કરીએ જ, એમ તે મેલિકોફને કહેતો. થોડા દહાડામાં અફવાઓ બંધ થાય એટલે ફરી પાછો તે બીજા સ્વાર્થી સલાહકારોનું કહ્યું કાન ધરતો. મેલિકોફ તો, આવું બને ત્યારે, બરતરફીની જ આશા રાખીને બેઠો હોય.

૧૮૮૧ના ફેબ્રુઆરીમાં ફરી પાછા ભણકારા વાગવા લાગ્યા કે ઝારનો જીવ લેવાની બધી તૈયારીઓ ક્રાંતિકારોની કાર્યવાહક સમિતિએ કરી લીધી છે, અને એ કામ ચંદરોઝમાં પાર પડી જવાનું છે. આ વાત જાણતાં જ અલેકઝાંડર ફરી એક વાર ચમકયો. તેણે મંત્રણા માટે પ્રાંતિક પ્રતિનિધિઓની સભા ભરવાનો મેલિકોફને હુકમ આપ્યો. આ સભાને અલેકઝાંડર 'એસેમ્બ્લી ઑફ

નોટેબ્લસ ' કહેતો; કેમ કે એ નામની પ્રતિનિધિઓની સભાના બોલાવનાર સોળમા લુઈનો જેવો હેજ ૧૭૮૯માં ફ્રેંચ વિપ્લવ વખતે થએલો, તેવો જ પોતાનો થવાનો છે એમ તેને લાગ્યા કરતું હતું.

પ્રતિનિધિસભાની યોજના તેની પોતાની રાજસભા આગળ પહેલાં તો મૂકવાની હતી. એ રાજસભાનો દિવસ પાસે આવતો ગયો તેમ ઝારનું મન ફરીથી પાછું પડવા માંડયું. આખરે, એ જ વર્ષના માર્ચની પહેલી તારીખે જ્યારે મેલિકોફે તેને આખરી ચેતવણી આપી કે હવે તો ખરે જ મામલો બીચકવાની અણી પર છે, ત્યારે તેણે કહ્યું કે આજે રવિવાર; આવતા ગુરુએ રાજસભા બોલાવો. આટલું તો નક્કી થયું. પણ આજે જ જે લશ્કરી કવાયતમાં ઝાર હાજરી આપવાનો હતો, તેમાં તેનાથી ન જવાય; કેમ કે તેની પર હુમલો થવાનો હતો. એ વિશે બહુ સ્પષ્ટ શબ્દોમા તેને મેલિકોફે ચેતાવ્યો છતાં તે ચેતવણી ગણકાર્યા વિના ઝાર તેમાં ગયો જ. ગયો તો ગયો, પણ તેણે અને તેના સલાહકારે મોટી ભૂલ એ કરી કે પ્રતિનિધિસભા વિશે તુરતમાં જ રાજમહેલમાં જે નિર્ણય મોડોમોડો પણ થયો હતો, તે પ્રજાની જાણ માટે જાહેર કરવાનું તેમનામાંથી કોઇને સૂઝયું જ નહિ. પરિણામે, કવાયતમાંથી ઝાર પાછો ફરતો હતો ત્યારે, બે ક્રાંતિકારોએ ફેંકેલા બૉંબથી ઘવાઇને તેણે જીવ ખોયો.

ઝાર ઘવાઈને લોહીલુહાણ બનેલો ત્યાં રસ્તામાં જામેલા બરફ પર મૂજતોધ્રૂજતો પડયો હતો ત્યારે, તેના બધા હજુરિયા વગેરે તો ત્યાંથી પલાયન કરી ગયા હતા. તેના થથરતા દેહને એક ઝબ્બાથી ઢાંકી, સ્લેજ–ગાડીમાં તેને પધરાવી, સહીસલામત ત્યાંથી લઈ ગયા, એ તો કવાયતમાંથી પાછા ફરતા કુમારચમૂના કેટલાક કુમારો. અને—માનવસ્વભાવની ને પરિસ્થિતિની શી

વિચિત્રતા !—એ કુમારોને મદદ કરનાર તો એક એવો ક્રાંતિકાર હતો—ઇલેલિયાનોફ નામનો—જેના પહેરણ નીચે જ બૉંબ સંતાડેલો હતો અને જેને માથે ભય ઝઝૂમતો હતો કે એ કોઈ પણ પળે પોલિસને હાથે ઝલાય અને ફાંસીએ ચડાવાય.

આ રીતે અલેક્ઝાંડર ધ સેકંડની જિંદગીનો કરુણ અંત આવ્યો. લોકો પૂછતા કે, કેટલીક બાબતોમાં જેણે રશિયાનું ભલું કર્યું હતું એ પુરુષનો કાળ આવી રીતે શા માટે આવ્યો હશે? પણ મારી માફક જેઓ તેને નિકટ સમાગમથી ઓળખતા હતા તથા તેની કારકિર્દીનો સળંગપણે વિચાર કરી શકતા હતા તેમને મન તો એ આપખુદ અને આવેશમય પણ મનોબળહીન રાજાનું આવું મોત અનિવાર્ય જ હતું.

## ૯

## સ્વિટ્‌ઝર્લેંડમાંથી હદપારી

### ૧

સેંટ પીટર્સબર્ગના રાજદરબારમાં હવે હાહાકાર મચી રહ્યો. અલેક્ઝાંડર ધ થર્ડ—નવો ઝાર—હતો તો પડછંદ અને જોરાવર, પણ તેને હૈયે હિમ્મત નહોતી. તેણે તો હવે વિન્ટર પૅલેસના મહેલમાં પેસવાની જ ના પાડી અને પોતાના દાદા પૉલ ધ ફર્સ્ટે બાંધેલા ગૅચિનાના ખાતેના મહેલમાં—કેટલાં ય ભોંયરાં, ખાનગી રસ્તા અને ભુગદાવાળા, ખાઈઓથી વિંટાએલા મહેલમાં—તે ભરાઈ બેઠો. તેના રક્ષણ માટે તુરત જ એક છૂપું મંડળ સ્થાપવામાં આવ્યું. સઘળા જે દરજ્જાના અમલદારોને ત્રેવડા પગારે તેમાં

જોડાવાને લલચાવવામાં આવ્યા. આ લોકોની ફરજ એ હતી કે સમાજના દરેક વર્ગમાં જાસુસી કરવી. એ મંડળ અગાઉ કરતાં વધારે સંગઠિત અને રીતસરના રૂપમાં હજી યે હસ્તી ધરાવે છે. તેનું નામ 'ઓખ્રાન' (રક્ષણ) રાખવામાં આવ્યું છે અને તે વારંવાર ઝારને ભડકાવ્યા કરે છે કે, આપને માથે અમુકનમુક ભયનું વાદળ ઝઝૂમી રહ્યું છે. આવો ખોટોખરો ભયપ્રચાર એ ન કરે તો તેની હસ્તી જ નાબૂદ થઈ જાય ને?

તેવામાં એક તેથી યે વધારે છૂપી સંસ્થા નામે 'હોલી લીગ' યાને 'પવિત્ર મંડળ' પણ સ્થાપવામાં આવી હતી. તેનો અગ્રણી ઝારનો ભાઈ વ્લાડિમીર હતો. આ મંડળનો ઉદ્દેશ એ હતો કે, ક્રાંતિકારોની જુદીજુદી રીતે ખબર લેવી. તેમાંની એક રીત એ હતી કે, તાજેતરમાં રશિયામાં થએલાં કાવતરાંના પ્રેરનાર મનાએલા હતા તેવા પરદેશમાં વસતા ક્રાંતિકારોનું કાસળ કાઢવું. મને એ લોકોએ તેવાઓમાંનો એક ગણ્યો હતો. પરદેશ વસતા ક્રાંતિકારોમાંના ક્રોપોટકિન જેવાને મારી શકે તેવો કોઇ માડીજાયો છૂપા મંડળમાં છે નહિ, તમે બધા જ અમલદારો બાયલા છો, આવાંઆવાં મહેણાંટોણાંથી ગ્રાન્ડ ડયુક મંડળના સભ્યોને ઉશ્કેર્યા કરતો હતો. ત્યાર પછી, એ ચોક્કસ કામ હાથ ધરીને પાર પાડવા માટે, હું કુમારઅમૂની શાળામાં હતો ત્યારના મારા એક સાથીને —જે હવે અમલદાર હતો—નીમવામાં આવ્યો હતો.

હવે, આમાં ખરી વાત એ હતી કે અમે લોકો—હું, સ્ટેપ-નિયાક, કે અમારામાંનો કોઇ પણ—એટલે બધે દૂર બેઠાબેઠા ક્રાંતિની કોઇ પણ રશિયન યોજનાનું કાર્ય કરી શકીએ તેમ હતા જ નહિ. રશિયાના સ્થાનિક ક્રાંતિકારી કાર્યકરોને માથે રોજેરોજ મોતનાં નગારાં વાગતાં હોય ત્યાં અમે સ્વિટ્ઝર્લૅંડથી તેમને દોરી જ શી રીતે શકીએ? એ અશક્ય હતું. પણ કાવતરાંનો દોષ અમારે માથે ઢોળવાથી રશિયન પોલિસખાતાનો સ્વાર્થ તો સરતો હતો. તેઓ

ત્યાંના સત્તાવાળાને એમ કહી શકતા કે, પરદેશમાં રચાતાં તર્કટોને પરિણામે ઝારની જિંદગી જોખમાય તેમાં અમે શું કરીએ? અને એ તર્કટોના બનાવટી વૃત્તાંત તેમના આડતિયાઓ તેમને પરદેશથી પાડવતા એ હું સારી રીતે જાણું છું.

આ સમયે જો રશિયન પ્રજાના લિબરલ આગેવાનોએ પૂરતી હિંમત અને વ્યવસ્થાશક્તિ બતાવી હોત તો નવા ઝારે તે વખતે જરૂર પ્રજાકીય રાષ્ટ્રસભા બોલાવી હોત, એમ પાછળથી પ્રસિદ્ધ થએલા લૉરિસ મેલિકોફના કાગળપત્રો પરથી લાગે છે. અલેક્ઝાંડર ધ થર્ડે તેવી સભા બોલાવવાનો નિશ્ચય સુદ્ધાં કર્યો હતો, અને પોતાના ભાઇને તે જણાવ્યો હતો. પણ જ્યારે તેણે જોયું કે, લિબરલો એ બાબતમાં તણખલું પણ તોડવા તૈયાર નથી, ત્યારે તેણે વાત પડતી મૂકી. દરમ્યાન, કેટકોફ વગેરે પ્રત્યાઘાતીઓનો પક્ષ દહાડેદિવસે સબળ થતો હતો. આ લોકો તો, એક બાજી ફ્રેંચ પોલિસઅમલદાર મોં. એન્દ્ર્યુઝની સલાહ અનુસાર નિહિલિસ્ટોને હતા ન હતા કરવાની પોતાની યોજના આગળ ધપાવ્યે જતા હતા. એ વાતાવરણમાં અલેક્ઝાંડર ધ થર્ડ એવો આખરી નિર્ણય મનમાં કરે તથા તે જાહેર પણ કરે કે હું સામ્રાજ્યનો નિરંકુશ એકહથ્થુ જ શાસનકર્તા થવા તથા રહેવા માગું છું તેમાં શી નવાઇ? તેણે પોતાની એવી ઇચ્છા ટૂંક વખતમાં જાહેર કરી જ.

૨

અલેક્ઝાંડર ધ સેકંડના મરણ પછી થોડે મહિને મને સ્વિટ્ઝર્લૅંડમાંથી હદપાર કરવામાં આવ્યો હતો. આમાં મને પોતાને કંઈ અંગત ભાવથી તો માઠું ન લાગ્યું, કેમ કે એ પગલું ભરીને સ્વિસ સરકારે રશિયામાંની સ્વિસ ગવર્નેસોનો રોટલો ટળતો અટકાવ્યો તથા રશિયન પોલિસખાતાને કંઇક સંતોષ આપીને તેની સાથેના પોતાના સંબંધને પણ કડવો થતો અટકાવ્યો; પણ સ્વિટ્ઝર્લંડની પોતાની

સ્વતંત્રતાને ખાતર એ પગલું સારું ન ગણાય એમ હું માનું છું. કારણ, મને દેશપાર કરવાથી તે દેશની સરકારે દેશ પરનો એવો આક્ષેપ જાણે સ્વીકારી લીધો કે ત્યાં કાવતરાંખોરો વસે છે તથા રશિયા સામે ખૂની કાવતરાં કરે છે. એ ગર્ભિત સ્વીકારનો ગેરલાભ ફ્રાંસ અને ઇટલીએ આગળ જતાં સ્વિટ્ઝર્લૅંડના ભાગલા પાડીને લીધો જ. એ ભાગલા ઈટલી અને જર્મની વચ્ચે પાડવાની દરખાસ્ત એક ફ્રેંચમેન ઝુલ ફેરીએ જ્યારે કરી ત્યારે તેનું સૂચન એ બાબતમાં એવું જ હશે કે સ્વિટ્ઝર્લૅંડ આંતરરાષ્ટ્રીય કાવતરાંબાજોને સંઘરે છે તો તેના ભાગલા બીજા દેશોએ શા માટે ન પાડવા. આમ, મારી હદપારીને પરિણામે એ દેશની પોતાની જ સ્વતંત્રતા મર્યાદિત થઈ ગઈ, એ વાતનો મને શોક છે.

લંડનમાં જે અતંત્રવાદીઓની પરિષદ ૧૮૮૧ના જુલાઇમાં મળી હતી, તેમાંથી હું સ્વિટ્ઝર્લૅંડ પાછો આવ્યો ત્યાર પછી તુરત હદપારીનો હુકમ મને પહોંચાડવામાં આવ્યો હતો. એલીસી રેક્લુસના જે નિવાસસ્થાનની પડોશમાં, ઊંચી પર્વતમાલાની વચ્ચે, મારી પત્ની રહેતી હતી ત્યાં હું હતો ત્યારે હુકમ મને મળ્યો. એ પ્રિય પ્રદેશ પર છેલ્લી ભાવભરી મીટ માંડીને અમે તેને છોડ્યો અને લેક ઑફ જીનીવાના સેવૉય બાજુના કાંઠાને તીરે ફ્રાંસની હદમાં આવેલા થૉનોં નામે નાનકડા શહેરમાં સ્થિર થયાં. ત્યાં અમે બે માસ રહ્યાં, કેમ કે તે ગાળા દરમ્યાન મારી પત્નીએ જીનીવા વિદ્યાપીઠની વિજ્ઞાન સ્નાતકની પરીક્ષા પસાર કરવાની હતી.

ઉપર કહ્યા પ્રમાણે, 'હોલી લીગે' મને જે દેહાંતદંડની સજા ફરમાવી હતી, તેના વિગતવાર ભરોસાપાત્ર સમાચાર મને રશિયામાંથી જ મળેલા. એ મળતાં જ, મેં તેને લગતી હકીકતો લંડન 'ટાઇમ્સ'ના જીનીવા ખાતેના ખબરપત્રીને આપી રાખી, ને સૂચવ્યું કે કંઈ નવુંજૂનું થાય તો આ પ્રસિદ્ધ કરજો. એ વિશેની એક ટૂંકી નોંધ મેં 'લે રેવોલ્તે'માં પણ છાપી અને ત્યાર પછી એ વિશે કશી ઉપાધ મેં મનમાં રાખી જ નહિ.

## ૧૦

# ખરી હદપારી તો આ

## ૧

૧૮૮૧ના ઑક્ટોબર કે નવેંબરમાં મારી પત્નીએ તેની પરીક્ષા પસાર કરી એટલે તુરત અમે ચેનોં છોડીને લંડન ગયાં તથા ત્યાં બારેક માસ રહ્યાં. ત્યાર પહેલાં ત્રણચાર દસકા પર ઇંગ્લંડમાં સમાજવાદનું જોર હતું તે હવે રહ્યું નહોતું. ૧૮૪૦ પછીના દસકામાં ત્યાં શાસ્ત્રીય ઉર્ફે અતંત્રવાદી સમાજવાદનું જે સબળ પ્રચારકામ થએલું, તે તો હવે નહોતું જ. હતા તે માત્ર છૂટા છવાયા પ્રયાસો. જેમકેઃ ૧૮૭૧ના ખેતીવાડીની સુધારણા માટેના કામશને કરેલી ભલામણો, તેને પરિણામે ખેતરમાં કામ કરતા મજૂરોની સ્થિતિ સુધારવાના પ્રયાસો તથા એવા જ, ત્યાર પહેલાંના, 'ક્રિશ્ચિયન સોશિયાલિસ્ટસ'ના પ્રયાસો. પણ આ બધું, પાછળથી જ્યારે હેનરી જ્યૉર્જકૃત 'પ્રોગ્રેસ ઍન્ડ પોવર્ટી'નું પુસ્તક પ્રગટ થયું ત્યારે સમાજવાદી આવેશનો જુવાળ ઇંગ્લંડમાં આવેલો, તેને મુકાબલે નજીવું જ હતું.

એ સમયે મેં જે એક વરસ તે દેશમાં પસાર કર્યું તે તો મારે માટે ખરેખરી હદપારીનું જ વરસ કહેવાય. મારી માફક જે માણસ ઘણા પ્રગતિશાળી સમાજવાદી વિચારો ધરાવતો હોય, તેણે છૂટથી શ્વાસોચ્છ્વાસ લેવા જેવી હવા જ ત્યાં જાણે નહોતી.

૧૮૮૯માં હું ફરીથી ઇંગ્લંડ ગયો ત્યારે ત્યાં સમાજવાદની જે જુસ્સાભરી પ્રવૃત્તિ ચાલતી હતી, તેનું હજી તો નામનિશાન પણ નહોતું. કેર હાર્ડી, બર્નાર્ડ શૉ વગેરે ફેબિયન-પંથીઓ તથા ઉગ્ર સમાજવાદી વિલિયમ મોારસ હજી હવે જાહેરમાં આવવાના હતા; અને લંડનમાંના જ અમુક ધંધાને લગતાં જે મજૂરમંડળો ('ટ્રેડ યુનિયન્સ') હતાં, તે સમાજવાદનાં વિરોધી હતાં. સમાજવાદી પ્રવૃત્તિનાં સક્રિય અને હિમ્મતવાન પ્રતિનિધિ કહેવાય તેવાં માણસોમાં એ વખતે માત્ર મિ. અને મિસિસ હાઈન્ડમેન તથા તેમની સાથેના થોડાક કાર્યકરો જ હતા. ૧૮૮૧ની પાનખરમાં તેમણે સૌએ એક નાનીશી પરિષદ ભરી હતી અને અમે મશ્કરીમાં કહેતા—જો કે એ સાચું પણ હતું—કે મિસિસ હાઇન્ડમેને આખી ય પરિષદને પોતાના ઘરમાં સમાવી હતી. ઉપરાંત, એ વખતે જેઓ સમાજવાદના વિષયમાં પણ વધારે પ્રગતિમાન વિચારો ધરાવનારા હતા તેમણે, તે નિખાલસપણે અને ખુલ્લી રીતે જાહેર કર્યા નહોતા. એ લોકોએ અલબત્ત, ચાર વરસ બાદ સમાજને નવું સ્વરૂપ આપવાની ભાવનાઓ પ્રસારીને સુસ્તીનું વાતાવરણ પલટી નાખ્યું, પણ ૧૮૮૧માં હજી તેમની પ્રવૃત્તિ પ્રવૃત્તિ તરીકે બહાર આવી કે ફેલાઈ નહોતી. હું ઇંગ્લંડ એ સાલમાં પહોંચ્યો ત્યારે એ પ્રવૃત્તિ જેવી હતી તેની પણ બહુ મંદ અને પ્રાથમિક રૂપની હતી. તેને અંગે કામ કરનારા કાં તો એકબીજાને ઓળખતા થયા નહોતા અથવા તો તેમને તેમના પોતાના ખરા સ્વરૂપની યે હજી જાણ નહોતી એમ કહેવું જોઇએ.

ચેકોવસ્કી એ વેળા લંડનમાં હતો અને તેથી અમે અગાઉનાં વરસોની જેમ ફરી એક વાર કામદારવર્ગમાં હિલચાલ ઉપાડી. ઉપલી પરિષદમાં અમે જે થોડા અંગ્રેજ કામદારોની ઓળખાણ કરી હતી, તેમની સાથે અમે હવે પ્રગતિપ્રેમીઓની ક્લબોમાં જઇને રશિયાની પરિસ્થિતિ, આમવર્ગમાં ભળવાની અમારાં

યુવકજનોની વૃત્તિ તથા પ્રવૃત્તિ અને સમાજવાદઃ આ વિષયોની ચર્ચાઓ અને ભાષણો કરવા માંડયાં. તેમાં શ્રોતાઓ બહુ થોડા આવતા—ડઝન કરતાં ભાગ્યે જ વધારે. પણ અમારી સૌની જ ભાવનાભક્તિ એટલી તીવ્ર હતી અને ઉત્સાહ એટલો અસાધારણ, કે સંખ્યાની ઓછપ અમને બહુ સાલતી હતી.

તેવામાં મિ. હાઇન્ડમેને 'ઇંગ્લંડ ફોર ઑલ' નામે માર્કસપંથી સમાજવાદનો ગ્રંથ તુરતમાં જ પ્રસિદ્ધ કર્યો હતો. સમાજવાદી વર્તમાનપત્ર સફળ થવાની કશી આશા તેમને નહોતી, પણ ત્રણેક વર્ષ પછી જ્યારે 'જસ્ટિસ' નામનું પત્ર તેમણે શરૂ કર્યું ત્યારે તેને કામદારોએ તુરત જ અપનાવી લીધું હતું. ૧૮૮૬માં તો ઇંગ્લંડમાં ત્રણ સમાજવાદી પત્રો ચાલુ થઈ ગયાં હતાં અને 'સોશિયલ ડેમોક્રેટિક ફેડરેશન' નામક મંડળ એક વગદાર સંસ્થા બની હતી.

૧૮૮૨ના ઉનાળામાં મેં ડર્હામ, ન્યુ કાસલ, ગ્લાસગો અને એડિનબરોમાં રશિયા વિશે ભાષણો કર્યાં અને અમારો સત્કાર ઉત્સાહથી કરવામાં આવ્યો હતો. પણ ઇંગ્લંડમાં સમાજવાદી ચળવળ ફેલાવવાની આશા એ વખતે તો એટલી થોડી હતી કે, ફ્રાંસ પહોંચીને હું જરૂર જ પકડાવાનો હોવા છતાં, પાનખરમાં ત્યાં જવાનો નિર્ણય અમે કર્યો. હું અને મારી પત્ની ઘણી વાર વાતેવાતમાં કહેતાં તેમ, "આ કબર કરતાં તો ફ્રેંચ કેદખાનું વધારે સારું."

## ૧૧

# જાસુસોની નિધા હેઠળ

## ૧

ફ્રાંસમાં અમે આ વખતે પણ થેનોંમાં જ નિવાસ કર્યો અને આગલી વખતની માદામ સાંસોઝના ઘરમાં જ ખંડ ભાડે રાખ્યા. ક્ષયથી પીડાતો મરવા પડ્યો હતો તે મારી પત્નીનો એક ભાઈ —જે તે વખતે સ્વિટ્ઝર્લૅંડ આવ્યો હતો—પણ હવે અમારી સાથે રહ્યો.

થેનોંમાં મેં જે બે માસ તે વખતે ગાળ્યા, તેવામાં મેં ત્યાં જેટલા રશિયન જાસુસો જોયા તેટલા બીજે કોઇ વખતે જોયા નહોતા. શરૂઆત એમ થઈ કે, અમે એ ઘરમાં રહ્યાં કે તુરત જ ઘરનો બીજો ભાગ, પોતાને અંગ્રેજ તરીકે ઓળખાવનાર એક માણસે રાખ્યો. વળી, એ જાસુસોનાં ટોળાં—ખરેખર ટોળેટોળાં જ—અમારા ઘરને જાણે ઘેરો ઘાલીને પડ્યાં રહેતાં કે ફરતાં: એ લોકો હરકોઈ બહાને ઘરમાં દાખલ થતા; અથવા તો, બે ત્રણ કે ચારની ટોળીમાં ઘરની સામે આંટા દીધા કરતા. તેઓ કેવાકેવા અજબ જેવા અહેવાલો લખી મોકલતા હશે એ સહેજે કલ્પી શકાય તેવું છે; કારણ, જાસુસે અહેવાલ તો મોકલવો જ જોઈએ. જો તે એટલું જ લખી મોકલે કે શકદાર આસામીના ઘરની સામે રસ્તામાં હું અડવાડિયા લગી ઊભો પણ કંઈ ભેદી

હિલચાલ જોવામાં જ ન આવી, તો તેનો પગાર કાં તો અર્ધો થઈ જાય, નહિ તો તેને બરતરફ કરવામાં આવે.

યોનોમાં મારા આવી રહેવાથી ફ્રેંચ પોલિસખાતું પણ જાગૃત થઈ ગયું હતું. તેના માણસો આવીઆવીને અમારા ઘરની માલિકબાઈને કેટલો ય ત્રાસ આપતા. એક વાર તેવા કોઈ જાસૂસને વહેમ પડ્યો હશે કે હું એક છૂપું છાપખાનું આ ઘરમાં ચલાવું છું કેમકે પોતે તેવો અવાજ સાંભળે છે એમ તેને લાગેલું. પણ બાઈએ જ્યારે ફોડ પાડી કે "એ તો મારા સીવવાના સંચાનો અવાજ હશે, બીજું તો કંઇ અહીં નથી," ત્યારે તે ભોંઠો પડી ગયો હતો. પણ તેણે કંઇક પણ અહેવાલ તો લખી જ મોકલવો પડે. તેથી તેણે મારી હિલચાલ વિશે પડપૂછ આદરી. તેવામાં હું 'લે રેવોલ્તે'નું તંત્રીપણું કરતો તથા 'એન્સાઇક્લોપીડીઆ બ્રિટાનિકા' તથા 'ન્યુ કાસલ ક્રોનિકલ' માટે લેખો લખતો, તેથી તેને કહેવામાં આવ્યું કે અમારો ભાડુત તો ઘણે ભાગે બેઠોબેઠો લખતો જ હોય છે. "પણ આખો દહાડો કંઇ લખ્યા કરે?" પેલાએ પૂછયુંઃ "બીજું શું કરે?" તેને જવાબ મળ્યોઃ "બપોરે બાગમાં લાકડું વહેરે છે અને સાંજને પહોરે ફરવા જાય છે,"—"હં... ..." જાસુસે જાણે ભેદ પામ્યો હોય તેમ ઉચ્ચાર્યુંઃ "અંધારું થાય ત્યારે જ બહાર નીકળે છે ખરું કે?" અને તેણે પોતાની ચોપડીમાં ટપકાવ્યુંઃ "અંધારું થયા પહેલાં એ કદી બહાર નીકળતો નથી."

રશિયન તથા ફ્રેંચ જાસુસો મારી આટલી બધી સંભાળ શા માટે રાખતા હશે તેનો ખુલાસો મને તે વખતે તો જડ્યો નહોતો; પણ એમ લાગે છે કે ત્યારના નવા રશિયન મુખ્ય પ્રધાન ઇગ્નાટિયેફે રશિયન ક્રાંતિકારો જોડે જે સંધિ કરેલી અને જેને પરિણામે સરકારનો જુલમ તથા ક્રાંતિકારીઓનો ત્રાસ ઘણો કમી થએલો, તે સંધિમાં મને ભેળવવા હું લંડન હતો ત્યારે–૧૮૮૨માં–એક

રશિયન સરકારના દૂત મારફત પ્રયાસ થયો ત્યારે મેં જે એમ કહેલું કે મારી પાસે પણ તે દૂત આવશે, તો દાદરેથી તેને ફેંકી દઈશ, તે પરથી મને જીતવાની બધી આશા રશિયાના સરકારી ધુરંધરોએ છોડી હશે અને જાસુસો વગેરે મારફત મને કનડવાનો તથા બને તો રસ્તામાંથી ખસેડવાનો પેન રચ્યો હશે.

# ૧૨

# ફ્રેંચ સરકારનો મહેમાન

## ૧

૧૮૮૧ અને ૧૮૮૨નાં વરસો દરમ્યાન અતંત્રવાદી પ્રવૃત્તિએ ફ્રાંસમાં ઘણો વિકાસ સાધ્યો હતો. ૧૮૮૦ના જ્યુરા ફેડરેશને જ્યારે અતંત્રવાદી સામ્યવાદનો સ્વીકાર કર્યો ત્યારે સામ્યવાદના એ પ્રકારને ફ્રાંસમાં ઘણો સત્કાર મળ્યો હતો. એ વરસ પછી અમારું વર્તમાનપત્ર એ દેશમાં ઘણું પ્રચાર પામ્યું અને અમે ફ્રેંચ કામદારો સાથે પત્રવહેવાર પણ શરૂ કર્યો. આ રીતે પેરિસમાં તેમ જ જિલ્લાઓમાં—ખાસ કરી, લાયોન્સ જિલ્લામાં—અતંત્રવાદ તેવામાં ઝડપભેર ફેલાતો ગયો. થોનોંથી લંડન જતાં મેં જ્યારે ફ્રાંસ ઓળંગ્યુ ત્યારે હું વચ્ચે લાયોન્સ, સેંટ એટીન તથા વીન ખાતે રોકાયો હતો અને ત્યાં ભાષણો કર્યાં હતાં. એ વખતે મેં જોયું હતું કે એ શહેરોના સંખ્યાબંધ કામદારો અમારી ભાવનાઓ અપનાવવા તત્પર હતા.

૧૮૮૨ની આખર આવી પહોંચી એટલામાં તો લાયોન્સના પ્રદેશમાં મામલો કટોકટીનો બની ગયો હતો. રેશમનો ઉદ્યોગ પડી ભાંગવાથી તેના વણકરો અને તેમનાં કુટુંબોની વિટંબના પાર વિનાની હતી. એ પ્રદેશના ખાણોના કામદારોનું ભાવિ પણ ઠીક અનિશ્ચિત હતું.

રસ્તે થએલા અનુભવો પરથી હું જાણતો હતો કે સૌનાં મન ભારે ઉશ્કેરાટમાં છે, પણ જે અગિયાર માસ મેં લંડનમાં ગાળ્યા તે દરમ્યાન ફ્રાંસમાંની હિલચાલના નિકટ સમાગમમાં હું રહી શકયો નહોતો. પછી, જ્યારે હું પાછો લંડનથી ચેતોં આવ્યો ત્યારે વર્તમાનપત્રો પરથી મેં જાણ્યું કે મોન્શો–લે–માઇન્સ ગામના ખણિયાઓ ખાણોના કેથલિક માલેકો સામે હડતાળ પાડવાની વાતો કરતા હતા. તે વેળા, એ પ્રદેશમાંના સઘળા પથ્થરના ક્રોસને કાં તો જમીનદોસ્ત કરવામાં આવ્યા, અથવા તો ખણિયાઓને તેમના ખોદકામમાં વાપરવા માટે અપાએલાં ડાઈનેમાઇટનાં કારતુસોથી તેને ઉરાડી મૂકવામાં આવ્યા. લાયોન્સનું વાતાવરણ પણ હવે જલદ બન્યું. ત્યાંના અતંત્રવાદીઓએ પરિસ્થિતિ એવી કરી મૂકી કે બીજા મધ્યમવર્ગી સ્વાર્થી નેતાઓ જેને સભા ભરે તેનો પોતે કબજો લેતા અને મધ્યમવર્ગને ભય પમાડે તેવા ઠરાવો ખાણો તથા જમીનને રાષ્ટ્રીય મિલકત બનાવવા વિશેના પૂરા ઉત્સાહથી પસાર કરતા.

ઉપલા બનાવો બન્યા પછી કામદારોની લાગણી મધ્યમવર્ગના રાજદ્વારીઓ સામે તેમ જ એ લોકોને ગેરવાજબી રીતે ટેકવનાર એમનાં છાપાં સામે ઘણી જ ઉશ્કેરાઇ ગઈ હતી. આવે વખતે હમેશ બને છે તેમ, હવે ગરીબોએ તે રાજકીય નેતાઓના તથા તેમનાં છાપાંવાળાના રંગરાગ અને ખાણીપીણીના મહાધામ થીએટર બેલેકૂરના ભોંયરામાંના વિશ્રાંતિગૃહમાં ચાલતા હતા તે અનાચારો સામે જ્વલેયોક પોતાની સભાઓમાં બોલવા માંડયું. એમ કરતાંકરતાં એક દહાડો એ વિશ્રાંતિગૃહમાં કોઈકે અજાણ્યાએ ડાઇનેમાઇટનું કાર્તુસ વછોડયું ને તેને હોલવવા જનારા એક સમાજવાદી કામદારના પ્રાણ ગયા; તેમ જ કેટલાક મધ્યમવર્ગી રાજદ્વારીઓ પણ જરા ઘવાયા. બીજે દહાડે, રંગરૂટની ભરતી કરવાની કચેરી પાસે તેવો જ ધડાકો થયો ને એવી લોકવાયકા પણ ચાલી કે,

લાયોન્સની એક ટેકરી પરની કુમારિકા મેરીની પ્રતિમાના પણ એવા જ હાલ થવાના છે.

લાયોન્સના પૈસાદારો હવે ભારે ગભરામણમાં પડ્યા. સાઠ અનંત્રવાદીઓની ધરપકડ થઈ. તેમાં મધ્યમવર્ગનો માણસ એક જ —એમિલ ગોતીએ, જે એ પ્રદેશમાં પ્રચારકામ કરતો—હતો; બાકીના બધા કામદારો હતા. એ જ વખતે લાયોન્સનાં છાપાંએ સરકારને ઉશ્કેરવા માંડી કે તેણે મને પકડવો; કેમ કે આખી યે ઘટમાલનો દોરીસંચો ચલાવનાર (તેમના કહેવા પ્રમાણે) હું જ હતો ને આવાં તોફાનો કરાવવા સારુ જ હું લંડનથી ફ્રાંસમાં પાછો આવ્યો હતો. હવે, ફરીથી એક વાર રશિયન જાસૂસો અમારા નાનકડા શહેરમાં દેખા દેવા લાગ્યા: મારું ઘર શોધાયું; મારી પત્ની જીનીવા જતી હતી તેને થોનોંને સ્ટેશને પરહેજ કરી અને તેની જડતી લેવામાં આવી. પણ એ બધાને પરિણામે કશું જ એ લોકોને અમારી વિરુદ્ધ હાથ લાગ્યું નહિ.

મારે નાસી છૂટવું હોય તો તક હતી, પણ હું નાસવાનો જ નહોતો. મારા એટલા બધા મિત્રો પકડાઇ ગયા હતા કે એ સ્થળેથી ખસવાનો મારો વિચાર જ નહોતો.

તા. ૨૧મી ડિસેંબરની રાતે મારો ક્ષયરોગી સાળો મારા હાથમાં જ મરણ પામ્યો. હું અને મારી પત્ની બેઉ એને માટે ડુસકાં ભરતાં રાત વીતાવતાં હતાં, ત્યાં તો પરોઢિયું થવા આવ્યું એટલે—બનાવ બન્યા પછી ચારેક કલાકે—લશ્કરી સિપાઈઓ મને પકડી જવા આવ્યા. મેં તેમને વસ્તુસ્થિતિ જણાવી અને, માત્ર દફનક્રિયા થઈ જાય ત્યાં સુધી મને છૂટો રાખે તો ત્યાર પછી તુરત મારી મેળે જ જેલને દરવાજે હાજર થઇશ, એવું વચન તેમને આપવા માંડ્યું. પણ એ શાના સાંભળે? એટલે મને તો તે ને તે જ વખતે એ લોકો લઇ ચાલ્યા લાયોન્સ ભણી. એલિસી

રેકલુસને અમે તારથી ખબર કરેલા, તેણે એકદમ આવીને મારી પત્નીને ગોળાળમાં લીધી અને દફનની વ્યવસ્થા કરી. ચોનોંની અર્ધોઅર્ધ વસ્તી દફનવેળા હાજર હતી—મારી પત્ની તથા દુનિયાને એવું દાખવવા કે કામદારજનતા મારી પડખે હતી, સત્તાધારીઓની પડખે નહિ. એ જ રીતે, મારો મુકદ્દમો ચાલતો હતો ત્યારે પણ એકુલો આસપાસનાં ગામડાંમાંથી આવીને ખાસ તે જ ખબર વાંચવા લાયેન્સથી છાપાં ખરીદતા.

મુકદ્દમો ૧૮૮૩ના જાન્યુઆરીની શરૂઆતમાં એક પખવાડિયા સુધી ચાલ્યો હતો. પેલા ધડાકાઓને અંગે તો અમારી વિરુદ્ધ કશું સાબિત થઇ શકે તેમ નહોતું, તેથી આંતરરાષ્ટ્રીય કામદાર-સંઘના સભ્યો હોવા માટે—જો કે ખરી રીતે તો, પકડાએલાઓમાં હું એકલો જ તેવો સભ્ય હતો—અમારી સામે કામ ચલાવવામાં આવ્યું. અમને ચાર ને પાંચ વરસની કેદ અને ચારસો ડૉલરનો દંડ તથા બાકીનાને એકથી ચાર વરસની કેદની સજા થઈ. મુકદ્દમો તદ્દન ફારસરૂપ હતો. ખરી વાત એ હતી કે, અમને અને અમારી હિલચાલને કોઈ પણ રીતે હલકી પાડવી ને દાબી દેવી. પણ થયું એથી ઊલટું જ; કેમ કે અદાલતમાં અનંત્રવાદ સામે ચલેલાં ભાષણો દેશપરદેશમાં છપાયાં ને વંચાયાં તેથી પ્રવૃત્તિને ઘણું જોર મળ્યું. ફ્રેંચ પ્રજામત પણ અમારી તરફેણમાં હતો. અને તેની ધારાસભામાં અમને છોડવવાના ઠરાવો વરસોવરસ લવાતા—છેક અમે છૂટયા ત્યાં લગી એ ચાલુ રહ્યા.

## ૧૩

# ફ્લેરવૉની તુરંગ

## ૧

**અમારો** કેસ એ રીતે પતી ગયો હતો, પણ મારે બીજા બે મહિના લાયોન્સની જ જેલમાં રહેવાનું થયું હતું. પોલિસકોર્ટે અમારી પર કેસ ચલાવીને જે ચુકાદો આપ્યો હતો, તેની સામે મારા સાથીઓમાંના ઘણાખરાએ અપીલ કરી હતી. તેનું પરિણામ જણાય ત્યાં સુધી અમારે સૌને એ જ જેલમાં રહેવાનું હતું. બીજા ચારે સાથીઓની જેમ મેં પણ ઉપલી કોર્ટમાં અપીલ નોંધાવવાની ના પાડી હતી અને મારી એકાંત કોટડીમાં કામ કરતો હતો. માર્ટિન નામે વીન ગામનો કાપડિયો હતો. એ મારો જાની દોસ્ત હતો. તે ને હું સવારસાંજ જેલના આંગણામાં ફરતા અને કોટડીઓમાં પુરાયા પછી જો અમારે વાત કરવી હોય, તો રશિયાનાં કેદખાનાંની જેમ દિવાલ પર ટકોરા મારીને કરતા હતા.

કેદખાનાં જે નીતિનાશ કરનારી અસર કેદીઓ પર કરે છે તે મેં આ લાયોન્સ જેલના બે માસમાં પ્રત્યક્ષ જોયું ત્યારથી મારા મન પર જે છાપ પડી હતી, તેને લીધે પાછળથી કેદખાનાંની આખી સંસ્થાને જ હું બમણે ભારે ધિક્કારતો થયો હતો. એ ધિક્કાર બે બાબતોને અંગે જન્મ્યો હતોઃ પહેલું તો, કોઈ પણ નાના કે

મોટા ગુના માટે જેલમાં પૂરવામાં આવેલાં બાળકો. એમને રોજ જેલના આંગણામાં રેશમ સાફ કરવાનું અને બીજું કામ કરવા લાવવામાં આવતાં હતાં. એ દુબળાંપાતળાં બાળકોનાં મન શરીર અને નીતિનો સુદ્ધાં ત્યાં ઉઘાડેછોગ પળેપળે જે નાશ થતો મેં જોયો, તે પરથી, તેઓ મોટાં થઈને છૂટશે ત્યારે જાતને અને સમાજને કેટલું અસાધારણ નુકસાન કરશે તે વિચારે કંપારી છૂટ્યા વિના રહેતી નહિ. બીજું, કાયદો અને તેનો અમલ કરનારાઓ કેદીઓનાં આશ્રિતોને નિરાધાર કરી જાણે રવડાવી જ મારે છે, તે અનુભવ પણ રુંવાં ઊભાં કરે તેવો છે. એ તદ્દન જ નિર્દોષ સ્ત્રીબાળકોને સમાજ જે સીતમચક્કીમાં પીસે છે, તેનો કદી કોઈએ જરા પણ વિચાર કર્યો છે ખરો?

૨

અમારામાંથી જેમને વરસ કરતાં વધુ મુદ્દતની સજા થઈ હતી, તેવા અમને બાવીસ જણને ૧૮૮૩ના માર્ચની અધવચમાં બહુ જ છાની રીતે ક્લેરવોની મધ્યવર્તી સુરંગમાં લઈ ગયા. લાયૉન્સ જેલમાં અમને મળતી હતી તે બધી સગવડો અહીં અમને આપવામાં આવી; કેમ કે ફ્રાંસમાં તો એમ મનાય છે કે રાજકીય કેદીઓ પોતાનું હરવાફરવાનું છૂટાપણું ખુએ એ જ તેમને માટે એવી ભારે સજા છે કે બીજી અગવડ કે વેઠ તેમને માથે નાખવી ન જોઈએ. લાયૉન્સમાં અમને અમારાં કપડાં રાખવા દેવામાં આવેલાં અને ખોરાક પણ અમે વીશીમાંથી અમારે ખર્ચે જેવો જોઈએ તેવો મંગાવી શકતા. વળી ત્યાં સ્વતંત્ર મોટી કોટડી પણ મળી હતી, જેને લીધે મળેલી શાંતિ અને નિવૃત્તિનો ઉપયોગ મેં 'એન્સાઈક્લોપીડીઆ બ્રિટાનિકા' તથા 'નાઈન્ટીન્થ સેન્ચરી' માટેના મારા લેખો લખવામાં કર્યો હતો.

અહીં ક્લેરવોમાં પણ જુદા ખંડની, ખાવાની તથા કપડાંની તેવી જ સગવડ ચાલુ રહેલી. સજાને અંગે કામ કરવાનું ફરજિયાત

નહોતું; પણ જેમની ઇચ્છા હોય તેઓ સીવવાનું કે છીપમાં કોતરવાનું કામ કરીને તેને સાટે નાનીનાની રકમો કમાઇ પણ શકતા.

ક્લેરવોની જે પહેલી છાપ મારા મન પર પડી તે તો ઘણી સરસ હતી. લાંબી થકવનારી મુસાફરી પછી અમે ત્યાં પહોંચ્યા ત્યારે, અમને સ્વચ્છ ઓરડીઓમાં લઈ જઇને રાખવામાં આવ્યા હતા. ખાણું સાદું, પણ ગરમાગરમ હતું અને માગીએ તેટલું મળતું: સુરાપાનના શોખીનો એ શોખને પણ પોતાને પૈસે સંતોષી શકેલા; અને જેલનો ઉપરી તથા વૉર્ડરો બધા સભ્યતાથી વર્ત્યા હતા.

વળતે દહાડે ઉપરી મને અમારે માટે નક્કી કરેલા નિવાસ-ખંડો બતાવવા લઇ ગયો. બાવીસ જણ માટે એ નાના પડશે એમ મેં કહ્યું, એટલે તુરત તેણે અમને બીજા વધારાના ખંડો આપ્યા. અમારા ખંડોની બારીઓ એક નાનકડા બગીચા પર પડતી હતી. ત્યાંથી દેખાતું આસપાસના પ્રદેશનું દૃશ્ય પણ સુંદર હતું.

બધા મળીને ત્રણ મોટા ઓરડા અમને આપવામાં આવેલા, તે ઉપરાંત મને તથા એલિસ ગૌતીએને અમારા લખવાવાંચવાના કામ માટે જુદો નાનો ઓરડો પણ મળેલો. આ છેલ્લી સગવડ માટે હું એન્સાઇક્લોપીડીઆમાંના મારા ઘણા લેખકબંધુઓનો આભારી હતો. હું પકડાયો છું એમ તેમણે સાંભળ્યું કે તુરત જ જેલમાં મારા લેખનકાર્ય માટે વધુમાં વધુ સગવડો મળે તે માટે તેમનામાંના જેમણે ફ્રેંચ સત્તાવાળાઓને વિનંતિપત્ર મોકલ્યો તેમાં બીજા બધા ઉપરાંત, હર્બર્ટ સ્પેન્સર, સ્વિન્બર્ન અને વિક્ટર હ્યુગોનાં નામ પણ હતાં. ફ્રાંસની વિજ્ઞાનપરિષદે પોતાનું પુસ્તકાલય મારે જે કંઇ પુસ્તકો જોઇએ તે માટે વાપરવા દેવાની ઇચ્છા બતાવી હતી તથા પ્રસિદ્ધ ફ્રેંચ ચિંતક અને લેખક અર્નેસ્ટ રેનાંએ એક મનોહર પત્ર દ્વારા, પોતાનું આખું ખાનગી પુસ્તકાલય મારા ઉપયોગ માટે ખુલ્લું હોવાનું મારી પત્નીને લખ્યું હતું.

તુરંગના બગીચામાં શાકપાન ઉગાડીને વેચવાની છૂટ પણ અમને હતી; વળી હું અને મારા સાથીઓ ત્યાં ઇંગ્લિશ જર્મન વગેરે ભાષાઓના તેમ જ વિજ્ઞાનના વર્ગો ચલાવતા તથા પુસ્તક-બાંધણીનું કામ પણ શીખી લઈને કરતા હતા. આ સુખી જિંદગીમાં વચ્ચે મારી તબિયત બગડવાથી વિઘ્ન આવ્યું હતું; પણ એ મેલેરિયા —ત્યાં આસપાસ ભેજ હોવાથી એ લાગુ પડેલો—પહેલા વર્ષની આખર પછી ગયો હતો. એ વર્ષ દરમિયાન જ, મારી પત્ની પણ પૅરિસમાં પોતાનો ડૉક્ટર ઑફ સાયન્સની ડીગ્રી માટેનો અભ્યાસ છોડીને પડોશના ગામડામાં રહેવા આવી હતી. પહેલાં તો અમે બે મહિને એક વાર જ મળી શકતાં, પણ પછીથી રોજ મળવાની, તેની વીશીમાંથી મારે માટે ખોરાક લાવવાની તથા સાંજે સાથોસાથ—જો કે વૉર્ડરની હાજરીમાં—બાગમાં ફરવાની પણ રજા મળેલી.

કલેરવૉની મધ્યવર્તી તુરંગ જાણે એક નાનું ઉદ્યોગનગરનું શહેર હોય તેવું પહેલી નજરે લાગવાથી મને ઘણો અચંબો થયો હતો. પણ ખરી વાત એ છે કે ઇંગ્લિશ કેદખાનામાંની પદ્ધતિ ફ્રેંચ કેદખાનામાં નથી; એટલે કે, ત્યાં કેદીને હલકો પાડવા માટે જ જાણે સોંપાતાં હોય તેવાં કામો નથી સોંપાતાં. તેની પાસે ઉપયોગી કામો—તે સ્વમાનથી કરી શકે તેવાં—કરાવવામાં આવે છે; જેવાં કે લોખંડનું ફર્નિચર, છબિઓનાં ઘરો ('ફ્રેમ્સ'), અરીસા, ત્રાજવાં-તોલાં, મખમલના તથા શણના સ્ત્રીપોશાકો, છીપની નાનીનાની વસ્તુઓ, લાકડાંના જોડા, ચાખડીઓ વગેરે. આ પ્રકારનાં કામો સોંપાતાં હોવાથી તેમ જ કેદીઓ ભણીનો એકંદર વર્તાવ માનવતાભર્યો હોવાથી એ તુરંગ યુરપખાનાની સજા કરનારી સંસ્થાઓમાં નમૂનેદાર ગણાય છે.

૩

જે ખંડોમાં અમે રહેતા હતા તેની નીચે જેલનું દવાખાનું હતું. તેમાં કામ કરતા કેદીઓના સમાગમમાં અમારે આવવાનું પણ કેટલીક વાર થતું. તેમાંનો એક 'વન'માં પ્રવેશી ચૂકેલો પળિયાંધારી વૃદ્ધ હતો. તેની સજાની મુદત અમે ત્યાં હતા તેવામાં જ પૂરી થઈ. તેણે જેલ કેવી રીતે છોડી એ વાત હૃદય પીગળાવે તેવી છે. પોતે થોડાં અઠવાડિયાંમાં કે થોડા મહિનામાં જ પાછો અહીં આવવાનો છે તે જાણતો હોવાથી, તેણે દાક્તરને આજીજી કરીને કહેલું કે પોતે કરતો એ કામ કરનારની જગ્યા ખાલી રાખે. ફ્લેરવોમાં આ કંઈ એ પહેલી વાર નહોતો આવ્યો, ને તેને ખબર હતી કે પોતાની આ મુલાકાત છેલ્લી પણ નથી. જેલમાંથી બહાર નીકળ્યા પછી, ભર્યા જગતમાં તેને એવું કોઇ જ નહોતું જેને તે સ્વજન ગણી શકે. "મને ચાકરીએ પણ કોણ રાખે એમ છે?" તે કહેતો "ને હું કામધંધો પણ શો જાણું છું? —કશો નહિ. બહાર નીકળીને મારે જવાનું તે મારા જૂના સાથીતો પાસે જ. એ લોકો તો મને ખચિત જ ભેરૂબંધ તરીક સત્કારવાના જ."

પછી એમ એ ભેરૂબંધો પાસે જાય; સૌ લાંબે વખતે ભેળા મળે એટલે દારૂખાર સારી પેઠે ઉડાવે; કોઈ નવો 'તડાકો' પાડી આવે અને ફરી એક વાર કેદખાને આવીને પુરાય. તેના જેવા આવા ઘણા છેક બાળપણ કે ઊગતી જુવાનીમાંથી આમ જેલવાસી બનેલા ને મોતને શરણ પણ ત્યાં જ થએલા. એવા વૃદ્ધ કેદીઓને દફનાવવા લઈ જતી વખતે પાદરી જે પ્રાર્થના બોલે તે યંત્રવત ને સુણી જ હોય; તેને કબ્રસ્તાને લઇ જતા કેદીઓ તો થોડા વખત માટે પણ લાધેલી સ્વતંત્રતાને કારણે આનંદમગ્ન

હોય; તે વેળા ખિન્ન દેખાતો માત્ર કપ્તાનના વૉર્ડરનો કાળો કૂતરો, જે આસ્તેઆસ્તે શબવાહકોની બાજુમાં ચાલતો હોય.

૪

ફ્રાંસની મધ્યવર્તી તુરંગોને સુધારવામાં આવી, ત્યાર પછી તેમાં સંપૂર્ણ મૌનનો સિદ્ધાંત પાળવામાં આવશે એમ મનાતું હતું. પણ એવું મૌન માનવસ્વભાવને એટલું બધું પ્રતિકૂળ છે કે એ સિદ્ધાંતને ચીવટથી પાળવાનું થોડા જ સમય પછી છોડી દેવું પડ્યું. આ પરિણામ આવવામાં એક વધુ કારણ એ હતું કે ફ્રેંચો વાતોડિયા ખૂબ જ હોય છે.

બહારથી જોનારને તો તુરંગ હમેશાં તદ્દન મૌનભરી શાંત જ લાગે છે; પણ ખરી રીતે તેમાં જીવનની પ્રવૃત્તિઓ જાણે તે એક નાના શહેરમાં જ ચાલતી હોય તેમ ચાલુ હોય છે. ધીમા સાદે ઘુસપુસ દ્વારા, ઉતાવળે બોલાઈ જતા છૂટક શબ્દોથી કે ચબરખી-ઓના લખાણ મારફત, એમ અનેક રીતે રોજેરોજના જરા પણ અગત્યના સમાચાર થોડા જ સમયમાં આખી તુરંગમાં પ્રસરી જાય છે. કેદીઓમાં માંહોમાંહ્ય, તુરંગના ઉપરીઓની કચેરીમાં કે કલેરવોના ગામડામાં અથવા તો પૅરિસની રાજકીય દુનિયામાં કંઇ પણ જાણવાજોગ બન્યું કે તુરત જ એ અમારા સઘળા શયનખંડોમાં, કારખાનાંમાં અને કોટડીમાં ફેલાઇ જવાનું. વળી, કોઈ વર્તમાન-પત્રમાં અમને રસ પડે તેવી બીના આવી હોય તો તે પત્ર પણ કોઇ ભેદી રીતે, નાના પથ્થરથી વિંટાઇને તુરંગની ઊંચી દિવાલ પર થઇને, અમારી કને આવી જ પડતું.

કલેરવોમાંથી છૂટ્યા પછી મેં ૧૮૮૬માં ઈંગ્લંડમાં જે 'ઇન રશિયન ઍંડ ફ્રેંચ પ્રિઝન્સ' નામે પુસ્તક લખેલું, તેમાં મેં જે જે વિગતો આપી છે તેની પુનરુક્તિ અહીં નહિ કરું. માત્ર એટલું કહેવું બસ થશે કે સમાજ ગુના અટકાવવા માટે આ તુરંગની

સંસ્થાઓ સ્થાપે છે, પણ ખરી રીતે તો એ સમાજને ખર્ચે ચાલતાં ગુનેગારીનાં વિદ્યાપીઠો છે. બહારથી કેદી ગુનેગારીની જે વૃત્તિ શીખી આવ્યો હોય છે તે તુરંગના બિનકુદરતી વાતાવરણમાં હજાર રીતે પોષાય છે. વળી, હાલની કાયદાબાજી અને ન્યાયની પદ્ધતિ તો એવી છે કે તુરંગની આસપાસના પ્રદેશને તેમ જ અદાલતો સાથે સંબંધ ધરાવતા માણસોને પણ કલુષિત કર્યા વિના ન જ રહે. મારી પોતાની તથા સાથીઓની સાથે, અલબત્ત, તુરંગમાં માનભર્યો વર્તાવ રાખવામાં આવેલો, પણ અંગત ફરિયાદો કરવાની ન હોવાથી તો હું એ અનિષ્ટોને ઊલટો વધારે સ્પષ્ટતાથી અને નીડરપણે જાહેર કરી શકું છું.

## ૧૪

## થોડીક જાસુસકથાઓ

### ૧

દરેક વિપ્લવવાદીને વહેલોમોડો જાસુસો સાથે પ્રસંગ પડે જ છે. તેવા કેટલાક મારે ભાગે પણ આવેલા. એવા ઝેરી નાગોને પોષવામાં દરેક દેશની સરકાર ભારે રકમ ખર્ચતી હોય છે. પણ એ લોકો મુખ્યત્વે જોખમકારક હોય છે તે જુવાનોને જ. એક વાર આપણે તેમનાથી—તેમની નીતિરીતિથી—પરિચિત થઈ ગયા અને એવો માણસ મળતાં, "તેને ને મારે શી લેવાદેવા ? અમારી વચ્ચે સામાન્ય ભૂમિકા શી છે ?" આવા પ્રશ્નો આપણે પંડને પૂછીને તેના ઉત્તર શોધી લઇએ, પછી તેના સંબંધમાં આવવામાં કશું જોખમ નથી; કેમ કે તેમની સાથે કેમ કામ પાડવું એ વિષયમાં આપણે ચેતી ગયા હોઇએ છીએ.

હું જ્યારે પહેલો જીનીવા ગયો, ત્યારે ત્યાં રશિયન સરકારે જે માણસને પોતાના જાસુસ તરીકે મોકલ્યો તે એક ઉમરાવની પેઠે ત્યાં રહેતો હતો. અમે તેને દૂરથી જ ઉપાહારગૃહોમાં જોએલો. તે પ્રમાણમાં નિર્દોષ હતો, કેમ કે જુદાજુદા દેશોમાંથી હદપાર થએલા જે વિપ્લવવાદીઓ જીનીવામાં હતા, તેમનાં પુસ્તકો પત્રિકાઓ વગેરે ખરીદી, તેની પર પોતાની ટીકાઓ કરી, પોતાના માલિકોને એ બધું મોકલવા સિવાય તેને બીજો કંઈ ધંધો હોય તેમ લાગતું નહોતું.

પછી તો જીનીવામાં વિપ્લવવાદીઓ વધ્યા તેમતેમ જાસુસો પણ વધ્યા. એ બધા ય જાસુસો અમને ઓછાવધુ જાણીતા થઇ ગયા હતા. એ લોકોને અમે તો અમારી નિહિલિસ્ટ રીતે બહુ સીધા અને નિખાલસ પ્રશ્નો તેમના ભૂતકાળ તથા વર્તમાન પ્રવૃત્તિ વિશે પૂછતા. તેના જવાબ તેમનામાંના ઘણાખરા પોતે પણ જાણે નિહિલિસ્ટ હોય તેમ આપવા પ્રયાસ કરતા. પણ તેઓ ક્યાં ખોટું બોલે છે તે પકડતાં વાર લાગતી નહિ; કેમ કે અમે તો તેની નીતિ, આચારવિચાર, રહેણીકરણી વગેરે વિશેની એવી તો ઝીણીઝીણી વિગતો પૂછીને તેની ઉલટતપાસ લઇ નાખતા કે અમુક તબક્કે તેને માટે જૂઠું બોલવું અશક્ય થતું; અથવા તો તેઓ પોતાના બોલથી જ બંધાઇ જતા, કે ઊલટું-સૂલટું બોલી પોતે પોતાને જ ખોટા પાડી દેતા.

એવા એક જાસુસે તો એવા ખબર પણ પોતાના માલિકોને આપેલા કે હું ઝારનું ખૂન કરવાની પેરવી કરી રહ્યો છું. બીજી વખતે તેણે જ એવી વાત ઉરાડેલી કે, હું બૉમ્બ લઈને ઇટલીમાં ત્યાંના વિપ્લવવાદી કેફિયેરોની સાથે દાખલ થવાનો છું. આ બધી ગપ હતી. ઝારને મારવાનો ખ્યાલ મને કદી આવ્યો નથી ને ઇટલી તો હું જવાનો ઇરાદો પણ રાખતો નહોતો—ત્યાં કદી ય ગયો નથી.

કેટલીક વાર એવું યે બને છે કે જાસુસો વિપ્લવવાદીઓની હિલચાલના જે વૃત્તાંત પોતાની સરકારને લખી મોકલે તેમાંની વાત મુદ્દે સાચી હોય, પણ વાત પરથી જે અનુમાનો તેમણે બાંધ્યાં હોય તે ભળતાં જ બેસાડી દેવાયાં હોય. આવી જ રીતે, ૧૮૮૧માં હું જ્યારે મારી પત્ની સાથે પેરિસથી લંડન ગયો ત્યારે એક ફ્રેંચ જાસુસ મારી પાછળ પડેલો. તેણે અમારી મુસાફરીનો જે અહેવાલ ફ્રેંચ સરકારને આપ્યો તેની જ નકલ તેણે એક પત્રકાર રોશફોર્ટને આપેલી ને તેણે એ પ્રમાણેનો અહેવાલ પ્રસિદ્ધ કર્યો હતો. એ પરથી હું જોઈ શક્યો કે કેલેના સ્ટેશને અમે અર્ધો કલાક મારી પત્નીના દુખતા દાંતને ધોવા ને તેને દવા-અવા લગાડવા એક ખાનગી ભાગમાં ગયાં, તેને જાસુસે બીજા કાવતરાંબાજો સાથેનાં અમારા મેળાપનું નામ આપેલું; અને લંડનમાં ચેરિંગ ક્રોસને સ્ટેશને અમે ટ્રેન પહોંચ્યા પછી પણ અર્ધો કલાક રોકાયાં ને પછી જ ગાડી કરી ઉતારે ગયાં, તે પરથી પેલાએ એવી અટકળ કરી લીધી કે ટોળામાં તો કોઇ જાસુસ અમારી પર નજર રાખી શકે માટે આખું ટોળું વીખરાય તેની વાટ અમે જોએલી. ખરી રીતે, અમે વાટ જોએલી તે અમને લેવા આવવાનો હતો તે રશિયન મિત્રની. આખરે તે ન જ આવ્યો તેનું કારણ એ હતું કે, અતિશય ઝાકળવાળા તે સવારે તેનાથી વધુપડતું ઊંઘાઈ ગએલું એટલે અમે પહોંચીને તેને જગાડ્યો ત્યારે જ મેળાપ થએલો.

કલેરવોમાં હું હતો ત્યારે એક અજાણ્યો રશિયન, રશિયન સરકારને ખુબ ભાંડતો મારી કને આવેલ. તેણે સૂચવ્યું કે 'લે રેવોલ્તે' ફ્રેંચમાં નીકળે છે તેવું જ વિપ્લવવાદી પત્ર આપણે રશિયનમાં પણ કેમ ન કાઢવું? વધુમાં તેણે ઉમેર્યું કે, પૈસાની બાબતે કંઈ ફિકર ન રાખવી—પોતે મોટો મૂડીદાર છે ને જોઈએ તેટલા પુરા પાડશે. તેનું નામ ટોહનલેહ્મ હતું. તેનું એકંદર વર્તન મને પોતાને એટલું શકપડતું લાગેલું કે તેની દરખાસ્ત સ્વીકારવાના

મારા મિત્રોના આગ્રહ છતાં તેને મેં ના જ પાડી. થોડા દિવસ પછી સેંટ પીટર્સબર્ગમાંના અમારા મિત્રોના પત્રમાં લખાઈ આવ્યું કે, અમુકઅમુક લક્ષણોવાળા મૂડીદારથી ચેતતા રહેજો. બધી નિશાની મેળવી જોતાં મારી ખાતરી થઈ કે પત્રમાં વર્ણવાએલો માણસ જ અમારો સોહનલેહ્‌મ હતો.

પોલિસખાતું જ પોતાના કોઈક પગારદાર પાસે વિપ્લવવાદી પત્ર કઢાવે અને તેના તંત્રી મારફત વિપ્લવવાદી કાર્યકરોના મંડળની બાતમી વગેરે મેળવવા પ્રયત્ન કરે, એ તો જૂની યુક્તિ છે; અને ૧૮૮૧માં ફ્રેંચ પોલિસના વડા એન્ડ્રુએ એ અજમાવેલી. એ સાલમાં હું અને એલિસી રેકલુઝ પર્વતમાળાઓ વચ્ચે વસતા હતા ત્યારે અમને એક ફ્રેંચજેન તરફથી પત્ર મળેલો કે પોતે પેરિસમાં એક જબરું અતંત્રવાદી વર્તમાનપત્ર કાઢવા ચાહે છે. તેમાં તેણે અમારો સહકાર માગેલો; પણ અમારી ખુશામતે એટલી બધી કરી હતી કે અમને તુરત જ વહેમ પડ્યો. તેને વિશે તથા તેને મળતા પૈસા વિશે અમે બારીકીથી ઠેઠ લંડન સુધી તપાસ—ત્યાંની એક બાઈનું નામઠામ તેણે પૈસા આપનારી પોતાની વૃદ્ધ કાકી તરીકે આપેલું—ચલાવી. બાઈ ત્યાં હતી તો ખરી, પણ તે યે એ જ વેશ ભજવતી હતી એવી અમારી ખાતરી વધુ તહેકીક પછી થઈ. છેવટ, એ માણસે જે વલણ અમારી એક કોંગ્રેસ વખતે લીધું—ગમે તેવી નજીવી વાતમાં બોમ્બધડાકાની વાત આગળ લાવે; ગમે તેવી સ્ત્રીઓ સાથે ફરે; દુનિયાભરના અતંત્રવાદીઓનાં સરનામાં વારેવારે માગ્યા કરે—તે પરથી અમારો વહેમ મજબૂત બનતાં અમે તેને અળગો કર્યો. તેના છાપામાં સરકાર સામે કરવાના ડાઈનેમાઇટના ધડાકા ને અત્યાચારો ને લોહી રેડવાની જ વાતો આવતી. તે માણસનાં કરતુક અમે બે માસમાં તો બધા પુરાવા સાથે જાહેર કરી દીધાં. વળતા જ દિવસથી છાપું બંધ પડ્યું.

ત્યાર પછી બે વર્ષે પેલા પોલિસઉપરી એન્ડ્રયુએ પોતાનાં સંસ્મરણો પ્રગટ કર્યાં ત્યારે, તેમાં તેણે એકરાર કર્યો હતો કે એ છાપાનો કઢાવનાર તથા વિપ્લવવાદીઓને માથે જેનો દોષ ઢોળી પાડવાનો હતો તે, રાજ્યનીતિજ્ઞ અને ઇતિહાસકાર થાયર્સના બાવલા પાસેના ડાઇનામાઇટના ધડાકા કરાવનાર તે પોતે જ હતો.

આવું બધું કરવામાં ફ્રેંચ તથા બીજી સરકારોને કેટલા પૈસાનું પાણી કરવું પડતું હશે, એ સહેજે કલ્પી શકાય તેવી બાબત છે.

કહી શકું તેવી અનેક જાસૂસકથાઓમાંની થોડી જ અહીં ઉતારી છે. પણ જ્યારે આપણે એ દુષ્ટોની નીચતા, એમની પાછળનું એમની સરકારોનું લખલૂટ ખર્ચ, નિર્દોષોની એમને હાથે થતી રંજાડ, તેમની દ્વારા કલુષિત થતું સારા ય સમાજનું વાતાવરણ —આ સર્વનો વિચાર કરીએ છીએ ત્યારે, એ મહાઅનિષ્ટથી આપણને કંપારી આવ્યા વિના રહેતી નથી.

## ૧૫

## છૂટકારો : ફરીથી ઇંગ્લંડમાં

### ૧

પ્રજાપક્ષનાં ફ્રેંચ વર્તમાનપત્રોમાં તેમ જ એ દેશની ધારાસભામાં અમને છૂટા કરવા માટે સતત ચળવળ ચાલતી હતી. તેને પરિણામે અમારામાંના ચાર જણ–ત્રણ સાથીઓ અને હું–સિવાયના બધાને ૧૮૮૫ની પાનખરમાં છોડી દીધા. મારા સંબંધી ધારાસભામાં સરકારને સવાલ પૂછવામાં આવ્યો ત્યારે જવાબ મળેલો કે "ક્રોપોટકિનને છૂટો કરવામાં બીજા દેશો જોડેના રાજદ્વારી સંબંધનો પ્રશ્ન રહેલો છે." આનો અર્થ એ કે, અમારો રાજા અલેકઝાંડર ૩ થર્ડ મને ન છોડવા માટે ફ્રેંચ સરકાર પર દબાણ કર્યા કરતો હતો. આમ

છતાં ચળવળ ચાલુ રહ્યાને કારણે ૧૮૮૬ના જાન્યુઆરીની અધવચમાં અમને ચારને તથા કામદારોની એક આત્મભોગી સ્ત્રીનેતા લુસી માઇકલને—જેણે બેકારોના એક ટોળાની મોખરે એક ભઠિયારાની દુકાને જઇ એ ભૂખ્યાંને દુકાનમાંના રોટલા વહેંચી આપેલ, તેથી તેની પર ભરરસ્તે લૂંટ ચલાવવાનો આરોપ હતો, તેને—છોડી મૂકવામાં આવ્યાં.

છૂટયા પછી હું અને મારી પત્ની પૅરિસ આવ્યાં. તેની તબિયત કલેરવો ગામડાની વીશીમાં મારે ખાતર સતત કેદ સેવ્યાને પરિણામે લથડી ગઇ હતી અમે પૅરિસમાં થોડા અઠવાડિયાં અમારા એક મિત્ર એલી રેક્લુસ સાથે રહ્યાં. આ એલી રેકલુસ અને તેનો નાનો ભાઇ એલીસી રેકલુસ એ બેઉને લોકો કેટલીક વાર ભેળી દેતા જણાય છે. પણ મોટો માનવવંશશાસ્ત્રી છે, અને નાનો ભૂગોળશાસ્ત્રી. બેઉ સ્વાશ્રયથી ભણ્યા હતા અને એલી તો સમાજવાદી ફુરીઅરનો એકમાર્ગી શિષ્ય હતો. તેણે 'પૅરિસ કમ્યુન'ની પ્રવૃત્તિમાં પણ ભાગ લીધેલો. એ પ્રવૃત્તિકારોના હાથમાં સત્તા આવી ત્યારે તેમણે તેને ફ્રાંસના રાષ્ટ્રીય પુસ્તકાલયનો તથા લુવ્રના સંગ્રહસ્થાનનો ઉપરીઅધિકારી નીમ્યો હતો. એ પદવી તેણે રૂડી રીતે શોભાવી હતી. તેને માનવીના અને ધર્મોના વિકાસમાં અત્યંત રસ હોવાથી એ વિષયનાં પુસ્તકો પણ તેણે લખ્યાં છે. હર્બર્ટ સ્પેન્સરનાં સમાજ-શાસ્ત્રનાં પુસ્તકો કરતાં પણ એ કેટલીક બાબતમાં ચઢીઆતાં ગણાય; કારણ, સ્પેન્સરમાં અસાધારણ બુદ્ધિપ્રભાવ હતો એની ના નહિ, પણ પ્રાથમિક, વિકસતા માનવીના જીવન સાથે તેનું હૃદય એટલું તાદાત્મ્ય ન સાધી શકતું, જેટલું એલીના હૃદયને સહજ હતું. વળી તે સ્વભાવે પણ ઘણો મીઠો અને નમ્ર હતો.

પૅરિસમાં અમે રહ્યાં ત્યારે ત્યાં સમાજવાદ અને અતંત્રવાદની પ્રવૃત્તિઓ જોસભેર ચાલતી હતી. લુસી માઇકલ રોજ રાતે ભાષણો કરતી અને કામદારો તેમજ મધ્યમવર્ગીઓનો જુસ્સો જાગૃત કરતી.

એ સમય પહેલાંની તેની લોકપ્રિયતા હવે ઘણી વધી અને વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ તો તેને પૂજતા જ. જો કોઇ લુસીનું જરા ય વાંકું બોલે તો વિદ્યાર્થીઓ જાહેરમાં—ઉપાહારગૃહ જેવી જગ્યાએ પણ—વાંકાબોલાઓ સામે ડીંગલ ઉઠાવ્યા વિના રહેતા નહિ. તેવામાં મેં પણ અતંત્રવાદ પર હજારોની એક સભામાં ભાષણ આપ્યું હતું. ત્યાર પછી તુરત જ મેં પેરિસ છોડેલું કેમ કે નહિ તો પ્રત્યાઘાતી તથા રશિયાના પક્ષનાં ફ્રેંચ છાપાં મારી સામે શોરબકોર મચાવી મને તુરત જ ફરીથી બંદીખાને નખાવે તેવી ખાતરી હતી.

પેરિસથી અમે લંડન ગયાં ને ત્યાં હું મારા જૂના દોસ્તો સ્ટેપનિયાક તથા ચેકોવ્સ્કીને મળ્યો. લંડનનું જીવન હવે નીરસ રહ્યું નહોતું, ચાર વરસ પર હું ત્યાં ગયો ત્યારની ઉદાસીનતા હવે નાશ પામી હતી.

અમે હેરા ખાતે એક નાનું ઘર લઇને રહ્યાં, ત્યાં ખોદવાનું તથા બાગબાનીનું કામ નિયમિતપણે કરવાને લીધે મારી પત્નીની તબિયત એટલી બધી સુધરી જેટલી કોઇ પણ આરોગ્યભવનમાં સુધરી ન જ હોત.

ત્યાર પછીના ઉનાળાની આખરે મારી પર ભારે ફટકો પડ્યો. મને ખબર મળ્યા કે મારો ભાઇ અલેકઝાંડર ગુજરી ગયા છે.

મારી પછી થોડે વખતે તે રશિયામાં જ પકડાયો હતો એ તો મેં અગાઉ કહ્યું છે. ત્યાર પછી બે વરસ તેને ત્યાં જ રાખવામાં આવ્યો અને અંતે દસ વરસ માટે પૂર્વ સાઇબીરિયામાં તેને હદપાર કરવામાં આવ્યો. એ ભાગની ભેજવાળી હવામાં પણ તે પોતાનાં બીબાળકો સાથે રહેતો હતો અને ત્યાંથી મને હું ફ્રેંચ તુરંગમાં હતો ત્યારે પત્રો લખતો હતો. પત્રોમાં તે કુટુંબજીવનના ખબરો ઉપરાંત, ખગોળશાસ્ત્રના પોતાના અભ્યાસ વિશે પણ ઘણું લખતો. તેના જેવા કલ્પનાશીલ પુરુષને એ વિષયમાં જે ઊંડો રસ હતો

તેનાથી પ્રેરાઇને તેણે, સંશોધન માટેનાં પુસ્તકાદિ જ્યાં જરા ય સુલભ નહિ તેવા સાઇબીરિયામાં રહીને પણ જે પુસ્તકો રચ્યાં છે તેનાં વૈજ્ઞાનિકોએ મુક્તકંઠે વખાણ કર્યાં છે. પણ એ કામ લંબાવવા તે વધુ જીવ્યો નહિ. સાઇબીરિયામાંથી છૂટવાનો વખત પાસે આવ્યો ત્યારે તેણે પોતાનાં સ્ત્રીબાળકોને મારી પાસે મોકલી દીધાં કેમ કે પોતે રશિયા જતાં જ ફરીથી હદપાર થવાનો છે તેની તેને ખાતરી હતી અને તેને લીધે ગાઢ નિરાશા તેના જીવનમાં છવાઇ રહી હતી. એ નિરાશાએ જ સાઇબીરિયાની એકલતામાં એક અંધારી રાતે, એ જીવનનો અંત આણ્યો.

૧૭

# સરસ પરિણામ

## ૧

આ પ્રવૃત્તિમાં મેં ઘણો ભાગ લીધો અને કેટલાક સમાજવાદી અંગ્રેજ ભેરૂબંધોની સહાયતાથી અતંત્રવાદનો પ્રચાર કરનારું પત્ર 'ફ્રીડમ' પણ ચાલુ કર્યું. અતંત્રવાદ વિશેનાં મારાં બે ફ્રેંચ પુસ્તકોમાંનું એક ખંડનાત્મક મારા મિત્ર એલીસી રેક્લુસે હું જેલમાં હતો ત્યારે જ પ્રગટ કરેલું. તેનો રચનાત્મક ભાગ હવે મેં 'લે રેવોલ્તે' માં લખવા માંડ્યો, જે પણ પાછળથી પુસ્તકરૂપે પ્રગટ થયો હતો.

એ પુસ્તકોને અંગે મને વિષયનો વધુ અભ્યાસ તથા વિચાર કરવાની જે તક મળી, તેને પરિણામે હું એવા નિર્ણય પર આવ્યો કે, હાલના સુધરેલા સમાજમાં ઉત્પાદન તો જરૂર કરતાં વધારે થાય છે, એ ખરીદવા જનતા પાસે નાણાં પણ પૂરતાં છે, ખામી ભરી છે તે માત્ર ઉત્પાદનની વહેંચણી જ, કે જે વ્યવસ્થિત કરનાર સામ્યવાદી રાજ્યતંત્ર હસ્તીમાં આવે, તો જેમ એ બાબતનો નિકાલ થઇ શકે તેમ, વધારાનો નફો જે હાલ મૂડીદાર ખાય છે તે રાજ્યના હાથમાં રહે—આ પ્રકારની વિચારસરણી કેટલાક સમાજવાદીઓની છે, તે બરાબર નથી. હું તો માનતો થયો હતો કે ઉત્પાદન તો જરૂર જેટલું જ છે, તેથી તેમાંથી નફો કંઈ થવાનો નથી; પણ હકીકત તરીકે, લોકો પાસે એ ખરીદવાનાં નાણાં જ નથી. પણ દરેક સુધરેલા

સમાજમાં—પછી તે ખેતીપ્રધાન હોય કે ઉદ્યોગપ્રધાન—ઉત્પાદન હાલના કરતાં બેશક વધારી શકાય અને તે માટે ખેતીનાં આધુનિક ઢબનાં સાધનો મોટા પ્રમાણમાં શોધવાં અને પ્રચારવાં જોઈએ તથા શિક્ષણપદ્ધતિનો પણ નવી દષ્ટિએ વિચાર એવી રીતે કરવો જોઈએ કે દરેક શહેરીને હાથની ને મગજની બેઉ ખીલવણી કરવાનો પૂરતો અવકાશ મળે. આ વિચારો મેં 'નાઈન્ટીન્થ સેન્ચરી'માં એક લેખમાળામાં રજુ કર્યા હતા. એ હવે 'ફીલ્ડઝ' ફૅક્ટરીઝ ઍન્ડ વર્કશૉપ્સ' નામથી પુસ્તકાકારે પ્રસિદ્ધ થએલ છે.

એક બીજા મહત્ત્વના પ્રશ્ને પણ તેવામાં મારું ઘણું ધ્યાન રોકેલું. ડાર્વિનના 'જીવનકલહ'ના સિદ્ધાંતનો અર્થ સૌ કોઈ તે વખતે એવો કરતા કે જાણે ગોરી પ્રજાઓ નબળી રંગીન પ્રજાને મનમાની રીતે દબાવી શકે—તેમનો જાણે નાશ પણ કરી શકે. આ અવળો અર્થ મને પહેલેથી જ ખુંચતો હતો. અમારા એક રશિયન પ્રાણીશાસ્ત્રી પ્રો. કેસ્લરની માફક હું પણ માનતો કે "કુદરતમાં તો પરસ્પર સહાયનાના સિદ્ધાંતને પરસ્પર કલહના સિદ્ધાંત જેટલું જ સ્થાન છે. પણ માણસજાતન. પ્રાથમિક વિકાસને માટે કલહના કરતાં સહાયતાનો જ સિદ્ધાંત વધારે અગત્યનો છે." આ સંબંધીનાં જે લખાણુ મેં પ્રાણીઓ, વનસ્પતિ, જંગલી કહેવાતી જાતો તથા સુધરેલા યુરપની આદિકાળથી હમણાં સુધીની પ્રજાઓ પરથી દષ્ટાંતો લઈને લખ્યાં તે પણ 'નાઇન્ટીન્થ સેન્ચરી'માં તથા પછી પુસ્તકરૂપે છપાયાં હતાં. એ વિષયને અંગે જે કેટલુંક સંશોધન મારે કરવાનું હતું તે કરતાં મને યુરોપી પ્રજાઓના ઐતિહાસિક વિકાસની વિગતો વિશે તથા મનુષ્યજાતિની ન્યાયવૃત્તિ અને નીતિભાવનાને લગતા વિકાસવાદી આધારો વિશે ઘણું નવું જાણવાનું મળ્યું.

ઓગણીસમી સદીના આ છેલ્લા દસકામાં સમાજવાદનો જેટલો પ્રચાર ઇંગ્લંડમાં થયો તેટલો પહેલાં કદી નહોતો થયો. ઉપરટપકેથી જોનારને લાગે કે તેવો પ્રચાર નથી.

## ૧૬

# ઈંગ્લંડની સમાજવાદી પ્રવૃત્તિ

## ૧

**૧૮૮૬માં** ઈંગ્લંડમાં સમાજવાદી પ્રવૃત્તિ પૂરબહારમાં હતી. સંખ્યાબંધ કામદારો તથા કેટલાક મધ્યમવર્ગના જુવાનો પણ તેમાં જોડાયા હતા. તે વખતે દેશ ઔદ્યોગિક અને આર્થિક દૃષ્ટિએ કટોકટીના મામલામાંથી પસાર થતો હતો. કામદારોનાં ટોળાં ગાતાંગાતાં અને દેખાવો કરતાં ટ્રફાલ્ગર સ્કવેરમાં રાત સુધી ફરતાં હતાં અને રાતે ત્યાં એક છાપું પાથરી, બીજું ઓઢી એ નિરાધારો સૂઈ રહેતાં. એક વાર તો બર્ન્સ, હાઇન્ડમેન વગેરે મજૂરનેતાઓનાં ભાષણો પછી પિકાડિલીમાંની મોટી દુકાનોની બારીઓના કાચ ભંગાયા હતા તથા હુલ્લડ પણ થએલું. એનાથી થએલો ખળભળાટ ઝાઝી મુસીબત વિના શમ્યો તે એટલા જ માટે કે મધ્યમ તથા ઉપલા વર્ગવાળાઓ આગામી ભયથી ચેતી ગયા અને જરૂરિયાતોના પ્રમાણમાં તો નાનું પણ એમનો સદ્ભાવ સાબિત કરવાને પૂરતું એવું ભંડોળ વેસ્ટ એન્ડના પૈસાદારોએ મજૂરો માટે એકઠું કર્યું. નેતાઓને પણ બે કે ત્રણ માસની એવી થોડીથોડી જ સાદી સજા થઈ.

પ્રજાના બધા ય વર્ગોનો એ કાળે સમાજવાદમાં તથા સમાજની પુનર્ઘટનાની યોજનાઓમાં ઘણો રસ હતો. મને પણ

ગરીબતવંગર બંનેનાં ઘરોમાં કે લત્તામાં તુરંગપદ્ધતિ વિશે કોઈ વાર, પણ ઝાઝે ભાગે તો અતંત્રલક્ષી સમાજવાદ વિષે ભાષણો આપવાનાં નોતરાં મળતાં. તવંગરો સમાજવાદનું ન્યાયીપણું હમેશાં જ સ્વીકારી લેતા, તેને સમજવા પ્રયાસ કરતા, અને વર્ગવર્ગ વચ્ચેની અથડાઅથડી અટકાવવા વધુમાં વધુ કેટલી છૂટ મૂકવી જરૂરી છે એમ પણ પૂછતા. પણ ઇંગ્લંડ બાંધછોડ અને સમાધાનીથી જ ગાડું ગબડાવ્યે રાખનારો દેશ હોઈ, વિપ્લવ તો ત્યાં અશક્ય છે એમ પણ મેં જોયું. ગરીબોની સમાજવાદ વિશેની સમજણ પણ યુરપના બીજા દેશોના કરતાં અંગ્રેજ કામદારોમાં કેટલેક અંશે મને જુદી જણાઈ. બીજા દેશોના કામદારો ઉપલા વર્ગોની નાની છૂટછાટો કે મહેરબાનીઓથી સંતોષાતા નહિ, પણ સમાજવાદી સિદ્ધાંતોને જનહિત માટે કેમ અને ક્યારે અમલમાં વ્યાપકપણે મૂકી શકાય તેની જ ચર્ચા ઉઠાવતા, ત્યારે અહીં ઉદ્યોગો રાજ્યને હસ્તક ચાલવા જોઈએ એ સિદ્ધાંત સહેજે સ્વીકારી લેવાને બદલે, એવું કંઈ કરવા માટે વહેવારુ ઉપાયો શા હોઈ શકે, એ શક્ય છે કે કેમ, વગેરે વાસ્તવદર્શી પ્રશ્નો જ વધારે પૂછાતા તથા ચર્ચાતા.

પણ ફ્રાંસ તથા સ્વિટ્ઝર્લેંડમાં મધ્યમવર્ગ તથા કામદારો વચ્ચે જે અંતર પડેલું મેં જોયું હતું તે ઈંગ્લંડમાં નહોતું. અંગ્રેજ મધ્યમવર્ગ કામદારપ્રવૃત્તિમાં સીધો અને સક્રિય રસ લેતો—તેનું ભંડોળ ઉઘરાવવાની પેટીઓ લઈ બાગોમાં ફરવા સુધી. તેઓમાંના ઘણા ગામડામાં આમવર્ગને કેળવવા તથા બીજી રીતે તેમની સ્થિતિ સુધારવા પણ, રશિયનોની જેટલા નહિ પણ થોડા ઘણા ઉત્સાહથી ગયેલા જ. પણ એ કામ કેટલું કપરું ધીરજને તથા શક્તિઓને કસનારું છે એ જાતઅનુભવથી જાણ્યા બાદ તેમનામાં ઘણાખરાએ એ પાછળથી છોડી દીધું હતું.

પણ ખરી રીતે, રોબર્ટ ઓવનની ભાવનાઓને પી ગએલા અંગ્રેજ કામદારવર્ગે ટ્રેડયુનિયનો, સરકારી મંડળો તથા શહેરસુધરાઇ દ્વારા સમાજવાદને મોટા પ્રમાણમાં અપનાવ્યો છે. એ જ રીતે, રાજ્યસત્તાની સર્વોપરિતા અને કેન્દ્રીકરણને સ્થાને અતંત્રવાદી વ્યક્તિના હકો તથા સ્વેચ્છાનુસાર સંગઠનને આધારે સ્થાનિક પ્રશ્નોના નિકાલની ભાવનાને ગયાં વીસ વરસમાં પ્રચરિત કરવાનો અતંત્રવાદીઓનો પ્રયોગ પણ છેક નિષ્ફળ નથી ગયો. યુરપ અને અમેરિકામાં પણ (૧૮૭૧ પછી જર્મની સૈનિકવાદી બનતું જાય છે એ હકીકત છતાં) સામ્યવાદી વિચારો ઠીકઠીક ફેલાયા છે. બે કે ત્રણ દસકા પર—મેં સમાજવાદમાં સક્રિય ભાગ લેવા માંડ્યો ત્યારે—એ પ્રવૃત્તિના કરનારમાં જે ભય અને સંકોચ સર્વત્ર દેખાતાં તે હવે નથી. અને આજે મારી સત્તાવનની ઉંમરે પણ હું તો એમ માનું છું કે, ગઈ ૭ સદી દરમ્યાન—મધ્યકાલીન યુગ પછી—દુનિયાએ કદી નહિ દીઠેલો એવો અસાધારણ સામાજિક વિપ્લવ થવાને માટે વાતાવરણ સર્વત્ર તૈયાર થતું આવે છે. વળી એમ પણ લાગે છે કે સ્થાપિત હિતસંબંધના ભોગવનાર અને સાચવનાર વર્ગો એ વિપ્લવ સામે અગાઉ જેવી સદંતર હઠીલાઇ પણ નહિ જ દાખવે.

આવું સરસ પરિણામ જેનાથી આવ્યું છે તે, ગયાં ત્રીસ વર્ષમાં દરેક પ્રજાના દરેક વર્ગનાં હજારો સ્ત્રીપુરુષોએ કરેલા પ્રયાસો સર્વથા સ્થાને હતા—તે લેખે લાગ્યા છે—તેની ના કોણ કહી શકશે ?

સમાપ્ત